"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા."

# કથામંજરી.

## (ભાગ પહેલો.)

(સ્નેહનાં વિવિધ દર્શનોની વાતોનો સંગ્રહ.)

સંપાદક અને પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા**

સંપાદક "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.



આવૃત્તિ બીજી.] પ્રત ૨૧૦૦ [ઈ. સ. ૧૯૨૨.

અમદાવાદ—ઢાલગરઓળમાં શ્રી 'અંબિકાવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપી.

કિંમત રૂ. ૧-૮-૦

# અનુક્રમણિકા.

# કથામંજરી; ભાગ પહેલો.

## (૧) વેષ-ધારી.

( લેખકઃ—રા. રા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ. )

" હવે તો, શેઠ સાહેબ, આપ કાંઈ સમજો તો સારૂં. આપ આજ કાલ કરતાં એકત્રીશ વર્ષના થયા. આપના પિતાશ્રીની અઢળક સમૃદ્ધિ પણ આમ આપ જો વગર વિચાર્યું ખર્ચ કરે જશો તો ખાતે ખાતે ખૂટી જશે. હજી આપ કંઇ ધંધે પણ વળગ્યા નથી. પ્રભુ જાણે આપની ઉમર વધતાં આપની શી દશા થશે તે. " કૃષ્ણજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યા " એ કવિતા પણ આપે તો કયાંથી વાંચી હોય ? બળી આ નવી ચોપડીઓ. અમારા વખતમાં તો એવો સચોટ બોધ અમને એ જુની વાચનમાળાથી મળતો કે આખી જીંદગીભર અમે યાદ કરીએ છીએ અને ભૂલ કરતાં અટકીએ છીએ. તમારે તો નહિ સાન કે ભાન, લાવો લાવોની જ વાત છે. હવે તો સાહેબ, ખરૂં પૂછો તો હું પણ કંટાળી ગયો છું. મ્હારી અવસ્થા થઈ તેથી આગળના જેવો ઢયડો કામનો નથી થઈ શકતો; પણ શું કરૂં ? આપના પિતાએ મને આપનો હાથ સોંપ્યો છે, ને એ મ્હારા અન્નદાતા હતા. એમની કૃપા વડે શેર બાજરી રળી ખાઇએ છીએ તેથી એમનું લુણ હરામ નહિ થાય. આ દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તો આપની એક પાઈ પણ મ્હારૂં ચાલશે ત્યાં સુધી બગડવા નહિ દઉં, પણ આપને કંઇ મ્હારાથી ના કહેવાય ? આપ ભણ્યા ગણ્યા છો પણ નાણું કેમ સાચવી રાખવું તે હજી જરાએ

શીખ્યા જણાતા નથી, ત્યારે એ તે ભણતર કેવું ! હવે તો કંઈ વિચાર કરો તો સારૂં."

મ્હારો વૃદ્ધ વિશ્વાસુ ગુમાસ્તો આ પ્રમાણે એક વાર બપોર બાદ હું તેની પાસે મ્હારી રીત પ્રમાણે નાણાં માગવા ગયો ત્યારે મને સાચા દીલથી ઉપદેશ આપવા લાગ્યો. તેણે મને શિખામણ દીધી હતી તો ઘણીએ વાર, પણ મ્હારા છીછરાપણામાં, જુવાનીના જોરમાં, ને ખુશામતીઆઓની બુરી સોબતમાં, હું અતિ અવિચારી થઇ ગયો હતો; અને પિતાની સમૃદ્ધિ પુષ્કળ છે, તે ખર્ચી ખૂટે એવી નથી તેથી મોજશોખની જે ઇચ્છા થાય તે પૂરી પાડવામાં પાછી પાની શા માટે કાઢવી જોઇએ એટલું જ સમજતો હતો. આજ સુધીમાં મ્હેં લાખો રૂપિયાની પુંજીમાં પૂળો મૂક્યો હતો-એ બધું ભાન મને કોણ જાણે કયાંથી આ ક્ષણે સ્ફુરી આવ્યું-જ્ઞાનના સંસ્કાર આપોઆપ જાગૃત થયા-મ્હારી આંખ અણચિંતવી ઉઘડી. આ પ્રમાણિક માણસ નહિ હોય ત્યારે મ્હારી મિલકતનું શું થશે ? કોણ તેની સંભાળ રાખશે ? મ્હારૂં આજ શું છે, ને કયાં છે તે પણ હજી મ્હેં જોયું જાણ્યું નથી. મ્હારી બ્હોળી જાગીર ઉપર કોણ કોણ ભાડુતો રહે છે-તેમની શી સ્થિતિ છે-કોણ મદદને પાત્ર છે-કોનાં બાળકોને ઉત્તેજન દઇને વિદ્યા ભણાવવાની મ્હારે જરૂર છે, એ વિશે મ્હેં આજસુધી કંઈ પણ ચિંતા કરી ન હતી. પણ હમણાંજ જાણે મ્હારૂં ઘેન ઉતરી ગયું હોય તેમ મ્હારા મુનીમના આ લાખ લાખ રૂપિયાના શબ્દોથી તે બધું મ્હારા સમજવામાં આવ્યું. હું તેની સામે એકાગ્ર દૃષ્ટિથી-અનિમિષ લોચને જોઇ જ રહ્યો. મ્હારા મન ઉપર કાંઇક અસર થઇ છે એવું તેને લાગતાં, પોતાનાથી રખેને કાંઇ કઠોર વચન કહેવાઈ ગયાં હોય એવી શંકામાં તે બિચારાનું મ્હોં પણ લેવાઇ ગયું ને ગળગળો જેવો થઈ કંઈ ક્ષમાની યાચના કરવા જતો હતો, તેવામાં મ્હેં તેને વિનયથી રોકી દીધો ને ઉલટી તેની ક્ષમા માગતાં કહ્યું કે, "ભાણાભાઇ! તમે મ્હારી જેવી સંભાળ રાખી છે તેવી કોઇ બીજું રાખી શકે એમ નથી. તમે મ્હારા પિતાની મિલ્કતનું જેવું સંરક્ષણ કાળજીથી અને એકનિષ્ઠાથી કર્યું છે તેવું બીજું કોઇ કરવાને સમર્થ નથી એ હું સારી રીતે સમજું છું. બીજા ઘણા મુનીમો મ્હેં જોયા છે કે જેઓ

આવી સ્વતંત્ર સ્થિતિમાં સ્વાર્થ સાધીને ધણીનું બુરૂં કરવામાં ને પોતાનું ઘર ભરવામાં પાછા હઠતા નથી, પણ તમે તો તમારૂં જીવન આદર્શરૂપ ગાળી મ્હારી સંપત્તિ જાળવી રાખી છે, એટલુંજ નહિ પણ તેમાં સારી વૃદ્ધિ કરી છે, જેનો બદલો વાળવાનું તો રહ્યું પણ તમને દુઃખ ઉત્પન્ન કરીને ઉલટી તમારી ચિન્તા વધારનાર હું નિવડયો, ને મ્હારા પિતાએ ઘણો ખર્ચ કરીને મને ઉંચી કેળવણી અપાવી તે પણ વ્યર્થ ગઇ. એ જોઇને હવે મને ઘણી શરમ આવે છે. તમે જે બધું કર્યું તે મ્હારા હિત માટે જ છે અને આજથી હું તમારી સાથે રહીને મ્હારો વહીવટ સમજવા પ્રયત્ન કરીશ માટે તે વિશે નિશ્ચિંત રહેશો. તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે."

"ભલા ભગવાન!" આંખ્યોમાંથી સરતા અશ્રુપ્રવાહ સાથે તે બોલ્યો:—"આ સારો દહાડો જોવાને હું ભાગ્યશાળી થઇશ એવી તો મ્હેં સ્વપ્ને પણ આશા રાખી ન હતી. મ્હારા મ્હોટા શેઠે કેવા પરિશ્રમથી આ સંપત્તિ મેળવી છે—તેમણે પોતાની હયાતીમાં કેવી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી તે બધું મને તો આંગળીના વેઢા પર છે, પણ હવે એ બધું ધૂળધાણી થઈ જશે એ ફિકરમાં રાતદિવસ મ્હારૂં લોહી બળી જતું હતું. પ્રભુ આપને સહાય્ય કરો, અને આપના શુભ ઉદ્દેશો પાર પાડો. જુઓને આપણા ભાડુતોમાં કેટલાંક તો એવા ચીંથરેહાલ થઈ ગયા છે કે ચઢેચઢયું ભાડું પણ ચૂકવી શકત નથી. રકમ એટલી વધી ગઇ છે કે હવે કંઇ ચાંપતા ઇલાજ લીધા વિના છૂટકો નથી. એમ એકલી દયા રાખે પણ કેમ પરવડે! આ આપણા મ્હોટા દાક્તર પ્રતાપરાયનો એક દિવસ એવો હતો કે જ્યારે એમને ત્યાં દરદીઓ માતાએ ન હતા મને સાંભરે છે કે એમના બંગલામાં ઘોડાગાડીની એવી ઠઠ જામતી કે એમને પાણી પીવાની પણ ફુરસદ મળતી ન હતી. તે દિવસ તો એમની ભરજુવાની હતી. પણ આજ હવે એમને ખાવાનાએ સાંસા પડતા જણાય છે. બિચારાને બંગલો પણ ઘરેણે મૂકવા વારો આવ્યો. આપણે તે રાખ્યો છે ને હવે એ ભાડે રહે છે. પણ અન્નને ને દાંતને વેર જેવું થઇ પડયું હશે ત્યાં ભાડુંએ કયાંથી ભરી શકે? દશા કંઇક સુધરશે એવી આશામાં આજ સુધી મ્હેં વાટ જોઈ,

પણ હવે તો છેવટ કંઇક નિકાલ લાવવો જ પડશે. આજ જ હું એમનું ખાતું તપાસતાં તપાસતાં એમની પાસે જવાનું ધારતો હતો તેવામાં આપ પધાર્યા."

"મને પણ, ભાણુભાઈ! એ દાક્તરની હકીકત યાદ છે. ઘણાં વર્ષ ઉપર એ બંગલા પાસેથી હું નીકળ્યો હતો ત્યારે મને તેની શોભા ઘણી જ સુંદર લાગતી હતી. આગળના બગીચામાં વૃક્ષ-વેલી એવી રળીઆમણી જણાતી હતી કે બે ઘડી જઇને બેસવાનું મન થતું હતું. બંગલો પણ તે વેળા તો સારો હતો."

"હતો તો ખરો પણ ભાઇ, મરામત વિના રોજ તેવો રહી શકે? આજ તો એના ઉપરથી રંગરોગાન બધો ઉખડી ગયો છે, બારી બારણાં તૂટી ગયા જેવાંજ છે ને ભોંયતળીઆમાં જ્યાં જુઓ ત્યાં ખાડા પડી ગયા છે. બાગ તો સાફ જંગલ જેવો જ થઈ ગયો છે."

"મને, ભાણુભાઈ! એમ થાય છે કે તમે આજ જવાનું બંધ રાખો તો ઠીક. હું જ જઇને જોઈ આવીશ. આવા જુના અને નામાંકિત ભાડુતની દશા કોઇપણ પ્રકારે સુધરે એવું છે કે કેમ તેની તપાસ કરવાની મને ઉત્કંઠા થઈ આવી છે. બહુ દૂર પણ નથી એટલે આજ સાંજે હું ત્યાં પહોંચી જઇશ."

"આપના મનમાં આવી સુબુદ્ધિ તરત ઉત્પન્ન થશે એવો તો મને ખ્યાલે ન હતો. ભલે આપ ખુશીથી પધારો. મોટરની ગોઠવણ હું કરાવું છું."

"ના. એવી કંઈ જરૂર નથી. ટ્રેનમાંથી ઉતરીને હું ત્યાં ચાલતો જ જવા ધારૂં છું, મને એટલી કસરત પણ થશે!"

મ્હારી મિલ્કતની વ્યવસ્થામાં ભાગ લેવાનો આ મને પહેલો જ પ્રસંગ અણુચિન્તવ્યો મળી ગયો તેથી તથા હવે હું કાંઇક પણ ઉપયોગી જીવન ગાળી શકીશ એવો વિચાર આવવાથી મને સ્વાભાવિક આનંદ થયો. ચોમાસાની ઋતુ હોવાથી મ્હેં મ્હારો "વૉટર-પ્રુફ" કોટ સાથે લઇ લીધો હતો અને અજાણ્યા તરીકે જવાથી બાતમી વધારે મળી શકશે એમ વિચાર આવવાથી મ્હેં મ્હારા નિયમિત પોશાકમાં પણ કેટલોક ફેરફાર કરી દીધો હતો. દાક્તરને

હું કદી મળ્યો ન હતો તેથી તેઓ મને ઓળખશે એવી તો કંઈ બીતિ ન હતી. ઘણાં વર્ષ થયાં એ તરફ ગયેલો ન હતો તેથી માર્ગ પૂછતો પૂછતો હું ત્યાં આવી પહોંચ્યો. પણ તે વેળા વરસાદ જોરથી પડતો હતો ને આકાશ વાદળાંથી ઘેરાઇ જવાની સાથે ગાજવીજ અને કડાકા એવા થતા હતા કે આવા અજાણ્યા સ્થળમાં જતાં જરા સંકોચ પણ લાગતો હતો. બાગમાં પેસતાંજ બધું અસ્તવ્યસ્ત જણાયું. વર્ષો થયાં કોઇએ તેની સંભાળ લીધી હોય એમ દેખાતું ન હતું તેથી જ્યાં જોઇએ ત્યાં ઘાસ અને ઝાડ જંગલી અવસ્થામાં ઉગી ગયેલાં હતાં. કહીંક પુષ્પના છોડ હતા પણ તે નહિ જેવા. સામેથી બંગલો દેખાતાં તેની પણ સ્થિતિ મ્હારા મુનીમે કહ્યા પ્રમાણે જણાઈ. મકાન વિશાળ છતાં હવે ટગુમગુ થઇ રહ્યું હતું. છાપરા ઉપરનાં નળીઆં કહીંક કહીંક ઉડી ગયાં હતાં તેથી અમુક ભાગમાં તો પાણી પડતું હશે એમ સહજ ખ્યાલ થતો હતો. મળવા આવનારને બેસવા માટે બંગલાની સામેજ એક મંડપ જેવું રચેલું હતું તે સુભાગ્યે કાંઈક સારી સ્થિતિમાં જણાતાં તેમાં હું જઇને ઉભો રહ્યો. એટલામાં બંગલાનાં મ્હોટા દીવા ઉપરના મ્હારી સામેના ભાગની એક બારીમાંથી વાછંટ અંદર આવતી હશે તેથી તે કોઈ બંધ કરવા જતું હોય એમ મને લાગ્યું. એક કોમળ નાજુક ગૌર હસ્ત માત્ર મંગલ વલયવાળો-કંઈક કૃશ હોય એવો ભાસતો-બહાર આવ્યો, ને તેની સાથે વાદળમાંથી ચંદ્ર ઝબકી નીકળે તેમ પાછળના અંધારામાંથી એક ચંદ્રાનનની પણ મને ઝાંખી થઈ, આવા ભારે વરસાદ ને વાવાઝોડામાં નીચે કોઇ ઉભું હશે એવો સંભવ જ ન હોવાથી અને પોતાને ત્યાં મળવા આવનારનો તો કેવળ અભાવ જ હોવાથી-મ્હારા ઉપર તેની દૃષ્ટિ પડતાં તે મુખ જરા ચકિત થયું હોય-ભ્રમરો આશ્ચર્યમાં ઉંચી ચઢી હોય-અને એ કોણ હશે એવો વિચાર તે બાળાના મનમાં સ્વાભાવિક ઉત્પન્ન થયો હોય એમ મને લાગ્યું. બાળા તો હતી એમ મ્હારી ખાત્રી જ થઈ. તેની મુખાકૃતિ પણ રમ્ય જણાઈ, પરંતુ તે કોણ હશે તે ક્યાંથી સમજાય ? બારી વાસતાં વાસતાં એને કંઇ મ્હારા માટે દયાની લાગણી પણ થઈ આવી હશે તેથી વળી એણે અધખોલી કરી અને "આપ અહીં ઉભા રહેશો તો શરદી લાગશે માટે અંદર પધારો" એવો મનોહર, મધુર શબ્દોમાં મ્હારો સત્કાર

થયો. આવા અણધાર્યા સમાગમનો પ્રસંગ ઉપસ્થિત થવાથી મ્હારૂં કુતૂહલ વૃદ્ધિ પામ્યું અને બહાર તો બહુ વાર રહી શકાય તેવું હતું જ નહિ તેથી હું દ્વાર ભણી ચાલ્યો. એટલામાં તો એ બાળા નીચે ઉતરી આવી, અને દ્વાર ખોલીને મને નીચી દૃષ્ટિયે નમન કરવાની સાથે આવકાર આપતી આપતી, મ્હારી પાછળ રહી, દ્વાર બંધ કરીને પાછી આગળ આવી, મ્હારો માર્ગદર્શક બની.

બંગલામાં આ વખતે અંધકાર એટલો વ્યાપી ગયો હતો કે મ્હારાથી એની મુખમુદ્રા સ્પષ્ટ જોઈ શકાઈ નહિ; પણ એના અંગના મરોડ ઉપરથી, હંસના જેવી ગ્રીવા ઉપર વિરાજતા સુઘટિત મુખકમલ ઉપરથી, એની વસ્ત્ર પહેરવાની ટાપટીપ ઉપરથી, અને મંદ ગતિથી મને એમ થયું કે આ કોઇક સુશિક્ષિત લલના તો હોવી જ જોઇએ. કપાળમાં નાનો સુંદર ચાંલો શોભતો હતો, વસ્ત્રો સાદાં પણ સ્વચ્છ હતાં અને અલંકારમાં માત્ર અણછૂટકે પહેરવા પડે તેટલા જ દેખાતા હતા. બંગલાની ભીંતોની તથા ભોંયતળીયાની અને ઉપરની છતની સ્થિતિ પણ પ્રત્યક્ષ પુરાવો આપતી હતી કે મુનીમનું કથન અક્ષરે અક્ષર સાચું હતું. બીજા ભાગ કરતાં કંઇક સારી હાલતમાં વચ્ચેનો એક ખંડ મને જણાયો અને દાક્તરને બેસવાનું પણ ત્યાં જ હશે એવો મ્હારો ખ્યાલ થયો. તે હાલ ખાલી હતો તેથી દાક્તર પોતે કંઇ કામમાં હશે એવું મ્હારૂં અનુમાન થયું, પણ મને એક ખુરશી બેસવા આપતાં જ તે બાળાએ કહ્યું:—

" મ્હારા પિતાને આપ કંઇ કામે મળવા પધાર્યા હશો એમ હું સમજું છું, પણ તેઓ તો આજ સવારે એક દરદી તરફથી કોઇ બોલાવવા આવ્યાથી અહીંથી સાતેક માઇલ દૂર ગયા છે, ને સાંજ સુધીમાં પાછા આવવાનું કહી ગયા છે તેથી હવે આવવા જોઇએ એમ મને લાગે છે. આપ આવી શરદીમાં ચાલ્યા છો તેથી જરા સ્વસ્થ થાઓ. ચા હમણાં આવશે " એમ કહેતી તે જરા વાંકી વળી ચાલવા જતી હતી તેવામાં કંઈક વિચાર આવવાથી વળી ફરીને જરા હસતે મ્હોંએ મને કહેવા લાગી કે:—" માફ કરજો હો. ચા આવશે એમ મ્હેં કહ્યું તે કંઈ એની મેળે તો નહિ જ આવે. હું જઇને લઇ આવું છું. "

"શું કામ તસ્દી લ્યો છો ? મ્હારે ચાની જરૂર નથી." એમ હું વિવેક કરવા જતો હતો પણ તે શબ્દો જાણે સાંભળ્યા જ ન હોય તેમ એ તો નીચે ઉતરી ગઇ અને થોડી વારમાં ચાનો સર્વ સામાન પોતાના હાથમાં જ મ્હોટી રકાબીમાં લઇને મ્હારી પાસે એણે હાજર કર્યો. તેથીજ મ્હારા સમજવામાં આવ્યું કે તેમના ઘરમાં નોકર પણ કદાચ નહિ હોય.

"મ્હારા જેવા એક અજાણ્યાનો આટલો બધો સત્કાર કરવા માટે તમારો ઉપકાર કયા શબ્દોમાં માનવો તે હું સમજી શકતો નથી. તમને મ્હારી દયા આવી ન હત તો હું કોણ જાણે ક્યાં સુધીએ બ્હાર બીનામાં ઉભો રહેત. તમારા પિતાને હું મળી શકીશ નહિ એ જાણી મને જરા ખેદ થાય છે. મ્હારે મ્હારૂં ઓળખાણ તમને હવે આપવું જોઇએ. દિનકરરાવ શેઠનો હું મિત્ર છું ને તેમનું કામકાજ કરૂં છું. તેઓ પોતે મોજશોખમાં એવા ઉતરી પડયા છે કે તેમની જાગીરની સંભાળ જાતે લઈ શકતા નથી તેથી મને એમ થયું કે હું જ જરા બધે ફરીને કંઇક તપાસ કરી આવું તો ઠીક. તેમના મુનીમ મને કહેતા હતા કે તમારા પિતાના ખાતામાં રકમ સામટી નીકળે છે."

આ સાંભળતાં તે બાળાના મુખ ઉપર કંઈક ફિકાશ આવી ગઈ. એનો ચહેરો લેવાઈ ગયો. પોતાની દુર્બળ અવસ્થા કોઇપણ પ્રકારે સુધરે એમ ન હતું તેથી આ કરજનો ભાર શી રીતે ઓછો કરવો તેનો કંઇ પણ ઉપાય એને સૂઝતો નહિ હોય અને આ બંગલો જાય તો એને તથા એના પિતાને ઉભા રહેવાનું ધરતી ઉપર સ્થાન ન રહે એ વિચાર એને આવ્યો હશે, એમ મને સમજાયું. એનો કંઠ પણ ગદ્‌ગદિત થઈ ગયો તથાપિ એ કંઇક હિંમત લાવીને બોલી કેઃ—

"આપે અમારી સ્થિતિ જોવા પધારવાની તસ્દી લીધી તે માટે હું આપનો આભાર માનું છું. શેઠ પોતે ઘણા વિવેકી છે અને અત્યાર સુધી એક શબ્દે તેમણે કહાવ્યો નથી. અમે સમજીએ છીએ કે અમે તેમનાં ઋણી છીએ, પણ, મ્હારા પિતાની ઉત્તરાવસ્થામાં એમને હવે ઝાઝી કમાણી પણ ક્યાંથી થાય ? પૂર્વ-

વરસોમાં સંચિત કરેલું દ્રવ્ય દૈવ ઈચ્છાથી સટ્ટામાં તણાઈ ગયું ને તેની ચિંતામાં ને ચિંતામાં મ્હારા પિતાશ્રીની પ્રકૃતિ પણ બગડી. હજી એટલું ઠીક છે કે એઓ અવાર નવાર આમ બહાર જઈ શકે છે અને એમની ખ્યાતિ સારી હોવાથી કોઇ કોઇ સારો કેસ મળી આવે છે તેથી અમારૂં ગુજરાન માંડમાંડ ચાલે છે. પણ આ બંગલો આવો જર્જરિત થઈ ગયા છતાં અમે તેને છોડાવીને સુધરાવવા માટે કશું કરી શકતાં નથી. મ્હારા પિતાએ આ વયે નિવૃત્તિ ભોગવવી જોઇયે તેને બદલે તેમને હજી આવો શ્રમ લેવો પડે છે એ પણ દુર્ભાગ્ય જ."

આમ વાત ચાલતી હતી એટલામાં પાસેના ટેલીફોનમાં કંઇ શબ્દ થયો તેથી એ દહીને વાત કરવા લાગી અને વાત પૂરી થતાં આવીને બોલી કે "એ તો મ્હારા પિતાનો સંદેશો આવ્યો. તેઓ કહે છે કે દરદીની ઇચ્છાથી આજ તેના સાથે રોકાવું થશે તેથી તેઓ સવાર સુધી આવી શકાશે નહિ."

"હું દીલગીર છું કે મ્હારે તેમને મળ્યા વિના જવું પડશે." મ્હેં ઉત્તર વાળ્યો.

"આવા ભારે વરસાદમાં આપ જઈ પણ શી રીતે શકશો? આપ સ્ટેશનથી ચાલતા આવ્યા તે વેળા તો વરસાદ બહુ ન હોવાથી આપને જણાયું નહિ હોય, પણ તે પાંચ માઇલ દૂર છે અને આટલામાં કોઇ એવું સ્થળ પણ નથી કે જ્યાંથી વાહનની તજવીજ કરી શકાય."

"પણ મ્હારાથી આપના આતિથ્ય-સત્કારનો કંઇ અઘટિત લાભ લેવાય?"

"એમાં અઘટિત શાનું? નીચે મોંઘીબાઇ છે તે એક ખંડમાં આપને માટે બીછાનું તૈયાર કરી આપશે અને આપ અહીં ભોજન લઇને સુખેથી આરામ લેશો. મોંઘીબાઈ આવું હોય છે ત્યારે મારી પાસે જ રહે છે જેથી મને બીક લાગતી નથી. સવાર સુધીમાં તો વરસાદ પણ મને લાગે છે કે રહી જશે ને મ્હારા પિતાશ્રી પણ આવી પહોંચશે તેથી આપ તેમને મળીને સીધાવશો. થોડા કલાક મને પણ વાતચીત કરવાનો લાભ મળશે. પિતાજી નથી હોતા

ત્યારે એટલાં આ બંગલામાં મ્હારો વખત કેમે કરીને નીકળતો નથી."

"મ્હારા માટેની લાગણીને માટે વિશેષ ઉપકૃત છું. તમારી આવી એકાંતવાસની સ્થિતિ જોતાં મને પણ તમારે માટે ઘણી અનુકંપા ઉત્પન્ન થાય છે. તમારાં જેવાની સગવડ માટે શેઠ પોતે કંઇ કરતા નથી તે જોઈને મને તેમના વિશે પણ હવે તો કંઇક જુદો જ વિચાર આવે છે."

"ના, ના, તમે એમના મિત્ર થઈને એમને માટે એવું શું બોલો છો ? એ તો ઘણા શ્રીમંત છે. વળી વયમાં પણ યુવાન છે. અને એમને તો બીજાં ઘણાં કામ હોય તેથી અમારા જેવાની વાત યાદ ક્યાંથી આવે ! અમે જ કમનસીબ કે ભાડું એ પૂરૂં ભરી શકતા નથી. મ્હારા પિતાને માટે હું મ્હારી જાતનો ગમે તે ભોગ આપવાને તૈયાર છું. કોઇપણ પ્રકારે એમનો શ્રમ કમી થાય અને અમારી આજીવિકા માટે સારાં સાધન મળે એવી શોધ ઘણીએ કરૂં છું પણ કંઇ સુઝતું નથી. શેઠ જો દયા કરીને અમને થોડા માસની મહેતલ નહિ આપે તો અમારો સર્વ પ્રકારે વિનાશ જ થશે."

"એના જેવો નિર્દય, અવિચારી બીજો કોણ હશે જે તમારા પિતા જેવા વયોવૃદ્ધ અને વિખ્યાત પુરૂષને તથા તેમનાં પુત્રીને આવું કષ્ટ આપે ! ખરેખર, એમને જરા સમજ આપવાની જરૂર છે. તમારા પિતાને કંઈ હવે ઘરાકી ઝાઝી ચાલતી નહિ હોય તેથી એ શી રીતે રકમ ભરી શકે ને તમે પણ શું કરો ?"

"મ્હારૂં ચાલે તો હું ગમે તેવો ઉદ્યોગ કરીને પણ નાણું ભેગાં કરૂં. જરૂર પડે તો મોહોલ્લે મોહોલ્લે મ્હારૂં સંગીત શ્રવણ કરાવીને પણ જે મળે તે કમાઇ લાવું. પણ પિતાજીને હૈયે ધક્કો લાગવા દઉં નહિ."

"અહો ! ત્યારે તો તમે સારૂં ગાઇ જાણતાં હશો જ એમાં શક શો ? તે વિના એટલી હિંમત ક્યાંથી થાય ?"

"હા જી, એમાં છૂપું રાખવા જેવું મને કંઈ લાગતું નથી. મ્હારા પિતાશ્રીને સંગીતનો એટલો બધો શોખ છે કે એમના સારા દિવસોમાં એમણે મ્હોટા મ્હોટા ઉસ્તાદોને રાખીને પોતે તેની તાલીમ લીધી છે અને મ્હારી માતાને પણ એ વિષય પ્રિય હતો તેથી નાન-

પણથી જ પિતાજીએ મને પોતે એ કળાનો અભ્યાસ કરાવ્યો છે અને અમારે બન્નેને આ સમયે આશ્વાસન રૂપ પણ એજ થઇ પડેલું છે."

"કેવા આનંદની વાત ! ધન્ય છે એ પિતાને અને તમારા જેવી સુપાત્ર પુત્રીને ! પ્રાચીન કાળમાં સંગીત કળાનો અભ્યાસ રાજકુળમાં પણ તો હતો. આપણા મહાકવિ કાલિદાસનાં નાટકો તથા કાવ્યોમાં સ્થળે સ્થળે તે પ્રત્યક્ષ થાય છે. એમની નાયિકાઓ સંગીત તથા ચિત્રકળામાં પરિપૂર્ણ રીતે પ્રવીણ હતી. વળી શ્રી બાણભટ્ટે મહાશ્વેતાને પણ વીણા લઈને શ્રી શંકરની આરાધના કરતી ચિત્રી છે. કાદમ્બરીના સખીગણમાં પણ એ કળાનું જ્ઞાન હોવાનું આપણે જાણીએ છીએ. એ પોતે તો ગંધર્વરાજપુત્રી એટલે એનામાં તો એ વિદ્યાની નિપૂણતા હોય એમાં શું આશ્ચર્ય ! મોગલ શાહેનશાહોના સમયમાં પણ તેમની શાહજાદીઓ તેનું સારૂં જ્ઞાન ધરાવતી હતી અને તેમને ઉંચા પ્રકારનું શિક્ષણ અપાતું હતું. તે કાળની રજપૂત કુંવરીઓ પણ સંગીતમાં ઘણી કુશળ હતી. છતાં પછીના સમયમાં એ વિદ્યા આપણા દેશમાં કોણ જાણે કેમ નર્તકીઓને જ સ્વાધીન થઈ ગઈ અને સારા કુળની કન્યા તેનો અભ્યાસ કરે તો લોકો આંગળી કરે એવો કાળ આવ્યો. સુભાગ્યે ઉત્તર હિંદુસ્તાનમાં તેવો બાધ ન આવ્યો ને તેને લીધે ત્યાં કંઇક એનું ગૌરવ જળવાઈ રહ્યું. વળી કાળચક્રના ભ્રમણમાં એ મનોહર કળાનું જ્ઞાન સંપાદન કરવાની પ્રીતિ પુનઃ જાગૃત થઈ છે. આજ કાલનાં નાટકો તેનાં કારણોમાં પ્રધાનપદ ભોગવે છે, અને ઈંગ્રેજી પ્રજામાં કુટુંબો એ કળાની કેળવણીને લીધે કેવાં સુખી રહે છે તે આપણે જોઇએ છીએ. તેમની બાળાઓને પણ એ શિક્ષણ જરૂરનું ગણાય છે. તેને લઈને આપણે ત્યાં હવે ગાંધર્વ વિદ્યાલય જેવી સંગીત શાળાઓ સ્થપાઈ છે ને તેનો લાભ આપણી ઉછરતી યુવતીઓ છૂટથી લેવા લાગી છે, એ આપણી સામાજીક ઉન્નતિનું એક શુભ ચિહ્ન મને તો ભાસે છે. તમે વાંચ્યું હશે કે હમણાં ઇંગ્લાંડમાં મીસીસ મીઠીબાઈ બાટલીવાળા નામની ઉંચા કુળની પારસી બાનુએ સંગીત કળાનો અભ્યાસ અતિ ઉંચા પ્રકારનો કરીને ત્યાંની ટ્રીનીટી કૉલેજમાં અદ્વિતીય નામના સંપાદન કરી છે. તેનું અનુકરણ અન્ય બાળાઓ પણ કરશે એવી હવે તો આશા બંધાય છે. તમારૂં ઓળખાણ

આજ મને અનાયાસે થયું તેથી તમારા ગુણનું પણ મ્હને ભાન થયું. હવે ભોજનનો સમય થતાં સુધીમાં જો તમારી કળાનાં સાક્ષાત્ દર્શન મને થાય તો હું વિશેષ ઉપકૃત થયો ગણાઉં !"

"આ વિષય ઉપર આટલી આટલી પ્રીતિ જોઇ મને પણ ઘણો આનંદ થયો. મ્હારૂં વાદ્ય તો જેવું તેવું છે પણ યથાશક્તિ આપની સેવા કરવાનો મને અવસર મળવાથી મને પોતાને હું ભાગ્યશાળી માનું છું."

એમ કહીને એણે પાસેનું હાર્મોનિયમ ઉઘાડયું. તેના ઉપરનો દેખાવ તો એણે જણાવ્યું તેવોજ હતો, પરંતુ સારા કારીગરની કસોટી કંઈ છાની રહે તેમ ન હતું. સુર છોડતાં જ એવી ઘોર ગર્જના સાથે મધુરતા પ્રસરી રહી કે હું તો મુગ્ધ જ બની ગયો. રાત્રિનો પ્રશાન્ત સમય, બારી બારણાં સર્વ બંધ, અને પડઘો ઉડે એવો ઉંડો ખંડ; વર્ષાઋતુની શીતલતા, શ્રવણ કરનારમાં હું એકલો જ, અને ગાનારનું દીલ પણ મને રીઝવવાને કેમ જાણે અંદરથી આપો-આપ તલપ મારીને ખૂલતું હોય તેમ-સ્વાભાવિક લજ્જા ત્યજીને બેધડક મૃદુ સ્વરને ચારેપાસ આંદોલન કરાવવા લાગ્યું તેથી જોત-જોતામાં આખો ખંડ એ મધુર આલાપના સુરથી વ્યાપી ગયો: કંઠની મીઠાશ અલૌકિક હતી, તેની સાથે હાર્મોનિયમના સુરથી એ એટલો સ્પષ્ટ રીતે જુદો પડતો હતો કે બંનેની ખુબી અલગ અલગ શ્રવણેન્દ્રિયને તૃપ્ત કરતી હતી. હાથની ચાલાકીની તો વાત જ શી કરૂં ? આંગળીઓ એવી નરમાશથી-કોમળતાથી-સફાઈથી-સરલતાથી -ત્વરાથી પડતી હતી-ઉછળતી હતી-કૂદતી હતી-નાચતી હતી કે વગાડનારને જાણે કંઈ શ્રમ જ કરવો પડતો ન હતો ને તે પોતાની મેળે જ ખંડને ગજવી મૂકતી હતી. ગાનારની દૃષ્ટિ કેટલીક વાર સામેના તેના પિતાના ચિત્ર ઉપર સ્થિર રહેતી, જે વેળા કંઠમાંથી તાન નીકળે જતું-હાથ પોતાનું કામ વગર પ્રયત્ને કરે જતા-અને તે જાણે એવી તો સંગીત નાદમાં લીન થઈ ગયેલી દેખાતી કે અન્ય કોઈ વિષયનું ચિન્તન જ ભૂલી જઈને તેનોજ અવર્ણ્ય આનંદ ભોગવતી હોય એમ મને લાગતું. રાગ રાગિણીના ભેદનું પણ એનું જ્ઞાન મને અસાધારણ રીતે ઉત્તમ જણાયું. આવો અણધાર્યો અવસર મને પ્રાપ્ત થયો તેથી મ્હારા મનમાં પણ હર્ષ માતો ન હતો.

બે ચાર ચીજ થઈ ગઈ તેવામાં તેની દાસીએ અંદર આવી જણાવ્યું કે—" રસિકા મ્હેન ! ભોજનસામગ્રી તૈયાર છે. " તેથી એ વાદિત્ર બંધ કરીને ઉઠી. તેનાં અવયવોને કસરત મળી હતી તેથી કે, તેના મનમાં જે કંઇ હોંસ હશે તે પૂરી થવાથી તેના મુખારવિંદ ઉપર કંઈ અવનવો પ્રકાશ-ચળકાટ મને આ વેળા જણાયો. મ્હારા આનંદનો આવેશ શમી શકે એમ ન હતું તેથી મ્હારાથી આ વેળા બોલાઈ ગયું કે, " રસિકા ! તમારા જેવી સુશિક્ષિત બાળાઓ જો ઘેર ઘેર ગૃહિણી પદે વિરાજતી હોય તો આપણો હિંદુસંસાર કેવો સુખમય થાય ? આજ તો સ્ત્રી જાતિના લાવણ્યનું એક અંગ અપૂર્ણ રહી જાય છે-તેની આકર્ષકશક્તિમાં ન્યૂનતા જણાય છે ને તેને પરિણામે પુરૂષો સ્ત્રી જાતિને જે માન ઘટે છે તે માન આપી શકતા નથી ને તેમનાં મન નાટકો જોવા તરફ તથા ગોહરજાન જેવી નાયિકાઓના જલસામાં મ્હોટો ખર્ચ કરીને ભાગ લેવા તરફ દોરાય છે. આપણી શાળાઓમાં, ફીમેલ ટ્રેનિંગ કૉલેજોમાં અને બીજાં વિદ્યાલયોમાં સંગીતને જે સ્થાન મળવું જોઇએ તે મળશે ત્યારે જ આપણા ભાવી સુખનો ખરો ઉદય થશે. તમારા પૂજ્ય પિતાએ તમને આવી સારી કેળવણી આપી તે માટે તેમનો ઉપકાર માનવાનો મને અવકાશ મળશે એ જાણીને મને ખુશી થાય છે, અને મ્હારા મિત્ર ઉપર મ્હારૂં જે કંઈ જોર ચાલશે તે અજમાવીને તેની પણ આંખ ઉઘડાવવા હું જરૂર પ્રયત્ન કરીશ એ વિશે ખાત્રી આપું છું."

ભોજન માટે નીચે જતાં વીજળીનો ઝબકારો એવો જોરથી અને અચાનક થયો કે તેથી ગભરાઈને રસિકાથી અનાયાસે મ્હારા શરીરનો સ્પર્શ થઈ ગયો.

" માફ કરજો. હું વીજળીથી એવી બ્હીઉં છું કે મ્હારી સાન ઠેકાણે રહેતી નથી. એક વાર નાનપણમાં અમે નિશાળે ભણતાં હતાં ત્યારે ઓચિંતો ગડગડાટ થવાની સાથે વીજળીનો ગોળો ઝગઝગાટ કરતો અમારા ઓરડાની ભીંત તોડીને અંદર એકાએક પડયો હતો. તેથી અમે એવાં અંજાઇ ગયાં હતાં ને ભીંત તૂટી તેનો અવાજ થયો તથા પથરા પણ નીચે પડયા તેથી બ્હીને એવા દોડાદોડી કરી રહ્યાં હતાં કે હજી પણ તે છાપ મ્હારા મન પરથી ભુસી નથી. "

" ખરૂં કહો છો–બાળપણમાં મન ઉપર જે અસર થઈ ગઈ હોય છે તે મ્હોટપણે ભુંસાતી નથી."

વાળુ કરીને હું એની રજા લઈ મ્હારે માટે ઠરાવેલા ઓરડામાં વિશ્રાન્તિ લેવા ગયો અને આજના અસાધારણ હર્ષદાયક બનાવોનો વિચાર કરતો કરતો નિદ્રાવશ થઈ ગયો.

સવારે ઉઠતાં જ મને ખબર મળી કે ડાક્તર આવી પહોંચ્યા છે, તેથી તેઓને કહાવીને હું તેમની રજા મળતાં તેમને મળવા ગયો. તેમના શરીરનો બાંધો કદાવર છતાં દુર્બળ અવસ્થાને લઇને તેમના ગાલ અંદર પેસી ગયા હતા તથા માથાના વાળ સફેત થઈ ગયા હતા. તેમણે મને આવકાર આપવાની સાથે, રાત્રે રોકાઈને પોતાની પુત્રીની સંભાળ લેવા માટે મ્હારો ઉપકાર માન્યો. મ્હેં સામે મ્હારા જેવા અપરિચિત જનને આવી રીતે સગવડ કરી આપ્યા માટે રસિકાને માથે પાડ ચઢાવ્યો અને વાતે વાત નીકળતાં મ્હેં તેમને ધીમેથી જણાવ્યું કે:–" આપની સાથે મ્હારે મુલાકાત થયેલી ન હતી તેથી તે હકીકતનો ખોટો લાભ લઇને મ્હેં આપને ઠગ્યા છે તેની હું માફી માગું છું. હું દિનકરાય પોતે જ છું. મ્હારા મુનીમને આજ આ તમારા મકાનના ભાડાની ઉઘરાત માટે આવવાનો વિચાર હતો, પણ મ્હેં તે અળસાવી દીધો અને આજ સુધી મ્હેં કંઇ મ્હારા કામપર લક્ષ આપ્યું ન હતું તેને માટે મને પશ્ચાતાપ થતાં હું જાતે જ ખરી સ્થિતિ જોવા નીકળી આવ્યો છું. આપના જેવા સુજ્ઞ ગૃહસ્થને કેટલી અગવડો ભોગવવી પડે છે તે હું હમણાં જ સમજ્યો છું અને હવે આપ ખાત્રી રાખશો કે હું પાછો મ્હારી ઑફિસે પહોંચતાં જ આપની સાથના લેખપત્ર સર્વ ફાડી નાંખીશ. આ બંગલાને જરૂરનું દુરસ્તી કામ પણ કાલથી શરૂ થઇ જશે અને આપના નિર્વાહને માટે હવે આપને કંઈ ચિંતાનું કારણ રહેશે નહિ. આ બંગલો આપનો જ સમજશો."

મ્હારા બોલો મ્હારા મ્હોંમાંથી નીકળતા ગયા તેમ તેમ ડાક્તરનો વિસ્મય વધતો ગયો. નિરાશાના ગાઢ અંધકારમાંથી આશાનો સૂર્ય આમ અચાનક ઝળકી ઉઠશે એમ એમણે ક્યાંથી ધાર્યું હોય ! એમનું દુઃખ દૂર કરવાને મને તત્પર થયેલો જોઈ એમને આનંદનાં અશ્રુ આવી ગયાં ને એઓ મ્હારે પગે પડવા જતા હતા, પણ મ્હેં એમને વારીને કંઠાશ્લેષ દઈ શાન્ત કર્યા. એમનું હૈયું એટલું તો

ભરાઇ આવ્યું હતું કે એઓ ગદ્ગદ કંઠે " પ્રભુ તમારૂં કલ્યાણ કરો " એટલુંજ બોલી શકયા. એમની રજા લઇ હું નીચે ઉતર્યો. રસિકા આ વેળા કેટલાંક પક્ષીને તથા હરિણોને દાણા નાંખતી બાગમાં ફરતી હતી. એની પાસે જઈને મ્હેં એને મ્હોંયે પણ મ્હારો ભરમ ભાંગવા માટે ખરી વાત જણાવવા માંડી. ત્યાં એ તો ઉલટી હસીને કેમ જાણે મ્હારી મશ્કરી કરતી હોય તેમ કહેવા લાગી કે "ઓહો ! આવા ઢોંગી કયાંથી ? આમ છળ કરવાનું કારણ તો હું સમજી, પણ આપ કયાંથી જાણો કે મ્હેં આપને તો પ્રથમથી જ ઓળખી કાઢયા હતા ? "

" મને તમે ઓળખતાં હતાં ?" આશ્ચર્યથી ચકિત થઇને મ્હેં સામે પ્રશ્ન કર્યો: " તે શી રીતે ? "

" આપના મુનીમે ટેલીફોનથી મ્હારા પિતાને ખબર આપી હતી કે તેને બદલે આપ પધારવાના છો. પણ પિતાજી તો તે વેળા બહાર નીકળી ગયા હતા; તેથી તે વાત તેમને કાને આવી શકી નહિ. આપને મ્હેં નીચે ઉભેલા જોયા કે તરત જ મ્હારા મનની તો ખાત્રી થઈ ગઇ, પણ આપે જ્યારે વેષ બદલી નાંખ્યો ત્યારે મને પણ એ ઢોંગ સાંગ ચાલુ રહેવા દેવામાં કંઈક આનંદ થયો. "

" રસિકા ! તમને જોયાં ત્યારથીજ મ્હારા મનમાં તમારે માટે જે પક્ષપાત બંધાયો છે તે ખુલ્લો કરવાનો આ અવસર નથી. તમારા સંગીત શ્રવણથી મ્હારૂં અંતઃકરણ વિશેષ આકૃષ્ટ થયું છે. હિંદુ સુખી ગૃહસંસારનું ચિત્ર મ્હારા મનમાં જે આલેખી રાખ્યું છે તે મ્હારે માટેજ સજીવ કરનાર તમારા જેવું સ્ત્રી-રત્ન મને બીજું કોઈ આજસુધીમાં આપણી જ્ઞાતિમાં જોવામાં આવ્યું નથી, તેથી તમે જો મ્હારી વિનતિ સ્વીકારી મને અહીં પ્રસંગોપાત આવવાની અનુજ્ઞા આપશો તો હું મ્હારો તે ઉદ્દેશ સફળ કરી શકીશ. "

રસિકાનો હાથ આ વેળા કોણ જાણે કયારથીએ મ્હારા હાથમાં હતો એમ મને જણાયું અને એણે તે ખેંચી લેવાનો પ્રયત્ન કર્યા વિના લજ્જાયમાન મુખે નીચી દૃષ્ટિએ કાંઇ ઉત્તર ન આપ્યો તેથીજ મને મ્હારી માગેલી અનુજ્ઞા મળી ચુકી એમ સમજી હું એનાથી વિખૂટો પડી મ્હારે મકાને આવ્યો. યોગ્ય સમય પછી આજ હું એ કિન્નરકંઠી કન્યાનો કર ગ્રહણ કરવાને સદ્ભાગ્યે શક્તિમાન થયો છું એમ કહેવાની કંઈ આવશ્યકતા રહે છે ?

---

# તારાનું અભિજ્ઞાન.*

(લખનાર—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.)

—◆—

ઈસ્ટ ઇન્ડિઆ રેલવે પર ભારે અકસ્માત થયો હતો. રાત્રે બે ટ્રેનો અથડાઈ પાટા ઉપરથી ખસી ગઈ હતી અને બન્ને ટ્રેનમાંના ઘણા ઉતારૂઓને ભયંકર ઈજા થઈ હતી.

અકસ્માતના સ્થળની બન્ને તરફ સ્ટેશનો આઘાં હતાં અને ખબર પહોંચતાં મદદ કરનારા આવી પહોંચે તો વાર થાય એ સ્વાભાવિક હતું. સુભાગ્યે એક ટ્રેનમાંથી કેટલાક ઉતારૂઓ સહીસલામત બહાર નિકળ્યા હતા તેમાંના થોડાક દિઙ્મૂઢ થઈ ન જતાં હિમ્મતથી અને સમયસૂચકતાથી સંકટમાં પડેલાને બચાવવા અને મદદ કરવા નિકળ્યા. એકઠા થઇ ખાસ પ્રયાસ થાય તેમ નહોતું તેથી જેને જ્યાં અનુકૂળ લાગ્યું ત્યાં તેણે ખોળ કરવા માંડી.

હરિવિઠ્ઠલને અને તેની સાથના મંડળને કાંઇ પણ ઇજા થઇ નહોતી, અને પોતાનો સામાન પણ ટ્રેનમાંથી બહાર કહાડી શક્યા હતા. રાત્રિ ઘણી ભયંકર લાગતી હતી અને એવે વખતે પોતાના મંડળને મુકીને આઘે જવામાં ઘણું સાહસ હતું. તો પણ દયા અને પરોપકારની વૃત્તિ દાબી શકાઇ નહિ, અને હરિવિઠ્ઠલ પણ વાગેલાને જોવા નિકળ્યો. ભાગેલી ગાડીઓના કકડા, વેરાઇ ગયેલો સરસામાન અને ખોદાઈ ગયેલી માટીમાં થઇ આગળ વધવું એ સહેલું નહોતું, અને જ્યાં વચમાં કોઇ કોઇ ઠેકાણે એવા કાંઈ અંતરાય નહોતા ત્યાં વગડામાંનાં ઝાંખરાં તો હતાં જ. એ સહુ ખુંદતો ખુંદતો અને તારાના અજવાળાથી આસપાસ નજર કરતો હરિવિઠ્ઠલ આગળ વધતો હતો ત્યાં કાંઇ પોચી વસ્તુ પગે અથડાઈ. વાંકા વળીને જોયું પણ બરાબર માલમ પડ્યું નહિ તેથી ગજવામાંથી પેટી કહાડીને દીવાસળી સળગાવી તો કોઈ માણસ બેભાન થઇ પડેલો હતો. એક પછી એક બે દીવાસળીઓ સળગાવી તેનો ચહેરો તપાસ્યો, પણ તેના મ્હોં ઉપર એટલે બધે ઠેકાણે લ્હોરાયું હતું અને વાગ્યું હતું કે મુખાકૃતિ સહેજ

*"જ્ઞાનસુધા" ના સને સને ૧૯૧૯ ના અંક ૧લામાં છપાયેલી.

ઓળખાય તેવી નહોતી. પરંતુ તેની પાસે પડેલી પાઘડી નજરે પડતાં હરિવિઠ્ઠલને વિશેષ આકર્ષણ થયું. એ માણસ ગુજરાતી તો હતો જ, અને પોતાના પ્રાન્તનો માણસ દેશાવરમાં મળતાં ઉદ્ભવતી પક્ષપાતવૃત્તિને આવે સમયે વિશેષ ઉત્તેજનનું કારણ હતું. બૂમ પાડી મદદમાં એક બે જણને તેણે બોલાવ્યા અને તે બેભાન થયેલાને પોતાના મંડળને મુકામે તે લઈ ગયો. હરિવિઠ્ઠલની સ્ત્રીએ પુછ્યું, "આ કોણ ?"

"કોણ છે તે ખબર નથી, પણ ગુજરાતનો છે. બીચારાને બહુ વાગ્યું છે, અને કોઇ એની સંભાળ લે એમ નથી."

"અત્યારે તો આપણે એ બીચારાં છીએ અને આપણીએ કોઇ સંભાળ લે એમ નથી"

"ત્યારે આપણામાં એક વધારે."

"પણ આની ઉઠવેઠ શી રીતે કરીશું ? અહીં રહીશું કે કેમ એનું આપણું પોતાનું તો ઠેકાણું નથી."

"સહુ ઈશ્વરેચ્છા હશે તેમ થશે. આને મદદ કરવાની ફરજ આપણે માથે આવી છે તો તે ખુશીથી કબુલ કરી લેવી એ આપણું કામ છે. અગાડી કેમ થશે એ ઈશ્વરના હાથમાં છે. આપણે બચ્યાં છીએ એજ કેવું નવાઇ જેવું છે ? તારા ! તું આની પાસે બેસ, અને થાય તેવી સારવાર કર."

ઇજા પામેલા માણસને આણ્યો તે જ વખતે તારાએ તેને માટે બિછાનું પાથરી આપ્યું હતું, અને પોતાની સ્ત્રીની કરૂણતાથી કંઇક નિરાશ થઇ હરિવિઠ્ઠલે તારાની દયાવૃત્તિ પર આધાર મૂક્યો.

ઇજા પામેલા માણસ માટે તજવીજ થઇ શકે એમ છે કે કેમ તેની શોધમાં હરિવિઠ્ઠલ ગયો. તેની સ્ત્રીએ 'સ્ટવ' સળગાવી ચાહ કરવા માંડી. એક બે માણસ નજીકમાં ગામ છે કે કેમ તેની તપાસ કરવા ગયા. સહુ જુદા જુદા કામમાં રોકાયા અને તારા તે માંદા માણસના બીછાના આગળ એકલી પડી. તેના દુઃખ પરથી પોતાની દુઃખી દશા તરફ તેના વિચાર ગયા. ભૂતકાળ સાંભર્યો. પાંચ વર્ષ પરની હકીકત તેના મન આગળ તાજી થઇ એનું લગ્ન કેવી ખુશાલીથી થયેલું, તેણે અને તેના પતિએ કેવા આનંદમય જીવનના સંકલ્પ કરેલા અને એ સર્વ સુખનો ભાગ્યોદય એક વીંટીના નજીવા પ્રસંગથી કેવો

અટકી પડયો, તેનો અપરાધ ન છતાં ગેરસમજથી પતિનો તેનાપર કેવો રોષ થયો, પતિએ તેની નિર્દોષતા ન માનતાં કેવી દીન અવસ્થામાં પીયેર મોકલી દીધીઃ તે એ સર્વ એક પછી એક ક્રમમાં તારાના ચિત્ત આગળ તાદૃશ ઉત્પન્ન થયું. દુઃખીયારી માને ઘેર કાઢેલાં પાંચ વર્ષમાં બધા દિવસ સરખા જ દુઃખમય ગયા હતા, અને દુઃખ કંઇક વિસરવા માસીમાસા સાથે જાત્રાએ ફરવા નિકળતાં એ હેતુ સફળ થતો નહોતો, તો આવા ભયંકર અકસ્માતમાં હું શા સુખ માટે બચી હઇશ, મારા દુઃખનો અંત આવવાનો આવો સહેલો પ્રસંગ કેમ છટકી ગયો હશે, એ વિચાર તારાના મનમાં ઉદ્‌ભવવા લાગ્યો. પણ ઈશ્વર પરની શ્રદ્ધાને લીધે એવી કલ્પના ઉચિત નથી. ઈશ્વરને યોગ્ય લાગે છે તે જ થાય છે, અને સમય જતાં તારાએ એ વિચારશ્રેણી મુકી દીધી.

હરિવિઠ્ઠલ ઉતારૂઓમાંથી એક દાક્તરને ખોળી લાવ્યો. તેણે દરદીને દવા આપી, પણ દવા કરતાં સારવારની અને આરામની વધારે જરૂર છે, અને સારી સારવારથી તે જરૂર બચશે એમ કહ્યું. તારાએ માંદાની માવજત કરવાનું શીખવામાં પોતાનાં દુઃખી વર્ષ કાઢયાં હતાં અને તારાની સારવાર દાક્તરે પસંદ કરી તેથી દરદી તારાનાં હવાલામાં કાયમ રહ્યો. પાસેના ગામમાંથી દૂધ આવ્યું અને દરદીમાં કાંઈક જાગૃતિ આવી. પણ દાક્તરની આજ્ઞા પ્રમાણે તેને દવા પાઈ ઉંઘાડી દીધો.

સવાર થતાં વધારે સહાયતા આવી પહોંચી. રેલવેના માણસોએ આવી ઈજા પામેલા માણસો માટે માંડવા ઉભા કર્યા. રેલવેના દાક્તરો આવ્યા હતા, પણ સારવારની બીજી સગવડ થતાં વાર લાગે તેમ હતું. સાજા ઉતારૂઓ માટે સાંજ સુધીમાં ટ્રેનો ચાલતી થશે એમ ખબર મળી, પણ હવાલામાં લીધેલા દરદીને સાથે લેવાય ત્યાં સુધી નિકળવું નહિ એમ હરિવિઠ્ઠલે નિશ્ચય કર્યો હતો.

કેટલાક કલાક સુધી તો દરદી ઓઢીને સુઇ રહ્યો, પણ બપોર પછી તે હોંશિયાર થવા લાગ્યો. હરિવિઠ્ઠલે અકસ્માતની અને તે પછીની હકીકત તેને ધીમે ધીમે કહી, અને તેની સંભાળ રખાશે એવો તેને દિલાસો આપ્યો. આરામ લઇ સાંજે તે ફરી જાગ્યો ત્યારે તેની મંદતા તદન જતી રહી હતી. સારવાર માટે તે તારા

તરફ ઉપકારવૃત્તિથી જોવા લાગ્યો. તારા તેને ઓસડ પાવા વાંકી વળી હતી એવામાં તે એકાએક બેઠો થયો અને બોલ્યો, " કોણ ? તારા ! "

" કોણ ? તમે—? પણ દાક્તરે બેઠા થવાની ના કહી છે."

તારાએ તેને પાછો સુવાડયો. સુઇને તે ફરી બોલ્યો, " મને ખ્યાલ નહિં કે અહીં આપણે આવી રીતે મળીશું. "

" કોઇને પણ એવો ખ્યાલ શી રીતે હોય ? હજી તમને કોઇએ ઓળખ્યા નથી. "

હાલ એકાએક કોઇને ખબર આપવી એ તારાને ઠીક ન લાગ્યું તેથી તારા કાંજી લેવા ગઈ પણ કોઇને વાત કરી નહિં. તારાની ગેરહાજરી દરમ્યાન જગજીવનને પોતાની પાછલી વર્તણુંક વિશે વિચાર થવા લાગ્યો. તારા તરફનું પોતાનું આચરણ ક્રૂર હતું એમ તેને લાગવા માંડયું. પણ વીંટીની હકીકત સાંભરી. પિતાના પૂર્વજને રાજદરબાર તરફથી ઈનામમાં મળેલી વીંટી પિતાએ મરતી વખતે સાચવી રાખવા અને વંશપરંપરા કુટુંબમાં રાખવા આપેલી વીંટી તારાએ જ પોતાની કાકીની શીખવણીથી લઈ લીધી, અને ઘણા વખતથી તે વીંટી માટે અદેખાઈ કરતાં પોતાના કાકાને આપી દીધી એની જગજીવનને ખાતરી હતી, અને એવા અપરાધની ક્ષમા કેમ થાય એ વિચાર આવતાં તેની દયાવૃત્તિ દૂર થવા લાગી. એ સર્વ વિસરવા માટે તેણે પાસું ફેરવ્યું. એવામાં તે તરફ પડેલી પાનની નાની પેટી નજરે પડી. લગ્ન પછી એ પેટી પોતે જ તારાને આપેલી એ યાદ આવતાં તેણે કોમળ વૃત્તિથી પેટી હાથમાં લીધી અને ઉઘાડી સોપારીનો ભૂકો ફીંદતાં વાળેલો કાગળ હાથમાં આવ્યો તે ઉઘાડીને વાંચ્યો. વાંચતાંવાર તેનાં રોમરોમ ઉભાં થયાં અને તરત બેઠો થયો. બેસવું નહિ એ દાક્તરની સંજ્ઞા તેને યાદ આવી પણ તેનું ચિત્ત એટલું ઉશ્કેરાયલું હતું કે સુઇને શાંત થવાની ઈચ્છા જતી રહી. એટલામાં તારા આવી તેને જોઇ તેણે ઉદ્‌ગાર કર્યો:

" તારા, એમાં તારો કશો વાંક જ નહોતો. તેં મને કેમ સમજાવ્યું નહિ ? "

" તમે કયાં સાંભળતા હતા ? પણ હવે એ વાતને શું કામ સંભારવી ? "

“ મોટાભાઈની વહુએ મરતા પહેલાં તારા પર લખેલા આ કાગળથી મારી ખાતરી થઈ કે એ વીંટી એણે તને પુછ્યા વિના તારી પેટીમાંથી જોવા લીધેલી અને પછી ખોળાખોળ થવાથી તે પાછી આપવાની એની હિંમત ચાલેલી નહિં. પણ છાનાંમાનાં મારા ઈસ્કોતરામાં મુકી દીધેલી. મારા ઈસ્કોતરામાં તો એ કદી હતી જ નહિં અને તારા કાકા પાસે એ કયાંથી આવી ? ”

“ મારા કાકા પાસે એ વીંટી છે જ નહિં. તમે જોયેલી તે એ વીંટી જેવી એમણે પોતાના મનના સંતોષ માટે કરાવી છે. કેમકે અસલ વીંટી એમના પૂર્વજને ખરેખરી રીતે મળવા જોગ હતી એમ તેઓ માને છે. તમારી વીંટી ખોવાયાનું સાંભળી તમને ચીઢવવા એ નકલી વીંટી ખાસ કરીને પહેરવા માંડી છે. ”

“ મારા અપરાધની તો હું ક્ષમા નહિં કરે ? ”

“ મારી તે ક્ષમા માગવાની હોય ? એ તો અઘટિત છે. ”

એવામાં દરદીનો સામાન ત્યાં આવ્યો. તેણે આપેલી સૂચના પ્રમાણે હરિવિઠ્ઠલે તેનો સામાન શોધી કહાડી એકઠો કર્યો હતો. સામાન લાવનાર માણસે કહ્યું, “ ગાડીમાંથી તમારો આ ઈસ્કોતરો ધરતી પડતાં તુટી ગયેલો અને તેમાંની ચીજો વેરાઈ ગયેલી તે એકઠી કરી છે. આ ખાનું તુટી ગયું છે તેની હેઠળ તેના પાટીઆની તડમાં આ વીંટી ભરાઈ રહેલી છે. ”

માણસ સામાન મુકીને ચાલ્યો ગયો. વીંટી જોઈને તારા અને જગજ્જીવન સ્તબ્ધ થઈ ગયાં. આખરે તારાએ મૌનભંગ કર્યો અને તે બોલી, “ આ એ જ વીંટી. ”

જગજ્જીવને કહ્યું, “ એ જ. ઈશ્વર સર્વ મધુર વસ્તુઓની પ્રાપ્તિ એક સાથે જ કરાવે છે. આટલાં વર્ષ આ વીંટી આ ઈસ્કોતરાની તડમાં ભરાઈ રહી તે અત્યારે જ બહાર આવી ! દુષ્યન્તને તો પ્રથમ વીંટી મળ્યા પછી શકુન્તલાનું અભિજ્ઞાન થયું અને તે પછી ઘણે કાળે પશ્ચાત્તાપદુઃખ વેઠયા પછી શકુન્તલા મળી આવી. પણ, મને તો વીંટી પહેલાં મારી શકુન્તલા મળી અને વીંટી વગર સહજ ઓળખાઈ. ”

મનાયેલાં પતિપત્ની સમક્ષ આપણે વધારે વાર રહેવું ઉચિત નથી.

બીજે દહાડે સવારે જગજીવનને લગભગ આરામ થઇ ગયો હતો. પણ તેણે મ્હોંપર પાટા કાયમ રાખ્યા હતા, અને તેને કોઈ ઓળખી શકયું નહોતું. બન્ને ટ્રેનના ઉતારૂઓને પોતપોતાની દિશામાં આગળ મુસાફરી કરવા સારૂ કેટલેક છેટે બે ટ્રેનો આવી ઉભી હતી. હરિવિઠ્ઠલે દરદીને પોતાની સાથે કાશી આવવા કહ્યું. પણ તેણે કહ્યું કે, "હું હવે સાજો થયો છું અને મારા વીમાના ધંધા સંબંધે મારે મુંબઈ વહેલા જવાની જરૂર છે." માણસો સામાન ઉચકી જવા લાગ્યા એટલે જગજીવને તારાની પેટી પોતાના સામાન સાથે મુકાવી. હરિવિઠ્ઠલે આશ્ચર્ય પામી સામું જોયું. જગજીવને કહ્યું, " એ મારી સાથે મુંબાઈ આવશે!"

" એટલે ? "

" આપે મને હજી ઓળખ્યો નહિ ?" જગજીવને મ્હોંપરના પાટા છોડી નાખ્યા અને હરિવિઠ્ઠલને પગે પડયો. બધી હકીકત કહી જગજીવન બોલ્યો, " આ અકસ્માત ન થયો હોત તો આપણે એક બીજાની નજીક ટ્રેનમાં પસાર થયાં છીએ એ પણ જાણતા નહિં અને આ વીંટી પણ જડત નહિં. '

હરિવિઠ્ઠલે ઉંચું જોઈ કહ્યું, " પ્રભુ! તારી લીલા અગમ્ય છે!"



# એક રાત્રી.*

## ( ડૉ. રવિન્દ્રનાથ ઠાકુરના બંગાળી ઉપરથી ભાષાન્તર કર્તા રા. રા. મહાદેવ હરીભાઈ દેશાઈ. )

સુરબાલા અને હું એક જ નિશાળે જતાં અને વરવહુ રમતાં. સુરબાલાને ઘેર હું જતો ત્યારે તેની મા મને બહુ લાડ લડાવતી અને અમને બંનેને સાથે ઉભાં રાખી મનમાં બોલતી, "આહા, બંને કેવાં શોભે છે!"

હતો તો હું તે વખતે બાળક, પણ તે વચનનો મર્મ હું ઠીક સમજી શકતો. બીજા સૌ કરતાં મ્હારો સુરબાલા ઉપર વિશેષ અધિકાર એવો ખ્યાલ મ્હારા મનમાં ઠસી ગયો હતો. અને તે અધિકારમદથી મત્ત થઇ હું તેના ઉપર અનેક પ્રકારના હુકમ બજાવતો અને પજવતો. તે પણ કાંઈ બોલ્યાચાલ્યા વિના મ્હારૂં કહેલું કરતી, મ્હારૂં ગાયેલું ગાતી, અને મ્હારી શિક્ષા સહન કરતી. ગામમાં તેના રૂપનાં બહુ વખાણ થતાં, પણ હું બડંગની નજરમાં તો તે રૂપની કશી ગણના ન હતી;—હું તો કેવળ એટલુંજ જાણતો કે મ્હારી જ સેવા ઉઠાવવાને સુરબાલાએ પોતાને ઘેર જન્મ લીધો છે, અને તેથી હું તેની ગમે તેટલી હાડછેડ કરી શકું.

મ્હારા પિતા ચોધરી જમીનદારના મુનીમ હતા. તેમની ઇચ્છા એવી હતી કે, મ્હારો હાથ જરા પાકો થાય એટલે જાગીર વહીવટનું કામ શીખવી મ્હને ક્યાંક ગુમાસ્તાની જગ્યા અપાવી દેવી. પરંતુ મને એ વાત પસંદ ન હતી. અમારા ગામનો નીલરતન કલકત્તા નાશી જઈ, લખતાં વાંચતાં શીખી કલેક્ટર સાહેબનો નાજર થયો હતો. મ્હારા જીવનનું લક્ષ્ય પણ તેટલું જ ઉચ્ચ હતું. કલેક્ટર સાહેબનો નાજર ના થાઉં તો જજ અદાલતનો હેડકલાર્ક થઇશ, એવો મેં મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો.

હું હમેશાં જોતો કે મ્હારા પિતા પેલી અદાલતના અમલદારોને બહુ માન આપતા. મ્હારા બાળપણથી મ્હને ખબર હતી કે

* "વસંત" વર્ષ ૧૫, અંક ૩ જામાંથી.

નાના પ્રકારની ભેરોના ફલફલાદિ, શાકતરકારી, અને કદી કદી કલદાર નાણુંથી તે દેવોની પૂજા અર્ચના કરવી પડે છે. આને લીધે અદાલતના ન્હાના સૂના નોકરો તો શું પણ સીપાઈ સફરાંઓને પણ મેં મ્હારા હૃદયમાં ઉચ્ચ આદરનું સ્થાન આપ્યું હતું. આપણા બંગાળાના આ પૂજ્ય દેવતા; તેત્રીશ કોટિ દેવતાની લઘુ લઘુ નૂતન આવૃત્તિઓ આર્થિક સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તો સિદ્ધિદાતા શ્રીગણેશના કરતાં આ દેવો ઉપર આપણા લોકોની શ્રદ્ધા વિશેષ છે; આથી જ કરીને પૂર્વે જે શ્રીગણેશને ધરાવવામાં આવતું તે આજ કાલ આ લોકો પ્રાપ્ત કરી જાય છે.

નીલરતનના દૃષ્ટાન્તે મ્હારામાં ઉત્સાહ જાગ્રત કર્યો અને એકવાર અવસર સાધી હું કલકત્તા ઉપડી ગયો. પ્રથમ ગામના એક ઓળખીતાને ત્યાં રહ્યો. પછીથી મ્હારા પિતા તરફથી અભ્યાસ માટે કાંઇ કાંઇ મદદ મળવા લાગી, અને મ્હારૂં વાંચવા લખવાનું નિયમિત રીતે ચાલવા લાગ્યું.

આ ઉપરાંત, હું અનેક સભા સમિતિઓમાં જોડાયો. દેશને માટે એકાએક પ્રાણ સમર્પણ કરવા જોઇએ, એવો પણ મ્હારો નિશ્ચય થવા લાગ્યો. પરંતુ કેવી રીતે તે દુઃસાધ્ય કાર્ય થઇ શકે તે હું જાણતો નહિ, અને કોઇ મ્હને તેમ કરી બતાવતું એ નહિ.

પણ, આથી કાંઈ મ્હારો ઉત્સાહ ઓછો થયો નહિ. અમે ગામડીઆ છોકરાઓ કલકત્તાના દોઢડાહ્યા છોકરાઓની માફક સર્વ વસ્તુઓને હસી કાઢતાં શીખ્યા ન હતા; એટલે અમારી કાર્યનિષ્ઠા દૃઢ હતી. અમારી સભાના કર્તાહર્તાઓ જ ભાષણો આપતા, અમે તો ઉઘરાણાંની ચોપડીઓ લઇ, ખાધા પીધા વિના બપોરે તડકે ઘેરઘેર ફરી ભીક્ષા માગતા, રસ્તાની બાજુએ ઉભા રહી 'હેન્ડબિલો' વ્હેંચતા, સભાસ્થળે જઇ બાંકો અને ખુરશીઓ ગોઠવતા, અને અમારા નાયકના વિરૂદ્ધ કોઇ એક અક્ષરે બોલતું તો કમર કસી તેની સાથે મારામારી કરવા તૈયાર થતા. શહેરના છોકરાઓ આ બધું જોઈ અમને 'બાંગાલ' (પૂર્વ બંગાળાના ગામડીઆ) કહેતા.

કલકત્તા હું આવ્યો હતો તો નાજર થવાને પરંતુ તજવીજ તો મેઝીની-ગૅરિબાલ્ડી થવાની કરવા લાગ્યો.

આ વખતે મ્હારા પિતા અને સુરબાલાના પિતાએ એકમત થઈ સુરબાલાની સાથે મ્હારો વિવાહ કરવાની તૈયારી કરવા માંડી. હું પંદર વર્ષે કલકત્તામાં નાસી આવેલો, સુરબાલા ત્યારે આઠ વર્ષની હતી. હમણાં મને અઢાર થયાં હતાં. મ્હારા પિતા એમ માનતા કે મ્હારૂં વિવાહનું વય જાતું જાય છે. પરંતુ મેં તો પ્રતિજ્ઞા લીધી હતી કે આખી જીંદગી કુંવારા રહી સ્વદેશને માટે મરવું. પિતાને કહી દીધું કે વિદ્યાભ્યાસ પૂરો કર્યા વિના લગ્ન કરીશ નહિ.

બે ચાર માસમાં તો મને ખબર પડી કે વકીલ રામલોચન બાબુ સાથે સુરબાલાનું લગ્ન થઈ ગયું. હતભાગ્ય ભારતને માટે નાણું ઉઘરાવતો હતો, ત્યાં આ વાતની સાથે મારે શું લેવાદેવા હોય ?

મેં એન્ટ્રન્સ પરીક્ષા પાસ કરી; એફ. એ. માં બેસવાનો વિચાર કર્યો હતો તેટલામાં તો મ્હારા પિતાનું મૃત્યુ થયું. સંસારમાં હું એકલો ન હતો, મ્હારી સાથે મ્હારી મા અને બે બ્હેન હતી. એટલે મ્હારે કૉલેજ છોડવી પડી, અને ધંધો શોધવો પડયો. બહુ પ્રયત્ને નવખાલી જીલ્લાના એક ન્હાના કસ્બામાં એન્ટ્રન્સ સુધીની એક સ્કૂલમાં મને સેકંડ આસિસ્ટંટની જગા મળી. મને લાગ્યું કે, કામ તો બરોબર જોઇતું જ મળ્યું છેઃ મ્હારા ઉપદેશ અને ઉત્સાહથી એકે એક વિદ્યાર્થીને ભાવી ભારતનો એક એક સેનાપતી બનાવીશ.

મ્હારૂં કાર્ય મેં આરંભી પણ દીધું. પરંતુ મને જણાયું કે ભારતવર્ષના કરતાં આવતી પરીક્ષાની તહામારી જબરી છે. વિદ્યાર્થીઓને વ્યાકરણ અને અક્ષરગણિત સિવાય બીજું કાંઇપણ શીખવવા જતો તો હેડમાસ્તર ગુસ્સે થતો. એકાદ બે માસમાં મ્હારો એ ઉત્સાહ ઉડી ગયો.

મ્હારા જેવા પ્રતિભા વિનાના અનેક જણ ઘરમાં બેસી નાના પ્રકારના તરંગો દોડાવે; આખરે જ્યારે કાર્યક્ષેત્રમાં પડી ખાંધ ઉપર ધુંસરૂં લેવું પડે, અને પાછળથી પરોણીના ગોદા પડતા જાય અને પુંછડું અમળાતું જાય તો પણ માથું નીચું રાખી ભોંયનાં ઢેફાં ભાંગવાં પડે, અને સાંઝે જે કાંઇ ખાવાનું મળે તેટલાએ નિભાવી લેવું પડે ત્યારે જ તેની બધી નાચકુદ બંધ પડે છે.

સ્કૂલના મકાનને આગ બાગ ન લાગે તેટલા માટે એક શિક્ષક-ને ત્યાં જ રહેવું પડતું. હું એકલો માણસ એટલે આ કાર્ય મ્હારા ઉપર જ આવી પડેલું. સ્કૂલની પાસેના એક નાના છાપરામાં હું રહેતો.

સ્કૂલનું મકાન કસ્બાથી કંઈક દૂર તળાવ કાંઠે હતું. ચારે બાજુએ સોપારી, નાળીએરી અને બીજાં ઝાડો આવી રહ્યાં હતાં, અને સ્કૂલના મકાનની છેક નજીક લીંમડાનાં બે મ્હોટાં ઝાડો પોતાનાં ડાળ પાંદડાં એક બીજાની સાથે ભેગાં કરી શીતળ છાંયડો આપતાં હતાં.

એક વાત હજી મેં કહી નથી: મ્હને કહેવા જેવા લાગી નથી. કસ્બાનો સરકારી વકીલ રામલોચનબાબુ અમારી સ્કૂલની પાસે જ રહેતો હતો. અને તેની સાથે તેની સ્ત્રી—મારી બાલ્યસખી સુરબાલા પણ હતી તે મ્હને ખબર હતી.

રામલોચન બાબુ સાથે મ્હારે ઓળખાણ થયું. સુરબાલાની સાથે બાળપણમાં મ્હારે ઓળખાણ હતું એ રામલોચન જાણતો કે નહિ તે મ્હને ખબર નથી; મેં પણ નવા પરિચય પ્રસંગે તે બાબત કાંઇ વાત કાઢવી ઠીક ધારી નહતી. ખરે, સુરબાલા કોઇક વખતે મ્હારા જીવન સાથે કોઇ રીતે અંકાયલી હતી એવું પણ મ્હને ચોખ્ખું સ્મરણ ન હતું.

એક રજાને દિવસે હું રામલોચનને ત્યાં મળવા ગયો. અમે ક્યા વિષય ઉપર વાતચીત કરી હતી તેનું મ્હને સ્મરણ નથી, પણ હું માનું છું કે વર્તમાન ભારતવર્ષની દુરાવસ્થા સબંધે હશે. રામ-લોચનને તે બાબત કાંઈ બહુ ચીંતા હતી કે કાંઇ મરી પડતો હતો, એમ તો નહિ, પણ વિષય જ એવો હતો કે બીડી ફુંકતાં ફુંકતાં તે બાબત એક બે કલાક શોકના—દુ:ખના ઉભરા કઢાયા કરે.

આ વખતે, પાસેના ઓરડામાં મેં બંગડીનો ઝીણો ખણ-ખણાટ, કપડાંનો ફડફડાટ, અને મૃદુ પગરવ સાંભળ્યો. મ્હને પછી સ્પષ્ટ જણાયું કે બારીમાંના કાણાંમાંથી બે કુતુહલપૂર્ણ નેત્ર મને નિરખી રહ્યાં હતાં.

તરત જ મ્હારા સ્મરણપટે બે નેત્ર પડ્યાં. વિશ્વાસ, સરલતા અને બાલસખ્યથી તરવરતાં બે નેત્ર,—કાળી કાળી કીકી, ઘનકૃષ્ણ

ભ્રુકુટિ, સ્થિર, સ્નિગ્ધ દૃષ્ટિ, એકાએક જાણે મ્હારા હૃદયને કોઇએ મૂઠીમાં ખૂબ જોરથી પકડી દાબ્યું, અને વેદનાથી જાણે તે ધબકી રહ્યું.

હું મ્હારે ઘેર પાછો આવ્યો, પરંતુ પેલી વ્યથા મટી ન હતી. લખું વાંચું કે ગમે તે કામ કરૂં તો પણ હૃદયનો ભાર દૂર થયો નહિ; મન એક મ્હોટા બોજા સમાન થઇ પડયું, અને તે બોજાને લીધે હૃદયની શિરાઓ પણ તુટવા લાગી.

સાંજે જરા સ્થિર થઇ વિચાર કરવા લાગ્યો કે, 'આ થયું શાથી?' અંતરમાંથી ઉત્તર મળ્યો, 'ત્હારી પેલી સુરબાલા ક્યાં ગઇ?' મેં પ્રત્યુત્તર દીધો, 'મેં તો તેને જાણી બુઝીને છોડી દીધી છે. મ્હારે માટે શું તે સદા બેસી રહેવાની હતી?' અંતરમાંથી કોઇ બોલ્યું, 'તે વખત જે માત્ર ઇચ્છા કરવાથી મળી શકત, તે હવે માથું ફોડી મરી જાય તોયે એકવાર જોવાનીએ મળનાર નથી! તે બાળાપણની સુરબાલા ત્હારી ગમે તેટલી નજીક આવે, તું તેની બંગડીનો ખણખણાટ સાંભળે, તેના માથાના તેલની સુગંધી ભલે લઇ શકે, તોપણ ત્હમારા બન્ને વચ્ચે સદા આડી ભીંત જેવું અંતર રહેશે.' હું બોલ્યો, 'ભલે તેમ થતું. સુરબાલા મ્હારી કોણ છે?' ઉત્તર મળ્યો, 'સુરબાલા આજ ત્હારી કોઇએ નહોય, તોપણ સુરબાલા ત્હારી શું ન થઇ હોત?' 'હા, એ વાત ખરી. સુરબાલા મ્હારી શું ન થઇ હોત! સર્વના કરતાં મ્હારી અંતરંગ, સર્વના કરતાં મ્હારી નિકટવર્તી, મ્હારા જીવનની સુખદુઃખભાગિની થઇ શકત, તે આજ આટલી બધી દૂર, આટલી બધી પર, આજ તેને જોવાનું નિષિદ્ધ, તેની સાથે વાત કરવી એ દોષ, તેનો વિચાર કરવો એ પાપ! અને રામલોચન કોણ જાણે કયાંથી એકાએક આવી ચઢી, એક બે રૂઢ મન્ત્રો ભણી સુરબાલાને પૃથ્વીનાં બીજાં સૌની પાસેથી ઝોંટ મારી પડાવી ગયો.'

માનવસમાજમાં હું કંઇ નવી નીતિનો પ્રચાર કરવા નીકળ્યો નથી, સમાજ ભાંગવા આવ્યો નથી, બંધન તોડવા ઇચ્છતો નથી. હું તો માત્ર મ્હારા મનના તે સમયના ભાવ પ્રકટ કરૂં છું. માત્ર આપણા મનમાં જે ભાવ જાગ્રત થાય તે સઘળા જ શું વિવેકયુક્ત હોતા હશે? રામલોચનના ઘરના ચાર ખૂણામાં વિરાજતી સુરબાલા રામલોચનના કરતાંએ વિશેષ કરીને મ્હારી છે, એ વિચાર હું કેમે

ફરીને મ્હારા મનમાંથી દૂર કરી ન શક્યો. એ વિચાર અત્યંત અયુક્ત અને અન્યાય્ય હતો એ હું સ્વીકારૂં છું, પરંતુ તે અસ્વાભાવિક તો ન હતો.

હવે પછીથી હું કોઇ કાર્યમાં મ્હારૂં મન લગાડી શકતો નહિ. બપોરે વર્ગમાં જ્યારે છોકરાંઓ ગણગણ્યું કરતા, બહાર સઘળું તાપમાં સણુસણુ રહેતું, અને જરા જરા ગરમ પવનની લહરી સાથે લીમડાની પુષ્પમંજરીની સુગંધ ચાલી આવતી, ત્યારે મ્હને કાંઇક ઇચ્છા થતી. શી ઇચ્છા થતી તે જાણતો નથી; એટલું તો કહી શકું ખરો કે સારી જીંદગી ભારતવર્ષના પેલા ભાવી આશાપાત્રોનું વ્યાકરણ સુધારવામાં વ્યતીત કરવાની મ્હારી હવે ઇચ્છા રહી ન હતી.

સ્કૂલ છૂટયે મ્હોટા ઘરમાં એકલા રહેવું મને રૂચતું નહિ, તેમ જ કોઇ ગૃહસ્થ મળવા આવે તોયે મ્હારાથી સહન ન થતું. સન્ધ્યાકાળે તળાવને કાંઠે સોપારી નાળીએરીના પત્રોનો અર્થહીન મર્મર ધ્વનિ સાંભળતો સાંભળતો હું વિચારતો, કે મનુષ્ય સમાજ એક જટિલ ભ્રમજાળ છે. ખરે વખતે ખરૂં કાર્ય કરવાનું કોઈને સુજતું નથી, અને અયોગ્ય વખતે અયોગ્ય ઇચ્છા માટે સૌ ઝુરી મરે છે.

મ્હારા જેવો તો સુરબાલાનો સ્વામી થઇ નિરાંતે અનેક વર્ષ સુખમાં નિર્ગમન કરી શકત, પણ હું થવા ગયો ગૅરિબાલ્ડી, અને થયો આખરે એક ગામડાની સ્કૂલનો સેકંડ આસિસ્ટંટ ! અને રામલોચનબાબુ વકીલ કાંઈ સુરબાલાનો પતિ થવાનું લખાવી લાવ્યો નહોતો. લગ્નની છેલ્લી ઘડી પહેલાં જેને સુરબાલા અન્ય સૌ કન્યાના કરતાં લેશ માત્ર જૂદી ન હતી, તે કાંઇ વિચાર બિચાર કર્યા વિના નિરાંતે તેની સાથે લગ્ન કરી, સરકારી વકીલ થઈ મોજથી જોઇએ તેટલું કમાય છે. જે દિવસે દુધ ધુમાડીયું થયું હોય તે દિવસે સુરબાલાની સાથે ચીઢાય છે, જે દિન મન પ્રસન્ન હોય તે દિન સુરબાલાને ઘરેણાં ઘડાવે છે ! છે પણ ખાસો હૃષ્ટપુષ્ટ, કપડાં પણ અક્કડ પહેરે છે, અને કોઈ પ્રકારનો તેને અસંતોષ નથી, અને તળાવની પાળે બેસી આકાશના તારા સામી દૃષ્ટિ માંડી કોઈ પણ દિવસ તે ' હા, હતારા ' કરતો દિવસ પુરો કરતો નથી.

રામલોચનને એક વાર મોટા કેસમાં થોડા. દિવસ બહાર જવું પડ્યું. મ્હારા સ્કૂલના મકાનમાં હું જેમ એકલો હતો તેમ સુરબાલા પણ પોતાના ઘરમાં એકલી હતી.

હું ધારૂં છું કે તે દિવસે સોમવાર હતો. સ્હવારથી આકાશ વાદળાંથી છવાઈ રહ્યું હતું. દશ વાગ્યાથી પાણી ટપકવા લાગ્યું હતું. આકાશનું સ્વરૂપ જોઇને હેડ માસ્તરે સવેળા છુટી આપી હતી. કાળી નાની વાદળીઓ જાણે કોઈ મહા તૈયારી માટે, આકાશમાં આમતેમ આવજા અને દોડધામ કરી રહી હતી. બીજે દિવસે બપોર થતામાં તો મુસળધાર વર્ષાદ પડવા લાગ્યો, અને સાથે સાથે તોફાનનો પણ આરંભ થયો. રાત પડવા લાગી તેમ તેમ વર્ષાદ અને તોફાનનું જોર વધતું ગયું. પ્રથમ પૂર્વ તરફથી પવન વાતો ધીમે ધીમે ઇશાન કોણમાંથી તે વાવા લાગ્યો.

આવી રાત્રે ઉંઘવાનો પ્રયત્ન કરવો મિથ્યા હતો. મને યાદ આવ્યું, કે આ રાત્રે આ વિકટ સમયે સુરબાલા તેના ઘરમાં એકલી છે. મ્હારૂં સ્કૂલનું મકાન તેના ઘર કરતાં બહુ મજબૂત હતું. કેટલોક સમય મનમાં વિચાર થયો કે તેને સ્કૂલમાં બોલાવી લાવી હું તળાવની પાળ ઉપર રાત ગાળીશ. પણ કોઇ પણ રીતે મન સ્થિર થઇ શકયું નહિ.

રાત્રે જ્યારે એક દોઢ થયો હશે ત્યારે મેં એકાએક રેલનો ઘુઘવાટ સાંભળ્યો. સમુદ્ર ઉછળી આવતો જણાયો. હું ઘર છોડી બહાર નીકળ્યો. સુરબાલાના ઘર તરફ ચાલ્યો. રસ્તામાં અમારા તળાવની પાળ આવતી હતી, ત્યાંસુધી ગયો એટલે તો મારા ઘુંટણું સામા પાણી ચઢી ગયાં હતાં. પાળની ઉપર જ્યારે ચઢીને ઉભો થયો ત્યારે એક બીજું મોજું આવી અથડાયું. અમારા તળાવની પાળનો ઉંચામાં ઉંચો ભાગ લગભગ અગીઆરેક હાથ હશે.

પાળની ઉપર હું જેવો ચઢયો તેવું જ બીજી તરફથી બીજું કોઈ ચઢયું. તે કોણ હતું તે તો મારા સમસ્ત અન્તરાત્માએ જાણી લીધું. મારા માથાથી તે પગ પર્યંત તેની સંવેદના ધડકી રહી. તેણે પણ મને ઓળખ્યો હશે, તે વિષે મને સંદેહ નથી.

વસ્તુમાત્ર જલમગ્ન થઈ ગઈ હતી. કેવળ પાંચ છ હાથ જેટલી કોરી જમીન ઉપર અમે બે જીવો ઉભા હતા.

એ તો પ્રલયકાળ હતો. તે વખતે આકાશમાં તારા ચમકતા ન હતા, પૃથ્વીના સઘળા દીવા હોલાયા હતા. તે સમે અમે કાંઈ વાતચીત કરી હોત તો કાંઇ અડચણ ન હતી, પણ અમે એક શબ્દ ઉચ્ચાર્યો નહિ, એકબીજાનું કુશળ પૂછ્યું નહિ. કેવળ બંને જણાં અંધકાર પ્રતિ દૃષ્ટિ માંડી રહ્યાં, અને પગ તળે ગાઢ, કૃષ્ણવર્ણું ઉન્મત્ત મૃત્યુ–સ્રોત ગર્જી રહ્યા હતો. આ સમસ્ત વિશ્વસંસાર છોડી સુરબાલા મ્હારી નિકટ આવી ઉભી છે. આજ મ્હારા સિવાય સુરબાલાનું કોઇ નથી. કેટલાંયે વર્ષો ઉપર બાલ્યકાળમાં આ જ સુરબાલા કોઈ જન્માન્તરમાંથી, કોઇ એક પુરાતન રહસ્યાન્ધકારમાંથી વટી આવી, આ સૂર્ય ચન્દ્ર પ્રકાશિત લોકપરિપૂર્ણ પૃથ્વી ઉપર મ્હારી જ પાસે આવી, મ્હારી સાથે જોડાઈ હતી; અને આજ કેટલાંએ દિવસો પછી તે પ્રકાશમય લોકપૂર્ણ પૃથ્વી છોડીને આ ભયંકર જનશૂન્ય પ્રલયાન્ધકાર મહીં સુરબાલા એકલી જ મ્હારી પાસે ઉભી છે ! જન્મસ્રોતે તે કુંળી કળિને મ્હારી પાસે ફેંકી હતી, મૃત્યુસ્રોતે તે જ વિકસિત કુસુમને મ્હારા જ પાસે ફેંક્યું છે; હવે જો માત્ર એક જ મોજું આવે તો પૃથ્વીના આ એક પ્રાન્તમાત્ર ઉપરથી, વિચ્છેદના આ એક વૃન્તમાત્ર ઉપરથી ખસી જઈ અમે બંન્ને જણુ એક થઇ જઇએ !

તે મોજું ન જ આવો ! સ્વામી, પુત્ર, ગૃહ, ધન, જન સાથે સુરબાલા ચિરકાળ સુખે રહો ! મેં તો આ એક રાત્રે મહા પ્રલયના તીરે ઉભા રહી આનન્દનો આસ્વાદ લીધો છે.

રાત્રિ લગભગ પૂરી થવા આવી. તોફાન સમી ગયું, પાણી ઉતરી ગયું. સુરબાલા કાંઈ " બોલ્યાચાલ્યા વિના પોતાને ઘેર ગઈ. હું પણ કાંઈ બોલ્યા વિના મ્હારે ઘેર આવ્યો.

મને વિચાર થયોઃ હું નાજર નહિ થયો, શિરસ્તેદાર નહિ થયો, ગૅરીબાલ્ડીએ નહિ થયો, હું તો એક ભાંગી ટૂટી સ્કૂલનો સેકંડ આસિસ્ટંટ જ રહ્યો ! પરંતુ મ્હારા સમસ્ત જીવનમાં ક્ષણકાળપર્યંત એક અનંત રાત્રિનો ઉદય થયો હતો. મ્હારા પરમાયુષ્યની સમસ્ત રાત્રિમાં તે જ એક રાત્રિ મારા તુચ્છ જીવનની પરમ સાર્થકતા.

# અપરિચિતા.

( ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની વાર્તાનું ભાષાંતરકર્તા
રા. રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ. )

આજ મારૂં વય માત્ર સત્તાવીશ વર્ષનું છે. આ જીવન નથી કોઈ લંબાઈને હિસાબે મોટું કે નથી કોઈ ગુણને હિસાબે મોટું; પરંતુ તેનું એક વિશેષ મૂલ્ય છે. આ જીવન તે ફૂલના જેવું છે કે ફૂલના હૃદયમાં ભ્રમર આવીને બેઠો હતો, અને તેના પદક્ષેપનો ઇતિહાસ તેના જીવનના ભીતરમાં ફળની પેઠે આકાર ધરી રહ્યો હતો.

એ ઇતિહાસ આકારમાં નાનો છે—તેને નાના રૂપે જ લખીશ. નાનાને જેઓ સામાન્ય ગણીને ભૂલ કરતા નથી તે એનો રસ સમજશે.

કૉલેજમાં જેટલી પરીક્ષાઓ પાસ કરવાની હતી તે બધી મેં પૂરી કરી છે. નાનપણમાં મ્હારા સુંદર ચહેરા ઉપર પંડિત મહાશયે મ્હને શીમૂળ ફૂળ અને માકાલ* ફળની સાથે તુલના કરીને વિદ્રુપ કરવાનો સુયોગ મેળવ્યો હતો. આથી તે વખતે હું ઘણો શરમાતો; પરંતુ મોટો થતાં એ વાતનો વિચાર કરૂં છું કે જો બીજો જન્મ હોઈ શકે તો મ્હારૂં મુખ સુરૂપ અને પંડિત મહાશયનું મુખ વિદ્રુપ જેવું ને તેવું પ્રકાશી ઉઠે.

મ્હારા પિતા એક વખતે ગરીબ હતા. વકીલાતના ધંધામાં તેમણે પુષ્કળ પૈસા મેળવ્યા હતા, પરંતુ તે ભોગવવાનો એક ક્ષણ પણ તેમને વખત મળ્યો નહતો. મૃત્યુ સમયે તેમણે જે છેલ્લો શ્વાસ મૂકયો તે જ તેમનો પ્રથમ અવકાશ.

---

* એક જાતનું ઉપરથી સુંદર દેખાવનું અને અંદરથી મહા દુર્ગંધ મારતું ફળ. એ ખાવાના ઉપયોગમાં આવતું નથી. કોઇ માણસને મૂર્ખ કહેવો હોય ત્યારે ' માકાલ આ છે ' કરીને તેના નામનો માત્ર ઉપયોગ થાય છે.

એ વખતે મ્હારી ઉમ્મર નાની હતી. મ્હારી માએજ ઉછેરીને મ્હને મોટો કર્યો હતો. મ્હારી મા ગરીબ ઘરની હતી એટલે અમે પૈસાવાળા છીએ એ વાત તે ભૂલતી નહીં, અને મ્હને પણ ભૂલવા દેતી નહીં. નાનપણમાં હું અતિ લાડથી ઉછર્યો હતો, અને મ્હને લાગે છે કે તેને લીધે જ હું કાચી સમજનો રહ્યો હતો. આજ પણ મ્હને જોતાં જ સૌ કહેતાં કે અન્નપૂર્ણાના ખોળામાં હું ગજાનનનો જાણે નાનો ભાઈ જ !

મ્હારા મૂળ વાલી મ્હારા મામા તે મ્હારા કરતાં મોટા–બહુ તો છએક વર્ષે મોટા હશે. પરંતુ *ફલ્ગુની રેતીની પેઠે તેમણે મ્હારા બધા ગૃહવ્યવહારને પોતાના અંતરની અંદર શોષી લીધો હતો. તેને પૂછ્યા સિવાય મ્હારાથી પવાલું પાણી પણ પીવાની હિંમત નહોતી. આ કારણને લીધે મ્હને કોઈ દિવસ કશી વાતની સહેજ પણ ચિંતા રહેતી નહીં.

કન્યાનાં માતપિતા પણ સ્વીકાર કરી શકે કે હું સત્પાત્ર છું. બીડી સુદ્ધાં હું પીતો નહીં. સારા માણસ થવામાં કાંઇ તસ્દી નહીં એટલે હું છેક જ સારો માણસ હતો. માતાના હુકમ પ્રમાણે ચાલવાની મ્હારામાં શક્તિ છે–વસ્તુતઃ ન માનવાની શક્તિ મ્હારામાં નથી. અંતઃપુરના શાસન પ્રમાણે ચાલવાને હું તૈયાર રહું છું–જો કદી કોઈપણ કન્યા સ્વયંવરથી વરવાની હોય તો તેણે મ્હારૂં આ સુલક્ષણ સ્મરણમાં રાખવું.

ઘણાં મોટાં કુટુંબોમાંથી મ્હારે માટે માગાં આવ્યાં હતાં. પરંતુ મ્હારા મામા, જે આ પૃથ્વીમાં મ્હારા ભાગ્યદેવતાના મુખ્ય એજંટ હતા, તેમનો વિવાહના સંબંધમાં કંઇક વિશેષ અભિપ્રાય હતો. તવંગરની કન્યા તેમને પસંદ નહોતી. અમારે ઘેર જે કન્યા આવે એ નમ્યું આપતી આવે એવી તેમની ઇચ્છા હતી. વળી પૈસા તરફની તેમની આસક્તિ 'અસ્થિ મજ્જા' થી જડેલી હતી. તેમને એવો વેવાઇ જોઇતો હતો કે જેની પાસે પૈસા ન હોય તોપણ પૈસા આપવામાં કસુર કરે નહીં; જેને ચુસી શકાય, અને

* ગયા ક્ષેત્ર પાસેની નદી. આ નદીકાંઠેની રેતી એ નદીનું તમામ પાણી શોષી લે છે.

વળી ઘેર આવ્યે મોટા હુક્કાને બદલે ગુડગુડી આપીએ તોય આડું લગાડે નહીં.

મ્હારો મિત્ર હરીશ કાનપુરમાં કામકાજ કરતો હતો તે રજામાં કલકત્તે આવ્યો, અને મ્હારૂં મન ઉંચું કરી દીધું. તેણે કહ્યું, " અરે જો કન્યા જોઈતી હોય તો એક સરસ કન્યા છે."

હું થોડા દિવસ પહેલાં જ એમ. એ. માં પાસ થયો હતો. સામે જેટલે દૂર દૃષ્ટિ લંબાવીએ તેટલે દૂર રજા ધુ ધુ કરતી હતી; પરીક્ષા નહીં, ઉમેદવારી નહીં, ચાકરી નહીં, પોતાની મિલકતની દેખરેખ રાખવાની ફીકર નહીં,-ઇચ્છા પણ નહીં-એ રાખવા માટે અંદર છે મા અને બ્હાર છે મામા.

આ અવકાશની મરુભૂમિમાં મ્હારૂં હૃદય તે વખતે વિશ્વવ્યાપી નારી રૂપનું મૃગજળ દેખતું હતું. આકાશમાં તેની દૃષ્ટિ, પવનમાં તેનો નિઃશ્વાસ, તરૂમર્મમાં તેની ગુપ્ત વાત.

એવે વખતે આવીને હરીશે કહ્યું, " કન્યાની વાત જો કરતા હો તો-" મ્હારૂં શરીર-મન વસન્તની લહરીમાં બકુલવનની નવપલ્લવ રાશિની પેઠે કાંપતું કાંપતું તડકો છાંયો ધુણાવવા લાગ્યું. હરીશ માણસ જરા રસિક હતો. રસ મેળવીને વર્ણન કરવાની શક્તિ તેનામાં હતી અને તેમાં વળી મ્હારૂં મન હતું તૃષાર્ત. મેં હરીશને કહ્યું, " એક વાર મામાની પાસે વાત કાઢી જો તો!"

હરીશ અસર જમાવવામાં અદ્વિતીય. એથી કરીને બધે તેની ખાતર-બરદાસ થતી. મામા પણ મળે ત્યારે તેને છોડતા નહીં. આ વાત દીવાનખાનામાં નીકળી. કન્યા કરતાં કન્યાના બાપની વાત જ તેની પાસે વધારે વજનદાર ગણાય. બાપની અવસ્થા તેને જેવી જોઈએ તેવી જ જણાઇ. અગાઉ આ કન્યાના બાપના વંશમાં લક્ષ્મીનો મંગળઘડો ભરેલો હતો. હાલમાં તે લગભગ ખાલી હતો, તોપણ તળિયામાં કાંઈક બાકી રહ્યું હતુ. દેશમાં કુલમર્યાદા રાખીને રહેવું સહેલું નહીં એટલે તેણે પશ્ચિમમાં જઈને વાસ કર્યો હતો. ત્યાં એ ગરીબ ગૃહસ્થની પેઠે જ રહેતો. એક દીકરી સિવાય તેને બીજું કાંઇ સંતાન નહોતું એટલે તેની પાછળ લક્ષ્મીનો ઘડો સાવ ખાલી કરી દેવામાં તે આનાકાની કરશે નહીં એમ લાગ્યું.

એ બધી વાત તો ઠીક, પરંતુ કન્યાની ઉમ્મર પંદર વર્ષની સાંભળી મામાનું મન જરા વ્યસ્ત થયું. કુળમાં તો કાંઈ દોષ નથી ના ? ના, દોષ નથી. બાપને કોઈ યોગ્ય વર શોધવા જતાં મળ્યો નહીં. એ તો વરનું બજાર તેજ, વળી તેના ઉપર ધનુષ્ય ભાંગવાની પ્રતિજ્ઞા, રહેજે જ બાપ સબુર કરતો હતો: પરંતુ કન્યાનું વય સબુર કરતું નહોતું.

ગમે તે હોય—હરીશની સરસ રસનામાં ગુણ છે ખરો. મામાનું મન નરમ થયું, વિવાહનો ભૂમિકાઅંશ નિર્વિઘ્ને સમાપ્ત થઇ ગયો. કલકત્તાની બહાર જે પૃથ્વી છે તે બધીને મામા આન્ડામાન દ્વીપની અંતર્ગત માનતા હતા. જીવનના કોઈ ખાસ પ્રસંગે તેઓ કોનગર[1] સુધી ગયા હતા. મામા જો મનુ હોત તો તેમણે હાવરાનો પૂલ[2] ઓળંગવાનો નિષેધ કર્યો હોત. મ્હારા મનમાં એમ ઇચ્છા હતી કે પોતાના આંખે કન્યાને જોઇ આવવી, પરંતુ આ પ્રસ્તાવ કરવાની મ્હારામાં હિંમત આવી નહીં. કન્યાને આશીર્વાદ આપવા માટે જેમને મોકલવામાં આવ્યા તે અમારા વિનુભાઇ—મ્હારાં ફોઇનો દીકરો ભાઇ—તેમનાં અભિપ્રાય, રૂચિ અને દક્ષતા ઉપર હું સોળેસોળ આના આધાર રાખતો. વિનુભાઈએ પાછા આવીને કહ્યું, " કાંઈ ખોટું નથી ! સાચું સોનું છે. " વિનુભાઇની ભાષા જરા સાદી. જ્યાં આપણે કહીએ ચમત્કાર ત્યાં એ કહે કામચલાઉ. એટલે સમજ્યો કે મ્હારા ભાગ્યમાં પ્રજાપતિની સાથે પંચશરનો કાંઇ વિરોધ નથી.

કહેવાની જરૂર નથી કે વિવાહને માટે કન્યાપક્ષવાળાને જ કલકત્તે આવવું પડયું. કન્યાના પિતા શંભુનાથ બાબુ હરીશના પર કેટલો બધો વિશ્વાસ રાખતા તેનું પ્રમાણ એ કે લગ્ન પહેલાં માત્ર ત્રણ દિવસ અગાઉ જ તે મ્હને જોવા આવ્યા અને આશીર્વાદ આપી ગયા. તેની ઉંમર ચાળીશથી ઓછી કે વધારે હશે. માથાના વાળ નહીં પરંતુ દાઢી મુછના વાળ પાકવા માંડ્યા હતા. ચહેરો સુંદર ખરો, ભીડમાં જોતાં બધાંની પહેલાં તેમના પર નજરે પડે એવો તેમનો ચહેરો હતો.

---

૧ કલકત્તાથી ૯ માઈલ. ૨ કલકત્તા અને હાવરા વચ્ચેનો હુગલી ઉપરનો પુલ.

મેં આશા રાખી કે મ્હને જોઈને તેઓ ખુશી થયા હશે; જો કે તે જાણવું ઘણું મુશ્કેલ હતું કારણ કે તે બહુજ ઓછાબોલા હતા. જે એક બે વાક્યો તેઓ બોલતા તે પણ જાણે માંડમાંડ બોલતા હોયની ! મામાની જીભ ખૂબ ચાલી રહી હતી–ધનમાં, માનમાં, અને જાણે શહેરમાં કોઈથી ઓછા નહોતા. અને એજ વાત જૂદી જૂદી રીતે તેઓ વર્ણવતા હતા. શંભુનાથ બાબુએ એ વાતમાં ધ્યાન આપ્યું નહીં. કંઈક બ્હાને હું કે હા સુદ્ધાં સંભળાયું નહીં. હું હોત તો થાકી જાત, પરંતુ મામાને થકાવવા મુશ્કેલ. તેણે શંભુનાથ બાબુનો ચાપચુપ ભાવ જોઈને કહ્યું, આ માણસ છેક જ નિર્જીવ લાગે છે, જરા પણ તેજ લાગતું નથી. વૈવાઈ સંપ્રદાયમાં બીજું ગમે તે હોય પરંતુ તેજ હોય તો દોષ ગણાય–એટલે મામા મનમાં ખુશી થયા. શંભુનાથ બાબુ જ્યારે જવા ઉઠયા ત્યારે મામાએ ટુંકામાં ઉપરથી જ વિદાયગીરી આપી, ગાડી સુધી વળાવવા પણ ન ગયા.

પહેરામણી બાબતમાં બન્ને પક્ષ વચ્ચે પાકો બંદોબસ્ત થઈ ગયો હતો. મામા પોતાને અત્યંત ચતુર માનીને ગર્વ કરતા. બોલવા ચાલવામાં કયાંઈ બંધાયા નહીં. શેકડા રૂપિયાની રકમ તો નક્કી હતી, પરંતુ ઘરેણાં કયા દરનાં* અને કેટલા તોલાનાં એ પણ નક્કી થઈ ગયું હતું. હું પોતે એ એકે વાતમાં નહોતો–જાણતો નહોતો કે લેવા દેવાનું શું નક્કી થયું છે. મનમાં જાણતો કે આ સ્થૂળ અંશ પણ વિવાહનો એક મુખ્ય અંશ છે, અને એ અંશનો ભાર જેના ઉપર છે તે એક પાઈ પણ છોડે તેવા નથી. વસ્તુતઃ ઘણા જ પક્કા આદમી તરિકે જ મ્હારા મામા મ્હારા બધા વ્યવહારના ગર્વની મુખ્ય સામગ્રી હતા. જ્યાં જ્યાં મ્હારો સંબંધ છે ત્યાં ત્યાં બુદ્ધિની લડાઈમાં તેઓ જીતવાના જ એ એક નિશ્ચિત વાત હતી.

મ્હારે શરીરે પીઠી ચોળવાથી કાંઈ ઓર રંગ ઉઠી નીકળ્યો. જાનમાં જાનૈયા એટલા બધા થયા કે જેની ગણતરી કરવી હોય તો કારકુન રાખવો પડે. તેમની સરભરામાં બીજા પક્ષને હેરાન હેરાન થઈ જવું પડશે, એ વાતનો વિચાર કરીને મ્હારાં મા તથા મામા ખૂબ હસ્યાં.

---

* બંગાળામાં સોનું નવ રૂપિયાના તોલાના ભાવથી તે છેક ૨૫–૨૬ રૂપિયાના ભાવ સુધીનું મળે છે.

બેંડ, શરણાઈ વગેરે જેમાં જેમાં ઉચ્ચ અવાજ હોય તે બધાં એક સાથે મેળવી મોટો ભૈરવી નાદ કરી, સંગીત સરસ્વતીનું પદ્મવત્ દલિત વિદલિત કરી, હું તો લગ્નમંડપમાં પહોંચી ગયો. વીંટીઓથી, હારથી, ઝંઝવેરાતથી, મ્હારૂં શરીર જાણે ઘરેણાંની દુકાનનું લીલામ થવા જનું હોય તેવું લાગતું હતું. પોતાના ભાવી જમાઈનું મૂલ્ય કેટલું છે તે કેટલીક રીતે સર્વાંગે સ્પષ્ટ કરી રાખી ભાવી શ્વસુર સાથે મુકાબલો કરવા જતો હતો.

મામા લગ્નમંડપમાં આવી ખુશી થયા નહીં. એક તો ત્યાં જાનૈયાને માટે જગ્યાનો સંકોચ, તેમાં વળી બધી તૈયારી મધ્યમસરની હતી. એ ઉપરાંત શંભુનાથ બાબુનો વ્યવહાર છેક જ ઠંડો. તેમનો વિનય 'સતત' નહોતો. મ્હોડે તો બોલવું જ નહીં. કમરે ખેસ બાંધેલો, ગળું બોખરૂં, માથે ટાલ પડેલી, રંગે સારી પેઠે કાળો, અને અત્યંત સ્થૂળ શરીરવાળો એવા તેના એક વીકલ મિત્રે, જો કદી હાથ જોડી, માથું હલાવી, નમ્રતાથી સ્મિત હાસ્ય કરી અને ગદ્ગદ્ કંઠે કોન્સર્ટ પાર્ટીનાં કરતાળ વગાડવાની શરૂઆત કરી જાનના દરેક માણસને વારંવાર જૂદી જૂદી રીતે રીઝવી દીધા ન હોત તો પહેલાંથી જ બધું અસ્તવ્યસ્ત થઇ જાત.

માયરામાં બેસવાની થોડીક ક્ષણ અગાઉ મ્હારા મામા, શંભુનાથ બાબુને બાજુના ઓરડામાં લઈ ગયા. ત્યાં શું વાત થઈ તે હું જાણતો નથી, પરંતુ થોડીવાર પછી શંભુનાથ બાબુએ આવીને મ્હને કહ્યું, " બાબુજી, જરા આ બાજુ આવો તો ! "

બાબત આ હતીઃ બધાને કદાચ નહીં હોય, પરંતુ કોઇ કોઈ માણસને જીવનમાં એકાદ લક્ષ્ય હોય છે. મામાને એક જ લક્ષ્ય હતું, કે કોઇ પ્રકારે કોઇનાથી છેતરાવું નહીં. તેને બ્હીક હતી, કે તેના વેવાઇ તેને ઘરેણામાં દગો દેશે -લગ્નકાર્ય સમાપ્ત થયા પછી એનો ઉપાય કાંઈ રહેશે નહીં. ગાડીભાડું, ભેટસોગાદ, મ્હેમાનોની વિદાયગીરી વગેરે સંબંધમાં જે ખેંચતાણનો પરિચય થયો છે, તે ઉપરથી મામાએ નિશ્ચય કર્યો હતો કે આપવા લેવાની બાબતમાં આ માણસના કેવળ મ્હોડાની વાત ઉપર ભરોંસો રાખીને ચલાશે નહીં, એટલા માટે પોતાના સોનીને સુદ્ધાં સાથે લઈ આવ્યા હતા.

બાજુના ઘરમાં જઈને જોઉં છું તો મામા એક બાંકડે બેઠા છે, અને સોની તેના કાંટા કસોટી સાથે નાના બાંક પર બેઠો છે.

શંભુનાથ બાબુએ મ્હને કહ્યું કે, "તમારા મામા કહે છે કે વિવાહનું કાર્ય શરૂ થાય તે પહેલાં તેમને કન્યાનાં બધાં ઘરેણાંની કસોટી કરાવવી છે, તો તમારે એ બાબતમાં શું કહેવું છે?"

હું માથું નીચું રાખીને ચુપાચુપ ઉભો રહ્યો.

મામાએ કહ્યું કે, "એ વળી શું કહેશે? હું જેમ કહીશ તેમ જ થશે."

શંભુનાથ બાબુએ મ્હારા તરફ ફરીને કહ્યું, "શું એ ઠીક વાત છે? એઓ જે કહેશે તે જ થશે? એ બાબતમાં તમારે કાંઈ જ કહેવાનું નથી?"

મેં સ્હેજ માથું હલાવીને કહ્યું કે, "એ બધી બાબતમાં મ્હારો બીલકુલ અધિકાર નથી."

"ઠીક ત્યારે બેસો. કન્યાના શરીર પરથી બધાં ઘરેણાં લઈ આવું છું." એમ કહીને તેઓ ઉઠયા.

મામાએ કહ્યું, "અનુપમ! અહીં તું શું કરીશ, મંડપમાં જઈને બેસ તો."

શંભુનાથ બાબુ બોલ્યા: "ના, મંડપમાં નહીં, અહીં જ બેસવું પડશે."

થોડીવાર પછી તેઓ એક કપડામાં બાંધેલ ઘરેણાં લઈ આવ્યા, અને બાંકડાપર મુકયાં. બધાં તેની દાદીની વારીનાં ઘરેણાં–હાલની ફેશનનાં બારીક નકસીનાં નહીં. જેમ મોટાં તેમ વજનદાર.

સોનીએ ઘરેણાં હાથમાં લઈને કહ્યું, "આમાં તે વળી જોવું શું! આમાં ભેગ નથી–આવું સોનું આજના વખતમાં વપરાતું પણ નથી."

એમ કહીને એક ઘરેણાંને તેણે ભાર દઈને વાંકું વાળીને કહ્યું કે 'આ કેટલું ચોખ્ખું સોનું છે.'

મામાએ તે જ વખતે પોતાની નોટબુકમાં ઘરેણાની ટીપ ઉતારી લીધી–વળી હમણાં જે ઘરેણાં બતાવ્યાં તે પાછળથી ઓછાં થઇ જાય! ગણતરી કરીને જોયું તો જણાયું કે જેટલાં ઘરેણાં આપવાની વાત હતી તેના કરતાં આ ઘરેણાં દરમાં અને વજનમાં ઘણાં જ વધારે હતાં.

ઘરેણામાં એક એરીંગની જોડી હતી. શંભુનાથે એ સોનીના હાથમાં મુકીને કહ્યું : " આ જરા તપાસી જુઓ તો ! "

સોનીએ કહ્યું : " આ તો વિલાયતી માલ છે. એમાં સોનું જુજ છે. "

શંભુબાબુએ એરીંગની જોડી મામાના હાથમાં મુકીને કહ્યું : " આ આપ જ રાખો. "

મામાએ તે હાથમાં લઇને જોયું કે આ એરીંગની જોડી કન્યાને આશિર્વાદ આપતી વખતે તેમણે દીધી હતી.

મામાનું મ્હોં લાલચોળ થઇ ગયું. આ દરિદ્ર બ્રાહ્મણ પોતાને છેતરશે, પરંતુ પોતે તો છેતરાવાના નથી, એ આનંદકાર વિચારથી વંચિત થયા, અને તેના ઉપર પણ વળી શિરપાવ મળ્યો. મ્હોં અત્યંત ભારે કરીને કહ્યું:—" અનુપમ ! જા તું મંડપમાં જઈને બેસ તો. "

શંભુનાથ બાબુએ કહ્યું : "ના, હવે મંડપમાં જવાશે નહીં. ચાલો, પહેલાં તમને જમાડું. "

મામાએ કહ્યું : " એ વળી શું વાત ? લગ્ન—"

શંભુનાથ : " એની ફીકર ન કરો-હમણાં બેસો."

માણસ તદ્દન સાદા માણુસ જેવો, પરંતુ તેના અંતરમાં જાણે ઘણું જોર છે એમ જણાયું. મામાને બેસી રહેવું પડયું. જાનૈયાનું જમણુ થઇ ગયું. રસોઇ સાદી પરંતુ સ્વાદિષ્ટ હતી. અને બધી રીતે બધી યોજના સુઘટિત હતી, એટલે બધાને સંતોષ થયો.

બધાનું જમણુ સમાપ્ત થયે શંભુનાથ બાબુએ મ્હને જમવાનું કહ્યું. મામાએ કહ્યું : " એ વળી શું બોલ્યા ? લગ્ન સમાપ્ત થયા પહેલાં વરથી જમાય કેમ ?"

આ બાબતમાં મામાના કોઈ પણ મતપ્રકાશની સંપૂર્ણ દરકાર રાખ્યા વગર મ્હારા તરફ ફરીને કહ્યું : "તમે શું કહો છો ? જમવા બેસી જવામાં કાંઇ દોષ છે ? "

મૂર્તિમતી આજ્ઞા સ્વરૂપે મામા હાજર હતા. તેની વિરૂદ્ધ ચાલવું એ મ્હારે માટે અસંભવિત હતું. હું જમવા બેસી શકયો નહીં.

પછી શંભુનાથ બાબુએ મામાને કહ્યું: " આપને ઘણી તસ્દી આપી છે. અમે કંઇ પૈસાવાળા નથી. આપને યોગ્ય સરભરા

મ્હારાથી બની નથી, માફ કરશો. રાત ઘણી ગઇ છે એટલે આપને વધારે કષ્ટ આપવા માગતો નથી. હવે ત્યારે—"

મામાએ કહ્યું: "ત્યારે મંડપમાં ચાલો, અમે તો તૈયાર છીએ."

શંભુનાથે કહ્યું: "ત્યારે આપની ગાડી બોલાવી દઉં?"

મામાએ આશ્ચર્ય પામીને કહ્યું: "શું કાંઇ મશ્કરી તો કરતા નથી ના?"

શંભુનાથ: "મશ્કરી તો આપે જ કરેલી છે. મશ્કરીના સંબંધને સ્થાયી કરવાની મ્હારી ઇચ્છા નથી."

મામા બન્ને આંખો મ્હોટી મ્હોટી કરી મુંગા થઈ રહ્યા.

શંભુનાથે કહ્યું:—"મ્હારી કન્યાનાં ઘરેણાં હું ચોરી લઇશ એવો સંશય જેમને આવે તેમને ઘેર મ્હારે કન્યા આપવી નથી."

મ્હારે કાંઈએ બોલવાનું છે, એવી તેને જરૂર લાગી નહીં. કારણ કે તેને પ્રમાણ મળ્યું હતું કે હું કંઇ ગણતરીમાં નથી.

તે પછી શું થયું તે બોલવાની મ્હારી ગરજ નથી. મંડપનો શણગાર, દીવાબત્તી વગેરેને ભાંગી તોડી, બધી ચીજો છિન્નભિન્ન કરી જનનો સમુહ દક્ષયજ્ઞની ગરજ સારી બહાર નીકળી પડયો.

ઘેર પાછા ફરતાં બેંડ, શરણાઇ, નોબત વગેરે કશું એક સાથે વાગ્યું નહીં, અને આકાશી હવાઇઓએ તારાની પાછળ કયાં મહાનિર્વાણ પ્રાપ્ત કર્યું તેનો કાંઇ પત્તો લાગ્યો નહીં.

## ૩.

ઘરનાં બધાં તો ગુસ્સાથી લાલચોળ થઈ ગયાં હતાં! કન્યાના બાપનો એટલો બધો ગર્વ! કળી શું પૂર જોસથી આવી પહોંચ્યો! બધાંએ કહ્યું કે જોઇયે કન્યાને કેમ પરણાવે છે તે? પરંતુ કન્યાનાં લગ્ન નહીં થાય એવો ભય જેના મનને નથી તેને શિક્ષા કરવાનો ઉપાય શો?

સમસ્ત બંગાળ દેશમાં હું જ એક એવો પુરૂષ કે જેને કન્યાના બાપે લગ્નમંડપમાંથી પોતે જ પાછો ફેરવ્યો. આવા મોટા સત્પાત્રના કપાળમાં આવડું મ્હોટું કલંક કયા દુષ્ટ ગ્રહે આટલી બધી ધામધુમથી દીવાબત્તીનો ભપકો કરી વાજાં વગડાવી આંકી દીધું? મ્હારી સાથે આવેલા બધા આમ કહીને કપાળ પર હાથ લગાડવા લાગ્યા અને

કહેવા લાગ્યા કે લગ્ન થયાં નહીં અને અમને છેતરીને જમાડ્યા. જો રસોઈથી ભરેલાં વાસણ માત્રને ત્યાં લાવી વેરછેર કરી નાખ્યાં હોત તો તો કાંઈક અફસોસ મટત.

વિવાહ તોડવા તથા અપમાન કરવા માટે ફરિયાદ કરવા મામા ઘણી ધાંધલ કરવા લાગ્યા, પરંતુ હિતેચ્છુઓએ સમજાવ્યા કે તમાશામાં જે કાંઈ બાકી રહ્યું છે, તે એથી પૂરૂં થશે.

કહેવાની જરૂર નથી કે મ્હને પણ ઘણી જ રીસ ચડી હતી. કઈ રીતે શંભુનાથ બાબુ મોટી વિપત્તિમાં સપડાય અને મારે પગે પડતા આવે તેનો વિચાર મુછે તાવ દેતો દેતો હું કરવા લાગ્યો.

પરંતુ આ ક્રોધના કાળા રંગના સ્રોતની પાસે પાસે બીજો એક સ્રોત વહેતો હતો, જેનો રંગ બીલકુલ કાળો નહોતો. મારૂં સમસ્ત મન છૂટીને પેલી અપરિચિતાની શોધમાં ગયું હતું. તેને હજી પણ ખેંચીને પાછું લાવી શક્યો નથી, આડી માત્ર દીવાલ જ રહી ગઈ. જો ! કપાળે તેને–ચંદન અર્ચેલું, શરીરે તેને–લાલ સાડી, મુખમાં તેના–લજ્જાની રતાશ, હૃદયના ભીતરમાં તેના–શું તે હું શી રીતે કહી શકું ! મારા કલ્પલોકની કલ્પલતા વસંતનાં સમસ્ત ફૂલનો ભાર મને નિવેદન કરવાને માટે નમીને પડી છે. હવા આવે, ગંધ જણાય, પાંદડાંનો શબ્દ સંભળાય, કેવળ સ્હેજ પગ ઉપાડવાની જ વાર–એવે વખતે એ પદક્ષેપનું દૂરત્વ એક મુહૂર્ત્ત માત્રમાં સીમા વિનાનું થઈ પડ્યું.

આ બધા દિવસ દરરોજ સાંજે મેં વિનુભાઇને ત્યાં જઈને તેને અસ્થિર કરી મૂક્યા હતા. વિનુભાઈની વર્ણનની ભાષા બહુ ટુંકી હતી એટલે જ તેની દરેક વાતે અગ્નિના તણખાની પેઠે મ્હારા મનની અંદરમાં અગ્નિ પ્રગટાવી દીધો. મને ખબર હતી કે કન્યા ઘણી જ રૂપાળી છે, પરંતુ નહોતી જોઈ તેને મ્હારી આંખોએ કે ન્હોતી જોઈ મેં તેની છબી. બધું અસ્પષ્ટ રહી ગયું; બહાર તો તે પકડી શકાયું જ નહીં અને મનની અંદર તો લાવી શકતો નથી. એટલા માટે મ્હારૂં મન તે દિવસના તે વિવાહમંડપની દીવાલની બહાર ભૂતની પેઠે દીર્ઘ નિઃશ્વાસ નાખતું ફરવા લાગ્યું.

હરીશની પાસેથી સાંભળ્યું હતું કે, કન્યાને મ્હારો ફોટોગ્રાફ બતાવવામાં આવેલો. પસંદ જ કર્યો હશે વળી ! ન કરવાનું કારણ તો કાંઈ

છે નહીં. મ્હારૂં મન કહે છે કે તે છબી તેણે કોઈ પેટીમાં સંતાડી રાખી હશે. ઘરમાં એકલી હોય ત્યારે બારણું બંધ કરી બપોરને વખતે શું એ પેટી ઉઘાડી છબી નહીં જોતી હોય? જ્યારે નમીને તે જોતી હશે ત્યારે તેના મુખની બન્ને બાજુએથી તેના છૂટા કેશ તેના પર આવીને નહીં પડતા હોય? ઓચિંતો બહાર કોઈનો પગરવ સાંભળી તે એકદમ પોતાના સુગંધી વસ્ત્રમાં એ છબીને સંતાડી નહીં દેતી હોય?

દિવસો ચાલ્યા જાય. એક વર્ષ થઈ ગયું. મામા તો શરમને માર્યે વેવિશાળની વાત જ કરી શકે નહીં. માની મરજી હતી કે જ્યારે નાતમાં અમારા અપમાનની વાત ભૂલાઈ જાય ત્યારે વિવાહની તજવીજ કરવી.

આ તરફથી મેં સાંભળ્યું કે કન્યાને સારો વર મળી આવ્યો છે, પરંતુ તેણે પ્રતિજ્ઞા કરી છે કે લગ્ન કરવાં નહીં. એ સાંભળીને મ્હારૂં મન રોમાંચના આવેશથી ભરાઈ ગયું. હું કલ્પનાથી જોવા લાગ્યો કે તે બરાબર ખાતી નથી, સાંજ પડે પરંતુ *અંબોડો બાંધવો ભૂલી જાય. તેનો બાપ તેના મ્હોં સામે જુએ અને વિચાર કરે કે મ્હારી દીકરી દિવસે દિવસે આવી કેમ થતી જાય છે. ઓચિંતો તેના ઓરડામાં આવીને જુએ તો છોકરીની બેઉ આંખો આંસુથી ભરેલ. પૂછે કે, બેટા! તને શું થયું છે તે મને કહે. છોકરી તરત આંસુ લુછી કહે કે, ના ના, કાંઈ નથી થયું બાપુ! બાપની એકની એક દીકરી—ઘણી જ લાડકવાઈ દીકરી. અનાવૃષ્ટિના દિવસમાં ફૂલનાં કુંડાંની માફક જ્યારે પોતાની દીકરી સુકાઈ જવા લાગી ત્યારે બાપના જીવથી વધારે વાર રહેવાયું નહીં. ત્યારે અભિમાનને દાબી દઈને તે દોડતા આવ્યા અમારે ઘેર. ત્યાર પછી? ત્યાર પછી મનની અંદર જે પેલી કાળા કાળા રંગની ધારા વહેતી હતી તેણે જાણે કાળા સાપનું રૂપ ધર્યું હોયની તેમ ફુંફાડો મારી ઉઠી. તે બોલી: 'ઠીક, ઠીક. વળી એકવાર વિવાહની તયારી કરો, લાઈટનો બંદોબસ્ત કરો, દેશવિદેશે આમંત્રણ કરો, ત્યાર પછી તમે વરનો ખુંપ પગ નીચે કચડી, ટોળું મળી,

* બંગાળી સ્ત્રીઓ હમેશાં 'માથાબોળ' સ્નાન કરે છે. આખો દિવસ વાળ સુકાવી, સાંજે તેલ નાખી અનેક આકારના ચોટલા વાળીને સાંજના શણગારે છે.

મંડપ છોડી ચાલ્યા આવો.’ પરંતુ જે ધારા આંખના જળસમાન શુભ્ર હતી તે રાજહંસનું રૂપ ધરી બોલી કે; ‘જેવી રીતે એક દિવસ દમયંતીના પુષ્પવનમાં હું ગયો હતો તેવીજ રીતે મને એકવાર ઉડીને જવા દ્યો કે હું જઈને વિરહીણીના કાનમાં એકવાર સુખની ખબર આપી આવું.’ ત્યાર પછી ? ત્યારપછી દુઃખની રાત પૂરી થઇ, નવવર્ષાનું જળ પડ્યું, મ્લાન થએલાં ફૂલો ઉઘડયાં—આ વેળાએ એ દીવાલની બહાર રહ્યું સમસ્ત પૃથ્વી અને બીજું બધું, અને ભીતરમાં પ્રવેશ કર્યો માત્ર એક પુરૂષે. ત્યાર પછી મ્હારી વાત પૂરી થઈ.

૪.

પરંતુ એ રીતે વાત પૂરી થઈ નહીં. જે સ્થળે તે અધુરી છે તેનું વર્ણન કરી આ લેખ પૂરો કરીશ.

મ્હારી માને લઈને હું યાત્રાએ જતો હતો. એ વ્યવસ્થાનો ભાર મ્હારા ઉપર જ હતો; કારણ, મામા હજી પણ હાવરાના પૂલની પેલે પાર ગયા નહોતા. હું આગગાડીમાં ઉંઘતો હતો. ઝોકાં ખાતાં મગજમાં નાના પ્રકારનાં ભાગ્યાં તુટયાં સ્વપ્નોનો ઝંકાર વાજતો હતો. ઓચિંતો એક સ્ટેશને જાગી ઉઠ્યો. પ્રકાશ અને અંધકારમાં મિશ્ર થયેલું તે પણ એક સ્વપ્ન—કેવળ આકાશના તારાઓ ચિરપરિચિત—બાકીનું બીજું બધું અપરિચિત, અસ્પષ્ટ. સ્ટેશનનાં ફાનસો ઉભાં ઉભાં પ્રકાશ પાડતાં હતાં કે આ પૃથ્વી કેટલી બધી અપરિચિત છે અને જે ચોતરફ છે તે કેટલું બધું દૂર છે. ગાડીમાં મા ઊંઘતાં હતાં. બત્તીની નીચે લીલો પડદો ખેંચી લીધો હતો. ટ્રંક પેટી વગેરે બધી આમતેમ ઉપરાછાપરી પડી હતી, તે જાણે સ્વપ્નલોકનો ઉલટો પાલટો અસબાબ, લીલા પ્રદેશના મીટમીટ થતા પ્રકાશમાં ઘડી જણાતો, ઘડી ન જણાતો કેવીએ રીતે એક પ્રકારનો થઈ પડ્યો હતો.

એવે વખતે એ અદ્‌ભુત પૃથ્વીની અદ્‌ભુત રાતે કોઇ બોલી ઉઠ્યું: “જલદી ચાલ્યાં આવો, આ ડબ્બામાં જગ્યા છે.”

મને લાગ્યું કે જાણે ગાયન સાંભળ્યું. બંગાળી સ્ત્રીઓના ગળામાં બંગાળી બોલવું કેટલું મધુર લાગે છે, તે આવી રીતે, અસમયે અંતરિયાળ ચમકીને સાંભળતાં જાણે પૂર્ણ રીતે સમજી શકાય છે. પરંતુ આ કંઠને કેવળમાત્ર સ્ત્રીનો કંઠ કહીને એક પંક્તિમાં દાખલ કરવો

આવશે નહીં; એ કેવળ એક મનુષ્યનો કંઠ સાંભળતાં જ મન બોલી ઉઠે, કે આવું તો ક્યાંઈ સાંભળ્યું નથી.

ઘણા લાંબા વખતથી મને કંઠસ્વર ઘણો જ ગમે છે. રૂપ એ કાંઈ ઓછી વસ્તુ નથી, પરંતુ મનુષ્યમાં જે અંતરતમ અને અનિર્વચનીય છે તે મને લાગે છે કે કંઠસ્વર છે, અને એ કંઠસ્વર જ જાણે ચ્હેરો હોયની ! મ્હેં ઉતાવળે ગાડીની બારી ઉઘાડી બ્હાર ડોકું કાઢયું, કાંઈ જ દેખાયું નહીં. પ્લાટફાર્મના અંધકારમાં ઉભા રહીને ગાર્ડે પોતાનું લીલું ફાનસ નમાવી દીધું, ગાડી ચાલી અને હું બારી પાસે બેસી રહ્યો. મ્હારી આંખ સામે કોઈ મૂર્તિ નહોતી, પરંતુ હૃદયમાં હું એક હૃદયનું રૂપ જોવા લાગ્યો. તે જાણે આ અનંત તારામયી રાત્રીના જેવું, પોતે પોતામાં વ્યાપી રહે, પરંતુ તેને પકડી શકાય નહીં. અહા ! તે સુર ! અજાણ્યા કંઠનો સુર, એક ક્ષણમાં, તું જે મ્હારા ચિરપરિચયના આસન પર આવી બેઠો છે ! કેટલો બધો પરિપૂર્ણ તું—ચંચળ કાળના ક્ષુબ્ધ હૃદય ઉપર ફૂલની માફક તું ખીલ્યો છે, પરંતુ તેનાં મોજાં લાગવા છતાં એક પાંખડી પણ ખરતી નથી—અતિ કોમળતામાં આટલો સરખો પણ ડાઘ પડે નહીં.

ગાડી લોખંડના મૃદંગથી તાલ દઇ દઇ ચાલવા લાગી—હું મનમાં ગાન સાંભળતો સાંભળતો આવ્યો. તેની માત્ર એક જ ધૂન " ગાડીમાં જગ્યા છે—છે કે—જગ્યા છે કે ? " જગ્યા જે મળી શકતી નથી, કોઇ કોઇને ઓળખતું નથી, વળી એ ન ઓળખતું એ કુયાશા માત્ર છે, એ જે માયા છે તેને છિન્નભિન્ન કરવાથી પણ ઓળખવાનો પાછો પાર નથી. અહો ! તે સુધામય સુર ! જે હૃદયના અદ્ભુત રૂપ તું છે, તે શું મારા ચિરકાળનો પરિચિત નથી ? જગ્યા છે, જલ્દી આવવા બોલાવે છે, જલદી જ આવું છું—એક ક્ષણ પણ વિલંબ કરતો નથી.

રાતે સારી ઉંઘ આવી નહીં. લગભગ દરેક સ્ટેશને એકવાર મ્હોં બહાર કાઢીને મેં જોયું. બ્હીક લાગવા માંડી કે જેને જોયેલ નથી તે વખતે રાતના જ કોઇ સ્ટેશને ઉતરી જાય.

બીજે દિવસે સવારે એક મોટા સ્ટેશને ગાડી બદલવાની હતી. અમારી પાસે ફર્સ્ટ ક્લાસની ટિકિટ હતી. મનમાં આશા હતી કે ભીડ નહીં થાય. ઉતરીને જોઉં છું તો સાહેબ લોકના 'આર્ડલીઓનું'

ટોળું સરસામાન લઇને ગાડીની વાટ જુએ છે. લશ્કરનો કોઈ એક મોટો જનરલ મુસાફરીએ નીકળ્યો છે. એ ત્રણ મિનિટમાં જ ગાડી આવી પહોંચી. સમજ્યો કે ફર્સ્ટ ક્લાસની આશાનો ત્યાગ કરવો પડશે. માને લઈને કયા ડબ્બામાં બેસવું એની ભારે ચિંતામાં હું પડયો. બધા ડબ્બામાં ભીડ હતી. બારણે બારણે ડોકું કાઢીને જોવા લાગ્યો. એવે વખતે સેકંડ ક્લાસના ડબ્બામાંથી એક કુમારીએ મ્હારી માને ઉદ્દેશીને કહ્યું, "આપ અમારા ડબ્બામાં પધારોને, અહિંયાં જગ્યા છે."

હું તો ચમકી ઉઠયો. તે જ અતિ મધુર કંઠ, અને એ જ ગાનની ધૂન–'જગ્યા છે.' ક્ષણ માત્ર વિલંબ ન કરતાં માની સાથે એ ડબ્બામાં જઈ બેઠો. સરસામાન લેવાનો વખત નહોતો. મ્હારા જેવો 'નમાલો' દુનિયામાં બીજો કોઈ નહીં હોય. એ જ કુમારીએ મજુરના હાથમાંથી, ચાલતી ગાડીએ, ઉતાવળથી, અમારૂં બીછાનું ખેંચી લીધું. મ્હારો ફોટો પાડવાનો કેમેરા સ્ટેશન પર રહી જ ગયો. લઈ લેવાની તજવીજ સુદ્ધાં મેં કરી નહીં.

ત્યાર પછી–શું લખવું તે જાણતો નથી. મ્હારા મનની અંદર એક અખંડ આનંદની છબી છે, તેને ક્યાંથી શરૂ કરૂં અને કયાં પૂરી કરૂં? બેઠાં બેઠાં વાક્ય ઉપર વાક્ય યોજવાની ઇચ્છા થતી નથી.

આ વખતે તે સુરને નજરે દીઠો. ત્યારે પણ તે મને સુર તરિકે જ લાગ્યો. મ્હારી માના મ્હોં તરફ જોયું તો જણાયું કે તેની આંખ મટકું મારતી નથી. કુમારીની ઉંમર સોળ કે સત્તર વર્ષની હશે; પરંતુ નવયૌવને આના દેહમાં–મનમાં કોઇપણ ઠેકાણે રહેજ પણ ભાર નાખી દીધો હોય એવું લાગ્યું નહીં. તેની ગતિ સહજ, પ્રભા નિર્મળ, સૌંદર્યની પવિત્રતા અપૂર્વ હતાં.

હું જાણું છું કે વિસ્તારથી કહેતાં મને આવડશે નહીં. તે એટલે સુધી કે તેણે કયા રંગનું કપડું કઇ રીતે પહેર્યું હતું તે હું બરાબર રીતે કહી શકું તેમ નથી. એટલું તો નક્કી કે તેના વેષભુષામાં એવું કાંઈ નહોતું કે જે તેના પોતાનાથી વિશેષ તરીકે જુદું તરી આવે. તે પોતે પોતાની ચારે દિશાની સર્વ વસ્તુઓ કરતાં વિશેષ હતી. રજનીગંધાની શુભ્ર મંજરીની પેઠે સરલ ડીંટડી ઉપર ઉભા રહીને જે ઝાડ ઉગ્યું છે તે ઝાડને તે એકદમ વટાવી ગઇ છે. તેની સાથે બે ત્રણ નાની છોકરીઓ હતી તેમની સાથે તેને હસવાનો અને વાત

કરવાનો જાણે અંત જ નહોતો. મેં હાથમાં એક ચોપડી રાખીને કાન તે બાજુ રાખ્યા હતા. જે કાંઈ કાનમાં સંભળાતું હતું તે બધું તો છોકરાંની સાથે છોકરવાદી વાતો હતી. તેનું વિશેષત્વ એટલું જ કે તેની અંદર ઉંમરનો તફાવત કાંઇ હતો નહીં. બાળકની સાથે તે અનાયાસે અને આનંદથી બાળક થઈ ગઈ હતી. સાથે કેટલીક બાળકોની વાર્તાની ચિત્રોવાળી ચોપડીઓ હતી, તેમાંથી જ કોઇએક વાત સંભળાવવાને માટે છોકરીઓ તેને કહેતી હતી. આ વાત નક્કી તે છોકરીઓએ વીશ પચીશ વાર સાંભળી હશે; પરંતુ એ છોકરીઓનો શા માટે આટલો આગ્રહ હતો તે હું સમઝ્યો. એ સુધા–કંઠની સોનાની કાઠીમાં બધી વાત સુવર્ણવત્ થઇ જતી હતી. એ કુમારીનું સમસ્ત શરીર અને મન જે એક સામટું ઉલ્લાસથી ભરપુર હતું. તેના બધા–બોલવામાં, ચાલવામાં, સ્પર્શમાં વ્યવહારમાં હૃદય ઉછળી આવતું દેખાતું હતું. આથી કરીને છોકરીઓ જ્યારે તેને મ્હોડે વાર્તા સાંભળે ત્યારે વાર્તા નહીં પણ તેને જ સાંભળે. તેમના હૃદય પર પ્રાણનું ઝરણ ઝરી પડે. તેના એ ઉછળેલા પ્રાણે મ્હારા તે દિવસના સમસ્ત સૂર્યકિરણને સજીવ કરી દીધાં. અને એમ થયું કે મને જે પ્રકૃતિએ તેનું આકાશ આપીને વીંટી લીધો છે, તે આ જ તરૂણીનો ચંચળ અને પ્રફુલ્લ પ્રાણનો વિશ્વવ્યાપી વિસ્તાર પણ છે.

બીજે સ્ટેશને પહોંચતાં જ વેચનારા પાસેથી સારી પેઠે તેણે ચણા–મઠ ખરીદ્યા અને છોકરીઓની સાથે મળીને કેવળ બાળકની પેઠે હસતાં હસતાં વિના સંકોચે તે ખાવા માંડી. મ્હારો સ્વભાવ જાણે જાળથી વીંટાયો હોય તેમ–હું શા માટે સરળતાથી હસ્તે મ્હોડે એ કુમારીની પાસેથી થોડા ચણા–મઠ માગી શક્યો નહીં–હાથ લાંબો કરીને મ્હારી ઇચ્છા કબુલ કરી શક્યો નહીં.

મ્હારી મા સારૂં લગાડવું કે માઠું લગાડવું એ બેની વચ્ચે વિચારમાં પડી ગઇ હતી. ગાડીમાં હું પુરૂષ માણસ હતો છતાં આ કુમારીને લેશ માત્ર સંકોચ નહોતો. વળી એવી લોભીની માફક ખાયા કરતી હતી કે મ્હારી માને તે બિલકુલ પસંદ પડયું નહીં, અને તેને તો આ છોકરી ભાન વિનાની લાગી. તેને વિચાર થયો કે આ છોકરીની ઉંમર મોટી થઇ છે; પરંતુ કાંઇ આવડત નથી. મ્હારી મા એકાએક કોઈ સાથે વાત કરી શકતાં નહીં. મનુષ્યથી દૂર દૂર રહેવાનો જ

તેમનો સ્વભાવ હતો. આ કુમારીની ઓળખાણુ કરવાની તેની બહુ જ ઇચ્છા હતી, પરંતુ સ્વભાવને લીધે તેમ કરી શકતાં નહોતાં.

એવે વખતે ગાડી એક મોટા સ્ટેશને આવી પહોંચી. પેલા જનરલ સાહેબના બીજા લશ્કરીઓ અહીંથી ગાડીમાં બેસવાની તૈયારી કરતા હતા. ગાડીમાં ક્યાંઇ જગ્યા નહોતી. અમારા ડબ્બા સામે તેઓ વારંવાર જોતા જોતા આંટા મારવા લાગ્યા. મ્હારી મા તો બ્હીકથી સ્તબ્ધ થઈ ગયાં હતાં. મ્હારા મનને પણુ શાંતિ નહોતી.

ગાડીને ઉપડવાના થોડા વખત પહેલાં એક દેશી રેલ્વે અમલદાર હાથમાં રીઝર્વનાં બે કાર્ડ લઈને આવ્યો અને ડબ્બાના બે બાંકડા પર લટકાવીને મને કહ્યું, " આ ડબ્બાના બે બાંકડા પહેલેથી જ બે સાહેબોએ રીઝર્વ કરાવેલા છે, આપ સૌને બીજા ડબ્બામાં જવું પડશે."

હું તો ગભરાઈને તરત જ ઉભો થયો. પેલી કુમારીએ હિન્દીમાં કહ્યું, " ના, અમે ડબ્બો ખાલી નહીં કરીએ. "

એ માણુસ રૂઆબથી બોલ્યો કે, " ખાલી કર્યા સિવાય બીજો ઉપાય નથી. "

પરંતુ એ કુમારીનામાં ડબ્બો છોડવાનું કાંઈ લક્ષણુ ન જોવાથી તે ડબ્બામાંથી ઉતરી ગયો અને અંગ્રેજ સ્ટેશન માસ્તરને બોલાવી લાવ્યો. તેણે આવીને મને કહ્યું: "હું ઘણો જ દીલગીર છું, પરંતુ—"

એ સાંભળીને હું ' મજુર–મજુર ' કરીને બૂમ પાડવા લાગ્યો. એ કુમારી ઉઠી અને જાણે બેઉ આંખમાંથી અગ્નિ વરસાવતી હોય તેમ મને કહ્યું; " ના, તમારાથી નહીં જવાય. જેમ છો તેમ બેઠા રહો. " એમ કહીને તેણે બારણા પાસે ઉભા રહીને સ્ટેશન માસ્તરને અંગ્રેજીમાં કહ્યું કે, " આ ડબ્બો અગાઉથી રીઝર્વ કરેલ છે એ વાત તદ્દન જુઠી છે. " એમ કહેતાંની સાથે તેણે રીઝર્વનાં કાર્ડ છોડીને પ્લાટફાર્મ પર ફેંકી દીધાં.

એવામાં 'ઓરડરલી' સમેત યુનીફૉર્મ પહેરેલો સાહેબ બારણાની પાસે આવીને ઉભો રહ્યો. પોતાનો સરસામાન ગાડીમાં મૂકવાને માટે તેણે તે પહેલાં જ પોતાના ઓરડરલીને ઇસારત કરી હતી. તે પછી કુમારીના મ્હોં સામું નીહાળી, તેનું બોલવું સાંભળી, વસ્તુસ્થિતિ જોઈ, સ્ટેશન માસ્તરને હાથ ઝાલીને બાજુએ લઈ ગયો. શું વાત થઈ તે કાંઇ સમજાયું નહીં, પરંતુ જણાયું કે ગાડી ઉપડવાનો વખત થઈ

ગયો હતો છતાં બીજો એક ડબ્બો જોડાયા પછી જ ટ્રેન રવાના થઈ શકી. છોકરીએ વળી પોતાનાં બાળકોનું ટોળું બહાર કાઢીને એકઠું કરી ચણા-મગ ખાવા માંડ્યા, અને હું શરમનો માર્યો બારીમાંથી ડોકું બહાર કાઢીને કુદરતની શોભા જોવા માંડયો.

કાનપુરને સ્ટેશને ગાડી આવી પહોંચી. કુમારી સરસામાન બાંધીને તૈયાર હતી. સ્ટેશન પર એક હિંદુસ્તાની નોકર એમને ઉતારવાની તજવીજ કરતો હતો.

મ્હારી માથી પછી રહેવાયું નહીં. તેમણે પૂછ્યું, " તમારૂં નામ શું બાપુ ? "

કુમારીએ કહ્યું; " મ્હારૂં નામ કલ્યાણી. "

એ સાંભળીને મ્હારી મા અને હું ચમકી ઉઠયાં.

" તમારા પિતા—"

" તે અહીંના ડાક્ટર છે. તેમનું નામ શંભુનાથસેન. "

તે પછી બધાં ઉતરી ગયાં.

## ઉપસંહાર.

મામાનો નિષેધ અમાન્ય કરીને, માતાની આજ્ઞા ઠેલીને, તે પછી હું કાનપુર આવ્યો છું. કલ્યાણીના બાપ અને કલ્યાણીને પોતાને મળ્યો છું. બે હાથ જોડી માથું નમાવ્યું છે. શંભુનાથ બાબુનું હૃદય પીગળ્યું છે. કલ્યાણી કહે છે કે, " હું લગ્ન કરીશ નહીં. '

મેં પૂછ્યું; " શા માટે ? "

તેણે કહ્યું; " માતૃ આજ્ઞા. "

સર્વનાશ ! આ ઠેકાણે પણ મામા છે કે શું ?

તે પછી સમજ્યો માતૃભૂમિ છે. પેલાં લગ્ન તૂટયા પછીથી જ કલ્યાણીએ છોકરીઓને શીખવવાનું વ્રત ગ્રહણ કર્યું છે.

પરંતુ મેં આશા મૂકી નહીં. એ સુર આજે પણ મ્હારા હૃદયમાં વાજે છે—એ જાણે કોઈ પેલા પારની બંસી છે—મ્હારા સંસારની બહારથી આવેલી–સમસ્ત સંસારની બહાર જાણે તેણે પોકાર કરી દીધો. અને તે જે રાત્રે અંધકારની અંદર મ્હારે કાને આવેલ "જગ્યા છે ?" એ તો મ્હારે ચિરજીવનના ગાનની ધૂન થઈ રહી. એ વખતે મ્હારી ઉમ્મર હતી તેવીસ, હાલ થઈ છે સત્તાવીશ. હજી પણ આશા છોડી

નથી. પરંતુ મામાને છોડયા છે. એકનો એક દીકરો કરીને મા મને છોડી શકતાં નથી.

તમો મનમાં ધારતા હશો કે હું વિવાહની આશા રાખું છું ! ના, કદી પણ નહીં. મ્હારા મનમાં કેવળ તે એક રાત્રિના અજાણ્યા કંઠના મધુર સુરની આશા ! " જગ્યા છે ? " નક્કી છે. ન હોય તો રહેવું ક્યાં ? એટલા માટે વર્ષ ઉપર વર્ષ જાય છે—હું હજી અહીં જ છું. મળું છું, એ કંઠ સાંભળું છું. જ્યારે પ્રસંગ મળે છે ત્યારે તેનું કામ કરી આપું છું, અને મ્હારૂં મન કહે છે કે આ જગ્યા મળી છે જ ના ! અરે, અપરિચિતા ! તારો પરિચય પૂર્ણ થયો નથી અને થશે પણ નહીં; પરંતુ મ્હારૂં નસીબ એટલું સારૂં કે આ જગ્યા મ્હને મળી છે.

---

# દોલત.

[ લેખક સ્વર્ગસ્થ ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા, બી. એ. ]

૧.

" કેમ શિવલાલ ! આજે બૈરાંઓમાં પીરસવા નથી ગયો ? અત્યારમાં જ જમવા બેસી ગયો ? " ગડબડે સવાલ કર્યો.

શિવલાલ નિરુત્તર, નીરવ રહ્યો, પણ સુરજલાલ એની વતી જવાબ આપતો હોય તેમ બોલ્યો, " બહુ વર્ષ ફાંફાં માર્યાં પણ માએ કરેલો વિવાહ ફોક થઈ નથી શક્યો. "

" બિચારાના મનસુબા પાર પડે એવું રહ્યું જ નથી. " વચમાં માધુ બોલી ઉઠયો.

" કેમ બચ્ચા માધુ, તું પણ ફાટયો કે ? " શિવલાલે પોતાનો રોષ દર્શાવ્યો. " તમને બધાને હસવાની મઝા આવે છે, પણ અહીં મારૂં તો કાળજું કપાઈ જાય છે જો વધારે તમે તડપાંચ કરશો તો જોવા જેવું થશે. "

" શું, બચ્ચાજી, મારામારી કરવી છે ? તારા જેવા 'ફેશનેબલ જેન્ટલમેન' હાથ ઉગામશે ? ધમાધમીમાં આ ત્હારાં હોળેલાં પટીઆં

વીંખાઈ જશે, તારી નેકટાઇ છૂટી જશે અને કફમાં ખોસેલો રૂમાલ ખોવાઈ જશે, અને સફેદ ધોતીઆ જેવું બોટીયું ધૂળમાં રગદોળાશે, અને હાડકાંપાંસળાં રંગાશે તે તો વધારામાં." ગડબડે એકદમ વાગ્ધારા-થી શિવલાલને ડરાવી દેવાનો પ્રપંચ રચ્યો. પણ એથી શિવલાલ વધારે ઉશ્કેરાયો. ગડબડને મારવા જતો હતો ત્યાં બાબુએ આવી એને પીરસવા ઉઠવા આગ્રહ કર્યો; હાથ પકડી રસોઈ આગળ ખેંચી ગયો અને તેના હાથમાં જુલમ અને રૂઆબથી બીરંજની થાળી આપી, ઐરાંમાં પીરસવા જવા તાકીદ આપી.

બાબુની બ્હેન રૂપાળી હતી; નાતની 'ફેશનેબલ' કન્યાઓમાં તેનો દોરદમામ જૂદો જ હતો. તેની સાથે સગાઈ કરવા શિવલાલનું મન ઉછળતું. બાબુની સાથે તેથી જ સારપ રાખવાની જરૂર હતી. તેનો સુકન શિવલાલ ઉથાપતો નહીં.

નાતમાં પ્રેસ એકટ કે ડિફેન્સ ઓફ ઈંડિયા એકટ નહોતો. સી. આઈ. ડી. પણ નહોતા. ટુંકાક્ષરી રીપોર્ટર ન્હોતા, પછી સ્ત્રીઓ વાણીનું સ્વાતંત્ર્ય પૂરેપૂરૂં વાપરે એમાં એમનો શો દોષ? પીરસનારાઓ ઘણું ખરૂં કિશોરો અને યુવાનો હતા—"ઉમેદવારો" હતા. પક્ષિણીથી સંવનિત થવા નરપક્ષીઓ જેમ પોતાનાં પિચ્છ સમારી કળા કરે છે, નૃત્ય કરે છે, કંઠ ખોલી સુમધુર સંગીત રેલાવે છે, તેમ જ્ઞાતિની અવિવાહિતા કિશોરીઓ અને યુવતીઓ—તેમની માતાઓ અથવા ઓસગીઓનું ધ્યાન ખેંચવા નાના પ્રકારના મોહાસ્ત્ર ફેંકતા હતા. તેમની ચાલવાની છટા, તેમની કપડાં પહેરવાની અને વાળ હોળવાની ફેશન, તેમના રંગ, રૂપ, ઘાટ, એ સર્વ પરથી પ્રતિત થતી તેમની સમૃદ્ધિ "ઉમેદવાર" કન્યાઓના ચિત્તમાં વિચારના વિષય બન્યા હતા. કંઈ કંઈ જુવાન હૃદયો વિવશ બનતાં હતાં. રૂપવંતી કે 'ફેશનેબલ' કન્યાઓની પાતળમાં અનેક વાનીઓ અસ્ખલિત પીરસાતી; તેમનો મીજાજ અને તજવીજ સાચવવા, તેમનો પડયો બોલ ઉપાડવા ટીડનું ટોળું ખીજમતમાં હાજર રહેતું.

આખી નાતમાં પ્રેમદા તે તો પ્રેમદા જ છે: સૌંદર્યનો અવતાર જ છે. નરી પારસણુ જ હોય એવી છે. એની બેસવાની પણ ખુબી ઓર, એની જમવાની છટા પણ કેવી 'ઇસ્થેટિક'! સ્થાન પસંદ કરવામાં પણ એની ચતુરાઈ. કેવા આછા અજવાળામાં બેઠી છે પણ

વીજળી જેવી ચમકે છે. ઘરેણાં અને કપડામાં રંગની એકતા પણ કેવી સાચવી છે ? કેવી છાનીમાની મારા સામું જુવે છે ? મારા હૈયાની હોળી તે જાણે છે. બાજુ પાસે જ્યારે જાઉંછું ત્યારે ત્યારે મારી સાથે વાત કર્યા વિના રહેતી જ નથી. આવા આવા વિચારો શિવલાલના ચિત્તમાં આવવા લાગ્યા. તે પીરસતો હતો પણ યંત્રવત્ પ્રેમદા બેઠી હતી એટલામાં જ તે થાળી લઈ ફરતો હતો.

"દોલત, તારા વરને કહેને બીરંજ પીરસી જાય. પેલી પ્રેમદાને બીરંજ ભાવતો નથી છતાં તેની તહેનાતમાં કેમ ઘૂમે છે. બચ્યું બ્હેન! તારાથી કેમ જોવાય છે ? ભરી નાત વચ્ચે આ તમાસો !" ઈચ્છાએ અક્કલ વગર જે હોઠે આવ્યું તે બોલી દીધું.

"બ્હેન કંદર્પલીલા, ઉંઘ આવે છે ? ચાલ ઘેર સૂવાડી આવું ?"

દોલત શું જવાબ આપે ? હિન્દુ બાળિકાની લજ્જા, વાત બ્હેનપણી આગળ કરવી કઠણ ત્યાં હૈયાના આગળા મોકળા કરવાનું તો બને જ ક્યાંથી ? સમયસૂચકતા વાપરી તેણે પોતાની નાની બ્હેનને ઉંચકી ઘર તરફ પ્રયાણ કર્યું. સાદી, વ્હાલસોઈ દોલતને જોતાં શિવલાલના હૈયાએ ઊંડો નીસાસો મૂક્યો.

૨.

ઓરડો હતો વિશાળ છતાં જૂના વખતનો, ઝાંખું પડેલું, જાળાવાળું, બંધ પડેલું ઘડીઆળ એક ભીંત પર હતું ત્યારે બીજી ભીંત પર ન્હાનું સસ્તું 'ટાઈમપીસ' કાળની ગતિ બતાવતું હતું. 'કેલેન્ડરો' પણ ત્રણ ચાર લટકતાં હતાં. જૂના કાળના 'કેલેન્ડરો' માંથી કાપી લીધેલી આલ્બર્ટ, વિક્ટોરીઆ, દાદાભાઈ, રોબર્ટસ, રીપન વગેરેની છબીઓ; રવિવર્માની મોહિની, 'ઓટોટાઈપ' કંપનીનાં એક બે ચિત્રો, કુટુંબની સ્ત્રીઓના કે છોકરાંઓના ફોટોગ્રાફો પણ ભીંત ઢાંકતાં હતાં. ખીંટીઓ પર પુરુષો અને સ્ત્રીઓનાં કપડાં લટકતાં હતાં. આખા ખંડમાં પુસ્તક બીલકુલ નહોતાં. ઓરડાની વચમાં ગોળ કાળું ટેબલ હતું. તેની આસપાસ આઠ દસ ખુરસીઓ જૂદા જૂદા લાકડાની, ઘાટની, રંગની, કાળની હતી.

ચહા પીતાં પીતાં ભાઇબંધોમાં રસથી અનેક વાતો થતી નતી.

"આખરે શિવલાલ અને દોલતનાં લગ્ન થયાં. ભાઇ ઘણાએ ઊંચા નીચા થયા પણ પરણવું પડયું."

"પેલી પ્રેમકલાને પણ રૂપિઆ અપાયા!"

"હેં! હેં! ક્યારે? પેલા માંદા કુતરા સાથે એનો વિવાહ!"

"માંદો કહો, કુતરો કહો, જે કહેવું હોય તે કહો, પણ એના જેટલો પૈસો ક્યાં છે? શિવલાલને પરણી હત તો ઘરનું વૈતરૂં કરવામાં સામળી પડી જાત, અને નવી નવી ફેશનનાં કપડાં કે ઘરેણાં પહેરવાનો ઓરીઓ વીતત ખરો કે? આ તો હુતો અને હુતી થવાની."

"અલ્યા સાંભળ્યું કે પેલા મહાદેવના વિવાહ ઓછંડાયા હતા તે પાછા એની એ જુગલ સાથે થયા."

"શું કહો છો? ત્યારે ઓછંડાયા શું અને પાછું નવું નાટક કર્યું શું?"

"એ તો 'લવમેરેજ' છે. જુગલ કહે મારો તો એ જ પતિ; પરણાવવી હોય તો પરણાવો, નહીંતર કુંવારી રહીશ. એક બીજાના કાગળો માબાપના હાથમાં આવ્યા. પરણ્યા પહેલાં દંપતિધર્મનો લ્હાવો લીધાનો વ્હેમ ગયો, પછી શો રસ્તો?"

"પણ આ શિવલાલનો જન્મારો કેમ જશે?"

"બધાના જાય છે તેમ એનો જશે. જવા દે થોડાં વર્ષ ને પછી એજ બાયડી શ્વાસ અને પ્રાણ થઈ જશે. આપણી નાતમાં આવું ઘણું બન્યું છે."

૩.

"કાલે રાત્રે માંયરામાં શિવાએ કેવું તોફાન કર્યું!"

"આ બધા સૌન્દર્ય અને વિલાસના ક્રીડાઓમાં વિવેક, સંયમ, શાણપણ ક્યારે આવશે?"

"આ બધી માત્ર છોકરવાદી છે. એમનું જ્ઞાન જેવું છીછરું છે તેવું એમનું વર્તન પણ."

"માત્ર છોકરવાદી નથી, માત્ર છીછરાપણું નથી." નદી પરથી થડા પવનની સુરકી આવી. બોલનાર પરસેવાથી અને ઉકળાટથી મુંઝાતો હતો તે ઉભો થયો અને ખુરસી ઉપર ચડી અભરાઈ પરથી ચાર પાંચ પુસ્તકો નીચે ઉતાર્યાં. તેની ઉપરની ધૂળ ખંખેરતાં તે બોલવા લાગ્યો, "દિવસે દિવસે આ સવાલ ગંભીર થતો જાય છે. અંગ્રેજી શિક્ષણથી આપણા જુવાનીઆમાં અનેક મહેચ્છાઓ થાય છે. આપણને પણ ક્યાં ન્હોતી? અને હાલ ક્યાં બધી સમી ગઈ છે?

આપણા પર જે સંસ્કારો પડયા અને પડતા જાય છે તે આપણને વિપથે નથી જવા દેતા એ આપણું પરમ સૌભાગ્ય છે." પવન બંધ થવાથી પાછો બફારો થવા લાગ્યો. પંખો હાથમાં લઈ ગરમી ઓછી કરતો કરતો બોલ્યો, "ઇંગ્લંડમાં 'લવમેરેજ' થાય છે માટે આપણે ત્યાં થવાં જોઈએ. દરેક વિદ્યાર્થીને હવે "કોર્ટીંગ" કરવાની હોંસ છે. નાતો જમે છે ત્યારે શું થાય છે, તે તમે ક્યાં નથી જાણતા ?"

"ખરૂં, પણ આમની ભાવના તદ્દન વિપરિત લાગે છે. પોતાનું રૂપ, પોતાનો ઘાટ, પોતાની વિદ્યા, પોતાની પ્રતિષ્ઠા, પોતાની લક્ષ્મી ગમે તેવાં હોય છતાં દરેક યુવકને ગોરી, નમણી, ફુટડી, ફેશનદાર, નાજુક, શ્રીમંત કન્યા જોઈએ છીએ."

"કોઈને ભણેલી કે ગુણવંતી કન્યા જોઈતી નથી. પોતાની સાથે હરીફરી શકે, ભભકાદાર કપડાં પહેરી શકે એવી ચંચલ પુતળીઓ માત્ર જોઈએ છીએ. ખરા સંસ્કારી જીવન માટે આતુરતા નથી. યુવતી-ઓ માત્ર સહચરીઓ અને દાસીઓ રહેવાની નથી પણ માતાઓ થવાની છે એ ભૂલી જવાય છે. સંસાર વિકટ છે. વિભક્ત કુટુમ્બોમાં યુવાન સ્ત્રીપુરુષોમાં વધારે આવડત, હોંશીઆરી, શાણપણ, બળ, ચારિત્ર્ય, નીતિ હશે તો જ તેઓ સુખી થશે. માત્ર રૂપ કે રંગ સુખી નથી કરતાં. એ અને પૈસો નાશવંત છે, ચારિત્ર્ય જ માત્ર અમર છે. દેશની ઉન્નતિ કરે એવાં કુટુમ્બોની જ્યારે જરૂર છે ત્યારે આવા સંયમહીન, વિલાસોમાં રચીપચી જીવન ગાળવાની ભાવના દેશને હાનિકારક છે."

"દેશને એમના જીવનમાં સ્થાન જ ક્યાં છે ? યુવાન કન્યાઓ તો માત્ર એટલું જ સમજે છે કે હીરામોતીના દાગીના પહેરવા મળ્યા, રેશમી અને કસબી લુગડાં પહેરવા મળ્યાં એટલે સ્વર્ગ મળી ગયું."

૪.

"ભગવાન ! ભણી એટલે કોણ જાણે કેવું એ પાતક કર્યું ! સ્વામીને ન્હોતી ગમતી પણ સાસુજીએ પોતાનો બોલ જાળવવા વિવાહ તોડવા ન દીધો, પણ સાસરે આવ્યા પછી જૂદો જ અનુભવ થાય છે. પતિનો અનુરાગ નથી, તેમ અણુરાગ–દ્વેષ પણ નથી. મારી પાછળ ગાંડા થઈ જતા નથી, મારામાં લુબ્ધ નથી થતા, તેમ મારૂં અપમાન પણ કરતા નથી. મને કનડતા નથી, મને મુંઝવતા નથી,

મને સેજ પણ ઓછું આવે એવું વર્તન રાખતા નથી. ઉલટું મને એમ લાગે છે કે એમના દિલમાં મારે માટે લાગણી જન્મતી જાય છે. મને મારામાં શ્રદ્ધા છે કે પતિની હું પ્રેમપાત્ર થઈશ. એમના સહવાસ વિના એમના લક્ષણો વિશે મ્હેં જે કલ્પના કરી હતી તે તદ્દન ખોટી નીવડી છે. મારો અને એમનો સંબંધ અંતરાય વિના મીઠો રહેશે તો અમારો સંસાર અવસ્ય સુખી થવાનો. પણ પરણીને હું સાસરે આવી ત્યારથી સાસુજીને શું એ ફૂડું પડયું છે કે જેમાં ને તેમાં મ્હેણાંટુણાં માર્યા કરે છે, મારી વિદ્યાને વગોવે છે, મારાં માબાપને ગાળો દે છે. ઘરમાં હું દુહાગણ છું, અળખામણી છું. (રડે છે) પતિ સારો દિવસ ઘરમાં રહે છે છતાં અરધી રાતે જ હું એમની પાસે જઈ શકું. દિવસે જવાની સખ્ત મનાઈ. ચહાનો પ્યાલો પણ આપવા ન જવાય. ન્હાવા બેસે ત્યારે કપડાં કે સાબુ પણ ન મૂકાય. જમવા બેસે ત્યારે પીરસાય પણ નહીં. સાસુજી સાથે વાત કરે ત્યારે તે વાત સંભળાય નહીં. આખો દિવસ ઘરકામ કર્યા કરવું. શું સાસુજી દીકરાનો સંસાર આ રીતે સુખી કરવા માંગે છે? હશે, મારે મનમાં ઓછું લાવવું નહીં. મારી વિદ્યા મને મુંઝાવા નહીં દે, મારાં બધાં સંકટ કાપશે અને મારા જીવનનું લક્ષ્ય સાધવા મને સમર્થ કરશે.

"વિદ્યા વધારવાની પણ અહિં સામગ્રી નથી. ન મળે પુસ્તકો, ન મળે ચોપાનીઆં કે ન મળે વર્તમાનપત્રો. આ કારાગારમાં ઉંચી રસિક વાતો કરવાની કે સાંભળવાની સ્વપ્ને પણ તક નહીં. ગામમાં સરખી સાહેલીઓ પણ નથી. છે તે ક્ષુદ્ર વિશ્વમાં મ્હાલનારી. હશે, એવો અફસોસ શા કામનો? જે ભાથું આજ લગીમાં મેળવ્યું છે તેનો જ ઉપયોગ કરીશ તો થોડું છે? વિચારો તો ઘણા દિવસ કર્યા, હવે જ તેમને આચારમાં ઉતારવાના વિકટ પ્રસંગો આવતા જાય છે. તેમાં વિજય મળે તો જ સાચી વિદ્યા પ્રાપ્ત કરી કહેવાય. મુંઝવણ થશે તો મારો ભગવાન ક્યાં દૂર છે?

"પણ ભક્તિ કરવા કે વિચાર કરવા ફુરસદ ક્યાં છે? આ અ-સંસ્કારી સ્ત્રીઓમાં કૃત્રિમ–ગુલામગિરિનું જીવન ગાળવાનું છે. હૃદયમાં દાવાનળ ભડભડતો હોય છતાં મુખ ઉપર સૌમ્ય પ્રસન્નતા રાખવાની છે. સહુનો પડયો બોલ ઉપાડવાનો છે અને બધાની ખીજમતમાં ખડે પગે રહેવાનું છે."

૫.

"આજ શિવલાલને ત્યાં જઈ આવ્યો. દિલ ખોલી એણે વાત કરી. મ્હેં ધાર્યું'તું તેમ જ નીવડયું. જે દોલતની રૂપહીનતા એને સાલતી હતી તે જ દોલતના ગુણોથી એનું જીવન ફરી ગયું છે."

"મેં પણ ઉડતી ઘણી વાત સાંભળી છે. આમ પણ એનામાં ઘણો ફેર પડી ગયો છે."

"કહે છે કે એના મંદવાડમાં દોલતે એની ચાકરી એવી સારી કરી કે એ દોલતનો ગુણપૂજક થઈ ગયો છે. મંદવાડમાં હું એક વાર ખબર પૂછવા ગયો હતો ત્યારે મેં નજરેનજર પરિચર્યા જોઈ હતી. સુશિક્ષિત પરિચારિકા જેવી સારવાર કરે તેવી કરતી હતી, અને વધારામાં પતિ માટે સ્નેહાળ હિન્દુ સુન્દરીનો જે ભાવ તે સારવારમાં ઓતપ્રોત હતો."

"એના બાપે છોકરીને કેળવણી તો સારી આપી છે."

"શિવલાલનો મિત્ર માણેકલાલ કહેતો હતો કે આવી સારવાર આપણી નાતમાં કોઈ પ્રૌઢા પણ કરી શકે એમ નથી તો પછી યુવતીની તો વાત જ શી? આવી માંદગી શિવલાલને દર વર્ષ ભોગવવી પડે છે. મહિનો દોઢ મહિનો ખાટલાવશ રહેવું પડે છે અને શક્તિ પાછી બધી મેળવતાં બે ત્રણ મહિના થઈ જાય છે. પણ આ વખત તો આઠ દિવસમાં જ હરતો ફરતો થઈ ગયો. શક્તિ ક્ષીણ જ ન હોય એવું લાગ્યું, તું. બાયડીની સારવારનો જ એ પ્રતાપ હતો એવું એનું માનવું છે."

"પહેલાં તો પુસ્તકશાળા કે ભાષણોમાં જતો નહીં, હવે બધે જાય છે. ઉમંગથી બધામાં સામેલ થાય છે. નાતની અને ગામની સંસ્થાઓમાં ખરા દિલથી કામ કરે છે."

"એના પહેરવેશમાં ફેર પડી ગયો છે; અંગ્રેજશાઈ બધું જ હતું તે ઓછું થયું છે."

"સ્ત્રીકેળવણીનો મ્હોટો હિમાયતી થઈ પડયો છે, સ્ત્રીઓ સંબંધીના એના વિચારો પણ ફરી ગયા છે. લલિત કલાઓના પ્રદર્શનમાં ફેશનદાર રૂપવંતીઓની સાથે ફરવામાં જે લ્હાવો એને મળતો હતો તે લ્હાવો હવે ગુણવંતી અને સંસ્કારી સ્ત્રીઓના સહવાસમાં તે શોધે છે. જેમના રૂપથી એ મોહ્યો હતો તેમનાં ચરિત્ર જાણી ખિન્ન થયો છે."

"પેલી પ્રમદાનાં 'પરાક્રમો' જોયાં ને? સ્ત્રીનું ભૂષણ શીલ, સત; ફેશન કે રૂપ નહીં; વૈભવ, વિલાસ, મોઝ, અયેશઆરામ, તુમાખ, નહીં, પવિત્રતા એ જ ખરૂં ભૂષણ, એ જ હીરા મોતીનો અલંકાર. આપણાં બાલકોને પૈસો અને વૈભવના વાતાવરણમાં ઉછેરીએ છીએ; પવિત્રતા, શીલ, સાધુતાના વાતાવરણમાં નહીં. છોકરીનું સાસરૂં શ્રીમંત શોધીએ છીએ, પવિત્ર અને સંસ્કારી નહીં."

શિવલાલ આવી રીતે અનેક મિત્રમંડળોમાં સંલાપનો વિષય બનતો.

૬.

"ઓરડામાં હવે કેવી વ્યવસ્થિતતા છે? કેવો આરામ છે? દોલતને આ બધું કરવાનો વખત ક્યાંથી મળે છે? મારી બાના રાજ્યમાં ઘરનું નાનું મ્હોટું સર્વે કામ એને કરવું પડે છે. તે મારાં ભાંડુઓની પ્રીતિપાત્ર બની રહી છે. સૌ ભાભી પાછળ ઘેલા છે. અમારા સૌની ગુરૂ થઈ બેઠી છે. અમારા સંસ્કાર જાગૃત કરવા કે અમારામાં નવા સંસ્કાર પાડવા થઈ શકે તેટલું મીઠાશથી, વિવેકથી, સુશીલતાથી તે કરે છે. રૂપ નહીં પણ ગુણ જ જગતમાં અમર છે, સફલ છે, કીર્તિવંત છે, એનું દોલતને ન પરણ્યો હોત તો મને કેવી રીતે ભાન થાત?......જે જે રૂપાળી કન્યાઓ માટે હું તલસતો હતો તે બધીના ભવાડા સાંભળી સાંભળી મારી જાતને ધન્યવાદ આપું છું. પૂર્વ જન્મના પુણ્ય કે એ નરકમાંથી હું બચ્યો. એકને રાંધવાનું આળસ છે, ધણીને પેટપુરૂં ખવડાવતી નથી તો પછી સ્વાદિષ્ટ ભોજન રાંધવાનો તો સવાલ જ ક્યાં? એક રોજ માંદી રહે છે, ધણી પૈસે તેમ સુખે ખુવાર થઈ ગયો છે. એકને કસુવાવડ જ થયાં કરે છે; એકે નવાં નવાં કપડાં પહેરવામાં દેવું કરી ધણીનાં બાપીકાં ઘર હરાજ કરાવ્યાં છે. નવી નવી ફેશનનાં ઘરેણાં વારેવારે કરાવવામાં એકે પોતાનું પલ્લું અરધું કરી નાંખ્યું છે; શીળી નીકળવાથી એક રૂપ ખોઈ બેઠી છે; રૂપના તુમાખમાં એક શીલભ્રષ્ટ થઈ બેઠી છે; એક પરણતાં જ વિધવા થઇ છે. રૂપના ગર્વમાં ન કેળવી આવડત, ન મેળવી વિદ્યા કે ન બાંધ્યું ચારિત્ર્ય એટલે અત્યારે હેરાન હેરાન થાય છે. મ્હેં બધી ચોકસાઈ રાખી છે. રૂપાળી ગઈ છે ત્યાં કોઈ સુખી નથી થયું. રૂપ એ જ એમનો ગુણ અને દુર્ગુણ. પણ ન મળે જૂની કે નવી સંસ્કારિતા.

એમની વાત સાંભળો તો જુગુપ્સા આવે. વિચાર, લાગણી, ભાવના, તદ્દન સામાન્ય. માત્ર ફેશનદાર કપડાં પહેરવામાં, માથાના વાળ હોળવામાં અને રસ્તામાં કેડમાંથી વાંકી વળી સર્પગતિએ સૂર્યકિરણોની ચાલે ચાલવામાં બધી હોંશીઆર. તબીઅત બધીની નાજુક અને બીમાર, ન મળે કોઈના પર લોહીની લાલી. સુખના જે જે સ્વપ્નાં મારા યુવાન મિત્રોએ કલ્પ્યાં હતાં તે બધાં ધ્વસ્ત થયાં છે. હા! ગામગપાટા હાંકવામાં સૌ કાબેલ છે, ભપકાદાર પ્હેરવેશ કરી મહાલવામાં એકકા છે. મારી પણ એ જ વલે થાત દોલત ન મળી હોત તો. મારૂં તો ભવન જ ફરી ગયું. મારા વિચારો ફરી ગયા, મારી ભાવના પલટાઈ ગઈ. મારો જીવનક્રમ પણ ફેરવાઈ ગયો. મારૂં જીવન સફલ કરવાનો માર્ગ મને મળ્યો.

રૂપની સાથે જે જે સંસ્કારિતાની હું અપેક્ષા રાખતો હતો—રૂપમાં અને ફેશનમાં સર્વ રહેલી હોય છે એમ હું માનતો હતો—તે રૂપની સાથે જોઈ શકયો નથી, પણ ગુણે તો મારી ભૂખ જૂદી જ રીતે મટાડી છે.

અમારે ત્યાં એક વખત છબીઓનું સ્નેહ જીવન હતું. હજૂએ લુપ્ત નથી થયું. પત્નીની ત્રણ ચાર જાતની છબીઓ ઓરડામાં ટાંગવામાં અથવા ટેબલ પર મૂકવામાં જીંદગીનું પરમ સૌભાગ્ય હતું. કોચ ઉપર પતિ સૂવે અને પત્ની પગ આગળ નીચે બેસી ફીડલ વગાડતી હોય, પતિ ઉભા હોય અને પત્ની હારમોનિયમ વગાડતી હોય. પડદા ઉપર ચીતરેલી ઈંગ્લીશ ફુલવાડીમાં. જાણે ફુવારા કાંઠે પત્ની બેઠી હોય, એવી એવી વિવિધ ઢબમાં છબીઓ પાડવામાં અનેરો લ્હાવો હતો. અમારી પત્નીઓ આવી રીતે અમારી દેવીઓ થતી. તેમને વાંચવાનો કંટાળો રહેતો. તેમનામાંથી સગપણના સ્નેહ ઉડી જતા, વિનય, સૌજન્ય તેમનામાંથી અદશ્ય થતાં છતાં અમારી તે દેવીઓ હતી. એમના સહવાસમાં અમે અમારી જુવાનીના સ્વર્ગોમાંથી ધીમે ધીમે પૃથ્વી પર સરી પડતા હતા છતાં અમારી તે દેવીઓ હતી. આવું અમારી પૂર્વેના યુવાનોનું જીવન હતું. એમાંના એકે મને થોડા જ દિવસ ઉપર પૂછ્યું હતું: " વાર્તામાં અને કવિતામાં જેવા સ્નેહ વિષે વાંચીએ છીએ એવો સ્નેહ હિન્દુ સંસારમાં જોયો છે ? "

પછી આવ્યો અમારો જમાનો. અમને જાગ્યો શોખ સંવનનો. પૂર્વકાળનો એક બીજો વારસો અમારામાં સોળે કળા ઉતરી આવ્યો.

હતો. યુવાનો અને યુવતીઓને, બાલકો અને બાલિકાઓને ફેશનેબલ કપડાંથી પોતાની નાગરિકતા અને રસિકતા માણવાની વિનાશક આદત પડી છે. અમને મન કે હૃદય શણગારવા કરતાં દેહ શણગારવો વધારે ગમે છે. એટલે શણગારના બ્હારમાં સ્ત્રીઓના દેહ અમને આકર્ષે છે. એ દેહો અને એમનું લાવણ્ય ખીલવવા વપરાતી નાના પ્રકારની યુક્તિઓ પ્રત્યક્ષ નીહાળવા, તૃપ્તિ થાય ત્યાં લગી તેમનું પાન કરવા, એ દેહોના વધારે ને વધારે સહવાસમાં આવવા અને ગુણો કરતાં રૂપ અને છટાથી એક બીજામાં લુબ્ધ થઈ અમારા સંસાર રચવાની મહેચ્છા પ્રવર્તે છે. છબીઓના સ્નેહ જીવન પછી શણગારનું સ્નેહ જીવન આવ્યું છે. ”

૭

“ કેમ પ્રમિલા, આવ બેન, બપોરે ક્યાં ચાલી ? જો તારા કાકા બોલાવે. ”

“ કાકી, ક્યારે આવ્યાં ? કાકાજી, જેશ્રીકૃષ્ણ. ”

“ આવ બહેન, હવે તો તું ભણુ મ્હોટી થઈ ગઈ. તારા સસરાનું શરીર તો સારૂં છે ને ? ”

“ વાઘ જેવું હવે તો થયું છે. અખાડામાં બધાને કસરત રોજ કરાવે છે. ”

“ હેં ! આટલી ઉમ્મરે ? મ્હેં સાંભળ્યું છે કે તમે બધાંએ હમણાં સારી સારી પ્રવૃત્તિઓ ઉપાડી છે. તમારૂં અંબામંડળ કેમ ચાલે છે ? ”

“ અત્યારે ત્યાં જ હું જાઉં છું. ફુરસદે કાકી પણ ત્યાં આવજો. બપોરે બાર કે એકથી સાંજે ચાર પાંચ વાગ્યા લગી સૌ સૌની અનુકૂળતા પ્રમાણે મળીએ છીએ. ”

“તમે આ બધાં ભેગાં થઈને નાતજાતની કુથલી કરતાં હશો.”

“ ના, કાકી. ભણીએ છીએ, વાંચીએ છીએ. સીવતાં, વેતરતાં શીખીએ છીએ, કથા સાંભળીએ છીએ. પરિચર્યા, વૈદ્યક વગેરે વિશે શીખાય તેટલું શીખીએ છીએ. સંગીત, ચિત્ર, ભરત, ગુંથણની લલિત કળાઓ શીખીએ છીએ. ગૃહકળાઓ અને ગૃહવ્યવસ્થાનું જ્ઞાન વધારીએ છીએ. શરીર નિરોગી અને તાકાતવાળું કરીએ છીએ. અમારાં બધાંના જીવનમાં નવો રસ આવ્યો છે. અમારામાં નવું જોસ આવ્યું છે. સુખ પણ અજબ માણીએ છીએ. ”

" પણ વારૂ, તમને એ બધું શીખવે છે કોણ ? અને એનું ખરચ શી રીતે કાઢો છો ? "

" કાકા, અમારામાંથી ઘણી સ્ત્રીઓએ પોતાનાં અલંકાર વેચી દ્રવ્ય આપ્યું છે. માત્ર સૌભાગ્યનાં મંગલ આભૂષણો રાખ્યાં છે. ખરચમાં અને તેટલી કરકસર કરીએ છીએ. જૂદી જૂદી નાતમાં આવાં મંડળો છે તેમની સાથે જેટલું સહકાર્ય થઈ શકે તેટલું કરી ખરચ વ્હેંચી લઈએ તો છીએ, અને જ્ઞાનસંપત્તિનો લાભ લઈએ છીએ. બાકી અમારામાં દોલતબ્હેન એવાં તો હુશીઆર અને કાબેલ છે કે કોઇની અમને ગરજ પડતી નથી. બધે પ્હોંચી વળે એવાં છે. સાક્ષાત્ સરસ્વતીનો અવતાર. "

" કોણ પેલી દોલત ? શિવલાલની વહુ ! હવે એને કેમ બન્ને છે બ્હેન ? "

" ઘણું જ સારૂં, કાકા ! બન્ને ધણીધણીઆણીનો જેવો એકરાગ છે તેવો ક્યાંએ નહી હોય. જ્ઞાતિમાં નવો નવો રસ એ જ લાવ્યાં છે. વિલાસ, વૈભવને ઠેકાણે સેવાની ભાવના એમણે જ ફેલાવી છે. દોલતબ્હેન કહે છે કે માણસ સંસારમાં એકલો નથી પણ સર્વમાંનો એક છે. બધાંની સાથે એને નિસ્બત છે, લ્હેણાદેણી છે. પંડનાં સુખ, મોઝ કરતાં સર્વનાં સુખ, વૈભવ, આરામ માટે સૌ પ્રયત્ન કરે તો જ લાભ છે. અદેખાઈ, હરીફાઈ, પ્રપંચ, દગો, જૂઠાણું, છલકપટ, ટાપટીપ બધું નાશ પામે અને સૌનો આ ભવ અને પરભવ સુધરી જાય. તેમાંયે દરેક નાત પોતાના દેશને સુખી, સમૃદ્ધ, સબળ, સાધુ કરવા પોતે જ એવી બને તો કેવું સારૂં ? નાતને લીધે આપણને જે સગવડો છે, જે લાભ છે, તે બધું આપણા દેશના ઉત્કર્ષ માટે, આપણા પંડના વિકાસ માટે ઉપયોગમાં લેવાય તો કેવું સારૂં ? આપણે ગુજરાતીઓ છીએ એવું લાગશે તો પછી ઘણાં મોટાં ગુમાન, ઘણું અજ્ઞાન, ઘણો હ્રાસ, ઘણો નિપાત આપણી નાતોમાંથી કમી થઈ જશે. "

" પ્રભુ કલ્યાણ કરો એ છોકરીનું ! સંસારસુધારાનું, દેશકલ્યાણનું એણે વ્યવહારૂ પગલું લીધું છે. પ્રભુએ એને નિમિત્ત બનાવી છે તો યશ પણ આપશે. **ગુજરાત હાલ કેવી અધમ દશામાં છે, કેટલી પાછળ છે તે જ્યારે આપણી નાતો સમજશે અને**

ગુજરાત માટે પોતાની નાત સુધારવા અને પ્રગતિમાન કરવા કેડ કસશે ત્યારે જ ગુજરાતનો સિતારો સિકન્દર થશે.”

“ દોલતબ્હેનનું રોજ એ જ કહેવું છે. સર્વે નાતોએ ગુજરાતીપણાની લાગણી કેળવવી અને નાતોનું નાતપણું અલગ રાખી ભળાય તેટલું ભળવું એ વિચારની અસર થવા માંડી છે. આંહિની બધી સ્ત્રીઓ મળી વિદ્યાલય અને આર્તાલય ચલાવવા તજવીજ કરે છે. અમારી પ્રવૃત્તિઓ શરૂ થયા પછી ગામમાં જાદુઇ ચેતન આવ્યું છે. જ્યારે અમે આમાં પડયાં ત્યારે જ જણાયું કે ભવિષ્યનો આપણે ત્યાં બીલકુલ વિચાર નથી: પુનર્જન્મને માનીએ છીએ છતાં આવતા જન્મને માટે બીલકુલ દરકાર નથી, પછી સંતતિને માટે તો હોય જ ક્યાંથી ? આવી સ્થિતિમાં કેટલી બધી શક્તિ કટાઈ જાય છે, ક્ષીણ પામે છે, સ્તબ્ધ રહે છે કે ઉઘડતી જ નથી ? ”

“ આ બધું અમને પણ જુવાનીમાં લાગ્યું હતું, પણ અમારામાં વિચારના વેગ જેવું આચારબળ ન્હોતું. અમારામાં ત્યાગવૃત્તિ ન્હોતી, ભવિષ્યનો વિચાર ન્હોતો. અમને અમારા વિચારોમાં શ્રદ્ધા ન્હોતી. અમારૂં વિચારજીવન એ પણ અમારા વિલાસીજીવનનો એક વૈભવ—મોઝ હતી. પ્રભુ ! તમારા મનોરથ પૂરા પાડો. ”

૮.

ચાંદનીનો બહાર ધીમે ધીમે ખીલતો હતો. ચૈત્રની શીતલ અને મધુર રજની જેવી રજની હતી. અગાસીમાં દંપતિ વિનોદ કરતાં હતાં. દોલતના મ્હોં ઉપર ચંદ્રપ્રકાશ પડતો હતો. તેણે ચાંદની જેવાં જ સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં. શરીરપર હાથમાં કાચની બંગડી અને કપાળમાં ચાંલ્લો એ જ માત્ર મંગળ આભૂષણ હતાં. તેના હાથમાં સિતાર હતું. તેની કોમળ આંગળી તારપર રમતી હતી. સિતારના સુર સાથે કંઠના સુરનો સંવાદ અદ્ભુત જામ્યો હતો. શિવલાલ સંગીતનું શ્રવણ કરતો હતો. દોલત રૂપ રૂપનો અંબાર ન્હોતી, ત્હેનું મ્હોં ઘાટીલું ન્હોતું, પણ તે કદરૂપી ન્હોતી, ઘઉંવર્ણી હતી. તેના મ્હોં ઉપર તપસ્વીનું ઓજસ હતું, તેની આંખોમાં એકાગ્રતાનું નૂર હતું. તેના કપાળ પર દૃઢ નિશ્ચય અને કાર્યસિદ્ધિની મુદ્રા હતી. આ સર્વ તેજમાં પ્રતાપ હતો પણ તે સ્નેહપૂર્ણ હતો. રાણી અને માતાનાં રૂઆબ અને વ્હાલ હતાં. કુદરતના પ્રકાશમાં, શીતલતામાં, શાંતિમાં, ગંભીરતામાં આ મૂર્તિ

શિવલાલને કોઈ દિવસ ન લાગેલી એવી હૃદયહર લાગતી હતી. તેનું સંગીત તેના જીવનની પાંખડીએ પાંખડી ઉઘાડતું હતું.

આ સંગીત અનુપમ બન્યું છે. નાતોના ભેદપ્રભેદ ગુજરાતની સેવામાં, ગુજરાતની ઉન્નતિ સાધવાના પ્રયાસમાં—ભારતવર્ષને ચેતનવંતો કરવામાં, ગુજરાતનો ધર્મ બજાવવામાં કેવી રીતે દૂર થઈ જાય છે, નાતોની પ્રત્યેકની સામાજિક વ્યવસ્થા અને ખાસિયતો કાયમ રહી, અન્યોન્યની અલગતા, અતડાપણું, દ્વેષ, અસહકારિતા, સ્વાર્થપરાયણતા, રાષ્ટ્રવિમુખતા કેવી રીતે બલહીન, પ્રભાવશૂન્ય થઈ જાય છે તેનો આબેહૂબ ભાવ આ સંગીત ઉપજાવે છે.

જે હૃદયમાંથી આ સંગીત ઉપજ્યું છે તે હૃદયની સેવાઓ પણ જૂદે જૂદે સ્થળે જૂદે જૂદે રૂપે પ્રકટ થતી જાય છે એટલે છૂટા છૂટા સુરો નહીં પણ સંવાદી સંગીત સર્વ સ્થળે ગાજી રહેશે.

"મને પોતાને એ મ્હોટા સંતોષ થાય છે. તમારી સ્નેહપાત્ર થઈ શકી—"

"સ્નેહ એટલે શું તેનો અનુભવ તમે જેવો કરાવ્યો છે એવો અનુભવ મારા મૂર્ખ વિચારોમાં મને કદી થાત ખરો કે? હું કેવા ક્ષુદ્ર સ્નેહ માટે તલસતો હતો અને તમે કેવા માનુષી સ્નેહથી મને સુખી કરી દીધો છે! તમે મારાં સ્નેહપાત્ર ન થાઓ તો પછી કોણ થશે? પણ સુંદરી, મને સંશય રહે છે—સંશય કરવો એ મહાપાતક છે છતાં તેને દબાવી શકતો નથી—કે તમારા હૃદયમાં મ્હને સ્થાન છે, પણ હું તેનો અધીશ્વર—ચક્રવર્તી સમ્રાટ્ નથી. હું જાણું છું કે એ પદને માટે લાયક નથી છતાં મને ઓછું આવે છે."

"આપ લાયક છો. આપના ગુણો હું જાણું છું તેટલા કોણ જાણે છે? મારા હૃદયે આપને ઘણાં વર્ષો પૂર્વે પીછાન્યા હતા તેથી જ હું સંતપ્ત ન્હોતી. પણ નાથ! મ્હારા હૃદયનો અધીશ્વર મારો દેશ છે. આપનું સ્થાન માત્ર તેના પછી છે. દેશ અમર છે, મનુષ્ય પછી. સ્નેહનું અદ્વિતીય પાત્ર મનુષ્ય [illegible] નશ્વર છે. એટલે હૃદયેશ્વર દેશ છે. હું નિરૂપાય છું આપને સર્વશ્રેષ્ઠ પદવી નથી આપી શકાતી. મારાં પાતિવ્રત્યમાં એથી લાંછન લાગતું હશે; પણ દેશનો ઉદ્ધાર એ મહત્વનો પ્રશ્ન છે. માનવીઓની ન્યૂનતા, માનવીઓનાં સ્ખલનો ક્યારે નથી થતાં? સંપૂર્ણ વિશુદ્ધિ, સંપૂર્ણ નિર્દોષતા, સંપૂર્ણ પવિત્રતા માત્ર

આદર્શ છે. હું આદર્શભ્રષ્ટ નથી, પણ ત્યાં લગી પ્હોંચી શકી નથી. દેશની અને આપની સેવામાં મ્હારો વિકાસ થયો છે. પણ નાથ ! દેશ અને આપનાથીએ ઉંચું સ્થાન હૃદયમાં ઈશ્વરનું છે. તે નિરંતર સર્વત્ર વ્યાપેલો છે. છતાં હજૂ હું એનું અવિરાજ્ય અનુભવી શકી નથી. તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર થયો નથી. ”

દોલતના હૃદયમાંથી ઉંડો નીશાસો નીકળ્યો.

“ આ તૃષ્ણા મૃત્યુ લગી અપૂર્ણ રહે છે. કોઈની તૃપ્ત થઈ છે ? જેમ જેમ સાક્ષાત્કાર વધતો જાય તેમ તેમ વિશેષ ને વિશેષ માટે વાંછના પણ વધતી જવી જોઈએ. તમને તમારી સેવાઓમાં કેટલી બધી વાર એવો વિષમ અનુભવ થયો છે ? તમારી સેવાઓથી તમને સંતોષ થયો છે ? એક સેવાનો ઉપક્રમ થયો ત્યાં બીજી અનેક સેવાની જરૂર નથી લાગી ?

“ સૌથી મુંઝવણનો વિકટ પ્રશ્ન જનસેવા કે દેશોદ્ધાર નથી, પણ વ્યક્તિમાત્રના આત્મવિકાસ અને પરના કલ્યાણ માટે સ્વાર્થત્યાગ અને સમષ્ટિના હિત માટે શક્તિસંપન્નતાનો છે. એમાં નિરાશા ડગલે અને પગલે નિરુત્સાહી કરે છે. માત્ર બીજાઓના સંબંધમાં જ નહીં પણ મારી પોતાની જાત પણ એ સ્ખલનોથી મુક્ત નથી. ”

“ કર્તવ્યની ગંભીર ભાવના હોય ત્યારે આવો અસંતોષ રહે જ. મનુષ્યની પરિમિત શક્તિઓ–તેમાંયે હિન્દુ સ્ત્રીઓની પ્રચલિત અવનત સ્થિતિમાંની શક્તિઓ અને તેમને ઉપયોગી થવાનાં ક્ષેત્રો અને સંજોગો અલ્પ અને વિકટ એ બધું ધ્યાનમાં લેતાં આટલાં વર્ષોમાં તમારાથી સિદ્ધ થયેલું કામ ઓછું નથી–કોઈ પણ દેશભક્તને નિરાશ કરે એવું નથી. તમે એકલાંએ મેઝિની, કેવુર અને ગેરિબલ્ડી; ગ્રેશેન્ગી અને ક્રેડુરીનું ભેગું કામ કર્યું છે. તમારી સાક્ષરસેવાએ ભાવના જાગૃત કરી છે, લોકોને નવું દષ્ટિબિન્દુ આપ્યું છે, તમે સંસ્થાઓ સ્થાપન કરી છે, ત્યાગ કર્યો છે, ભોગ, વૈભવ, વિલાસ ત્યજ્યા છે, તમે તમારૂં જીવન સાર્થક કર્યું છે. ”

“ આત્મપ્રશંસા સાંભળવી અથવા વાંચવી એ દોષ છે, તેમાંયે કાન્ત પાસે કાન્તાએ સાંભળવી એ સ્નેહનું ખંડન કરવા જેવું છે. ”

૯.

" લાડકીબ્હેન, રીપોર્ટ તૈયાર થઇ ગયો ? ગુજરાતી સ્ત્રીઓની પરિષદની તારીખો નક્કી થઈ આવી છે, તે પહેલાં છપાવી પ્રકટ કરવાનો છે. "

" તૈયાર છે, એની મુખ્ય મુખ્ય વિગત સાંભળશો લલિતબ્હેન ? "

" હા, જોઈ જઈએ. "

" રોગ અને મૃત્યુની સામે ચલાવેલી લડતનો અહેવાલ છે. શરીરબળની વૃદ્ધિ માટે કરેલા પ્રયાસોનો વૃત્તાંત છે. જ્ઞાનપ્રસારણ માટે કરેલી વ્યવસ્થાનું વર્ણન છે. દારિદ્રય નિવારણ માટે લીધેલા ઉપાયોની હકીકત છે. ઉદર નિર્વાહ માટે સ્ત્રીઓને જૂદી જૂદી રીતે લાયક કરવા કરેલી તજવીજનો અહેવાલ છે. જીવનમાં રસ આણવા ઉપસ્થિત કરેલી યોજનાઓનું વર્ણન છે. આ બધી પ્રવૃત્તિઓથી ગુજરાતને પ્રાપ્ત થયેલી પ્રતિષ્ઠા, ગુજરાતમાં જાગેલો ઉત્સાહ અને તેમને લીધે ગુજરાતે હિન્દુસ્તાનની કરેલી સેવા વિષે નિરૂપણ છે. લાગણીઓનો નહીં પણ સિદ્ધિઓનો વૃત્તાંત છે.

" બ્હેન ! જૂદી જૂદી નાતો છતાં, જૂદા જૂદા સંસ્કારો છતાં, જૂદી જૂદી કેળવણી છતાં, જૂદા જૂદા ઉછેર છતાં, જૂદી જૂદી સંપત્તિ છતાં આપણે આટલું કરી શક્યાં એ પરમ સંતોષની અને ભવિષ્યની ઉત્સાહી આશાની વાત છે. ગુજરાત ! તું અમારી જન્મભૂમિ છે. ત્હારા ઉત્કર્ષમાં અમારો ઉત્કર્ષ છે. ત્હારી પ્રતિષ્ઠા એ અમારી પ્રતિષ્ઠા છે. ત્હારી ઉપયોગિતા એજ અમારી ઉપયોગિતા છે. ત્હારી શક્તિ અને સંપત્તિ ભારતવર્ષને માટે છે અને અમારી શક્તિ અને સંપત્તિ ત્હારે માટે છે. અમારૂં જીવન ત્હને સમર્પ્યું છે અને નિરંતર સમર્પેલું રહેશે. સમર્પણમાં અમે મુક્તિ મેળવી છે. અમે મુક્ત તો તું પણ મુક્ત. રહેજે હમ્મેશ એવો મુક્ત ! "

# સુમનનો સંતાપ.

( લેખક—રા. ચન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી. એ. એલએલ. બી. )

સુમનગૌરીનું લગ્ન આશરે બે માસ ઉપર કીશોરીલાલ નામના એક ચોવીસ વર્ષના યુવાન સાથે થયું હતું. કીશોરીલાલે એલ. એલ. બી. ની પરીક્ષા લગભગ અઢી વર્ષ ઉપર પાસ કરી ત્રણ ચાર માસ ધંધા વિશે નિર્ણય કરવામાં કાઢ્યા અને મ્હોટી પ્રતિષ્ઠાવાળા વકીલો તેમજ ટુંકા છતાં કડવા અનુભવવાળા કેટલાક મિત્રોની સલાહ વિરુદ્ધ ત્હેમણે અમદાવાદમાંજ વકીલાત કરવાનો નિશ્ચય કર્યો. સદ્‌ભાગ્યે બીજાના અભિપ્રાય ને સ્વાનુભવથી સમજવા ત્હેમને બે વર્ષ પુરતા નીવડયાં. પછી તે અનુભવ લંબાવવા જેટલી ઘરની સ્થિતિ ન રહી એટલે ત્હેમણે મુંબાઈમાં એક સોલીસીટરની ઓફીસમાં રૂ. ૬૦ ના પગારથી નોકરી સ્વીકારી. ત્હેમનાં લગ્ન પછી થોડા વખતમાં આ નીમણુંક થઈ એટલે નવી વહુને પગલે ઘરમાં લક્ષ્મીદેવી પધાર્યાં એમ ત્હેમણે તથા ત્હેના સંબંધીઓએ માન્યું !

વાચકને ભાગ્યેજ જણાવવાની જરૂર છે કે કીશોરીલાલની વકીલાતની નિરાશાથી તેમજ સોલીસીટરની ઓફીસમાં નોકરી લેવાના ત્હેમના સ્તુત્ય પ્રયાસોથી સુમનગૌરી અજાણી ન હતી. લગ્ન અને બને તો વિવાહ પહેલાં પણ પત્રવ્યવહારથી વિચારવિનિયમ કરવો યુવાન પ્રેમીઓનો હક આપણી સુધરતી સમાજમાં સિદ્ધ થઈ ચુકયો છે. અલબત, મીસીસ ગ્રેન્ડીની તીક્ષ્ણ ટીકાઓથી તેઓ બચવા પામશે નહિ; પણ ઉછળતું લોહી અને પ્રેમનો મોહ આવી ટીકાઓને કયારે ગાંઠે છે ? અને ખરેખર જો પતિપત્નીનો સહચાર એ લગ્નનો મૂળ સિદ્ધાન્ત હોય તો લગ્ન પહેલાં પણ “એ સહચાર અનંત” તે વિકાસવવાની હિમ્મત ખાસ કરીને સ્તુત્ય ગણાવી જોઈએ. આથી જ્યારે સુમનગૌરીએ પોતાના વ્હાલઘેલા પતિની નીમણુકના સમાચાર સાંભળ્યા ત્યારે ત્હેના હર્ષનો પાર રહ્યો નહિ. ત્હેની પાડોશમાં રહેતી એક બે સ્ત્રીઓએ મુંબાઈની જુદી જુદી મઝાઓનાં એટલાં વર્ણન અને વખાણ કર્યાં હતાં કે મુંબાઈ પહેલી જ તકે જવાને તે એક પગે નાચી રહી હતી. અને હવે પરણીને તરત જ પોતાના પતિ સાથે એકલાં—

એકલાં મુંબાઈમાં મ્હાલવાનો પ્રસંગ આવ્યો એટલે ત્હેની ઘેલાઈનો પાર જ શો ? મુંબાઈનો વિચાર કરતાં તો કીશોરીલાલ સાથે ચોપાટી કે એન્ડસ્ટેન્ડ ઉપર ફરવાનાં કે વીકટોરીયા કે મોટરોમાં મ્હાલવાનાં સ્વપ્નાં ત્હેની કલ્પના સમીપ રમવા લાગ્યાં.

સુમનગૌરી ઘણી રૂપવાન હતી અને આછાં નમુનેદાર ઘરેણાંથી અને "સ્માર્ટ ડ્રેસથી" રૂપને શોભાવી શકતી. તે સુન્દર, દેખાવડી અને ઘણી શોખીન હતી. ઈંગ્રેજી પાંચ ચોપડીયો ભણી હતી. એને રસદાર ઇંગ્રેજી અને ગુજરાતી ચોપડીયો વાંચવાનો ઘણો મોહ હતો. ત્હેનું હૃદય જેમ રસથી છલકાતું હતું તેમ ત્હેની કલ્પનાનો વેગ પણ ગરૂડના જેવો હતો—કલ્પનાની પાંખો ઉપર પૃથ્વીમાં અને પૃથ્વીની પેલી મેર ઉડવું ત્હેને બહુ ગમતું. પણ ત્હેના મનનો ચિતાર આટલેથી અધુરો ગણાય; કારણ કે જ્યારથી તે પરણી અથવા પરણવાની ત્હેને ઉમેદ થઈ ત્યારથી સંસારનાં સર્વ સુખ બેવડીએ ભોગવવાનો અભિલાષ ત્હેના હૃદયમાં તનમનાટ કરી મુકતો હતો. આથી મુંબાઈ જવાની તૈયારી કરતાં ત્હેને કંઈ કંઈ તાલાવેલી થઈ આવે એમાં શી નવાઈ? પોતાનો સામાન બાંધતે બાંધતે મુંબાઈના પોતાના સ્વચ્છ અને સુન્દર ઘરની કલ્પનામાં તે વિહાર કરતી. તકતામાં પોતાની આકૃતિ નીરખે ત્યારે મુંબાઈમાં કેવો પોશાક પહેરવાથી બધી સ્રીયોમાં ભાર પડશે અને પોતાના કીશોરને રીઝવશે ત્હેનો વિચાર કરે. અમદાવાદના સાંકડા અને અસ્વચ્છ રસ્તાઓ ઉપર ફરતાં પણ મુંબાઈના અણદેખેલા ભાગ અને સુશોભિત રસ્તાઓ, ત્હેની બન્ને પાસ શોભતી સુન્દર બંગલાઓની હાર ત્હેની આંખને ચમકાવતી. પોતાના સખીમંડળમાં હવે જ્યારે તે ફરે ત્યારે પોતાના અસાધારણ રૂપથી અને પોતાની બુદ્ધિના પ્રભાવથી મુંબાઈની યુવતીયોમાં શ્રેષ્ઠ લેખાવાની કલ્પના કરતી, અને છેવટે જ્યારે કીશોરીલાલને જુવે કે મળે ત્યારે ત્હેના સંગમાં દિવસ અને રાત્રિને સુખનું એક અવિચ્છિન્ન સ્વપ્ન બનાવવાના તે અનેક સંકલ્પો રચતી. સ્હવારમાં ત્હેને ભાવતું ભોજન જમાડવાના અને બપોરે ઘરને શણગારવાના, સાંજે ચ્હા પી દરીયાકીનારે સફર કરવાના કે પ્રેમગોષ્ઠી કરવાના વેગભર્યા અભિલાષ ત્હેના રસિક હૃદયમાં ઉભરાતા. મુંબાઈ જતાં પહેલાં ભવિષ્યની સ્વપ્નસૃષ્ટિ રચવામાં ત્હેણે કેટલી મધ્ય રાત્રિયો વીતાવી હશે તે તો તેજ કહી શકે.

છેવટે મુંબાઈ જવાનો દિવસ આવ્યો અને સુમનગૌરી અને કીશોરીલાલ સંબંધીયોના "આવજો"–"કાગળ લખજો" ના પોકાર વચ્ચે આગગાડીમાં બેઠાં. આજ આ નવી વહુને પોતાના પતિ સાથે મુસાફરી કરવાનો પહેલો જ પ્રસંગ હતો. પણ ઉઘડતી રજાના દિવસો હોવાથી ગાડીમાં ગરદી અસાધારણ હતી, આથી થર્ડ ક્લાસના ડબ્બામાં મ્હોટા ફાળીયાવાળા કાઠીયાવાડી ગરાશીયાઓ અને જાડી ભાષા બોલતા પાટીદાર "બાપા" ઓ વચ્ચે સ્હામી બેસવાની ત્હેમને ફરજ પડી. સુમનગૌરીને આમ **प्रथम ग्रासे मक्षिका** આવી, પણ સ્હેજ મુશ્કેલીથી ત્હેનો ઉલ્લાસ દબાઈ જાય એવો નહતો. કીશોરીલાલ સાથે બને તેટલી ભાંગી તુટી વાતચીત તે કરતી અને બાકીનો વખત મુંબાઈની આશાઓમાં જ ગાળતી. સુરત આગળ ઘણા માણસ ઉતરી જવાના છે એમ જ્યારે ત્હેણે જાણ્યું ત્યારે ત્હેની નાડી જોરથી ધબકવા લાગી. પણ જ્યારે ત્યાં માણસોની અણધારેલી સંખ્યા પોતાના ડબ્બામાં દાખલ થઈ ત્યારે અતિ સંકડાશમાં કીશોરીલાલની સાથે બેસવામાં જ માત્ર તે ફતેહમંદ થઈ. હવે વાતચીત કરતાં ઉંઘની મુશ્કેલી વધારે ગંભીર બનતી ગઈ. એને પરિણામે જ્યારે તે ગ્રેન્ટરોડને સ્ટેશને સ્હવારમાં ઉતરી ત્યારે ત્હેનો મીજાજ ઘણી સારી સ્થિતિમાં ન હતો.

પહેલે દિવસે તો દંપતિ એક દૂરના પણ વ્હાલસોયા સગાને ઘેર ઉતર્યાં અને સુમનગૌરીએ પોતાના મનોરથો એક દિવસ મુલ્તવી રાખ્યા. આખો દિવસ શોધી છતાં સારી ઓરડીની તપાસમાં અગણિત દાદરોની ચ્હડઉતર કર્યા પછી કીશોરીલાલે એક મ્હોટા અસ્વચ્છ ચોગાનની આસપાસ આવેલી ત્રણમાંની એક ચાલમાં પહેલે માળે ઓરડી ભાડે રાખી. સાંજે સુમનગૌરી ઓરડી જોવાને આવી ત્યારે ત્હેના કલ્પનાશાળી મગજમાં બંધાયેલા અડધા હવાઈકીલા તુટી પડયા ! ખરેખર નવાઈ ભરેલું છે કે મુંબાઈની ન્હાની ઓરડીઓ અમદાવાદ સુધી પ્રસિદ્ધ છે અને પોતાના સંબંધીની જગ્યાઓનો પોતાને અનુભવ થયો હતો છતાં પોતાનું મકાન કંઈ બધાથી જુદીજ જાતનું હશે–હોવું જોઇયે, એવો તરેહવાર ખ્યાલ ત્હેના તરંગી મનમાં રહ્યો હતો. સ્હામેનો દેખાવ બીલકુલ અરમણીય; ઓરડીઓ બે અને તે ઘણી ન્હાની; અને વળી ત્હેમનીજ બાજુમાં ભયંકર સંન્નિધિમાં ઘણાં અજાણ્યાં કુટુમ્બ રહેતાં હતાં. આ બધું જોતાં તેનો જીવ અકળાઈ

ગયો. પણ જ્યારે કીશોરીલાલે ખાત્રી આપી કે આપણી સ્થિતિને માટે આ સારામાં સારી ઓરડીયો છે ત્યારે બીજે દિવસે હેમણે ત્યાં ઘર માંડયું.

સાંજે ૭ વાગે ઘેર આવવાનું વચન આપી કીશોરીલાલ ઓફીસે ગયો. ત્યારે સુમનગૌરીએ નિરાશાજનક સંયોગોમાં સામાનની વ્યવસ્થા કરવા માંડી. છતાં હેની કુદરતી રસિકતા થોડી વારમાં આ ન્હાની ઓરડીયોને સુઘડ અને આકર્ષક બનાવવામાં સફળ થઈ. અને છેવટે જ્યારે અમદાવાદની છેલ્લી ફેશન પ્રમાણે વાળ હોળી અને સુન્દર કપડાં પ્હેરી આસપાસ ઓરડીમાં અને પછી હેણે તકતામાં જોયું ત્યારે હેના સુન્દર વદન ઉપર પ્રેમ અને ઉલ્લાસનું તેજ દીપી રહ્યું હતું.

બરાબર ૭ વાગે ચ્હા તૈયાર કરી કીશોરીલાલની વાટ જોતી સુમનગૌરી બેઠી, અને કઠેરામાં કે નીસરણી ઉપર જરા જરા અવાજ થતાં બહાર નજર નાંખતી. પણ ૭ ને બદલે સાત અને સાડાસાત થયા પણ હેના પતિશ્રી ન આવ્યા, ત્યારે પહેલી વાર તેના કોમળ હૃદયમાં શોક અને નિરાશાનું આવરણ પૂરજોશથી છવાઈ રહ્યું. એટલે સુધી કે જ્યારે કીશોરીલાલ છેવટે આઠ વાગે ઘેર આવ્યો ત્યારે હેની પ્રેમાળ પત્ની હેનાં પૂર સ્નેહથી ઓવરણાં લેવાને અશક્ત નીવડી. “ કંઈ આટલું બધું મોડું થયું ? ” કીશોરીલાલની ટોપી અને કોટ ખીંટી ઉપર ભરાવતાં સુમનગૌરીએ પૂછ્યું. “ શું કરૂં કંઈ મારા હાથની વાત હતી ? ઓફીસના કામમાંથી જ હું સાડા ૭ વાગે પરવાર્યો અને ઘેર આવવાનો વિચાર કરતો હતો, એટલામાં મ્હારા મિત્ર જેની મારફત મ્હને આ ઓફિસમાં નોકરી મળી છે, તે મ્હને ફરવા ખેંચી ગયા. ” બિચારી સુમનગૌરી આ સાંભળી નિરૂત્તર અને નિરાશ થઈ, કારણ કે આ સંયોગથી સાંજે ફરવા જવાના હેના બધા મનોરથો ઉપર પાણી ફરી વળ્યું. મુંબાઈ સ્વતંત્રતાની સૃષ્ટિ છે, એને વિષે હેને મજબુત શંકા થવા લાગી, અને આવા ઘણા અણધારેલા પ્રસંગો પોતાની સ્વપ્નસૃષ્ટિમાં અડચણ કરશે એવી હેને બીક લાગી.

કીશોરીલાલ જમ્યા પછી કઠેરામાં ઉભો હતો ત્યારે હેનો પાડોશી એક આધેડ વયનો સરકારી અમલદાર પોતાના બાળકને પાસે બેસાડીને રમાડતો હતો. શરૂઆતમાં એક બીજાનું ઓળખાણ કોઈ રીતે શોધવાના વ્યર્થ પ્રયત્ન કર્યા પછી તેઓ સ્હેજ વાતે વળગ્યા અને

છેવટે કીશોરીલાલ તે ગૃહસ્થની ઓરડીમાં જઈ વકીલાતના ધંધા વિષે ગંભીર ચર્ચામાં ઉતરી પડયો. ઘડીયાળના કાંટા ઉપર પહેલાં તો ત્હેની નજર રહેતી, પણ વાતનો રસ જામ્યા પછી તો ઘડીઆળનો કાંટો સાડા દસ ઉપર ગયો ત્યારે જ તે તરફ ત્હેની આંખ ગઈ. આ બધો વખત સુમનગૌરી એકલી બેસી રહી ન હતી. કારણ કે બપોરે એક યુવતી સાથે ત્હેને જરા ઓળખાણ થયું હતું તે ત્હેની ઓરડીમાં મુંબાઈની કેટલીક મુશ્કેલીઓ વર્ણવતી બેઠી હતી. તે સાડાનવ વાગે ગઈ એટલે કીશોરીલાલને નકામી માથાકુટમાં રોકવા માટે જોડેના ગૃહસ્થને દોષ દેતી અને વખતે વખતે ઝોકાં ખાતી સુમનગૌરી પથારી પાસે બેઠી. બારણાના અવાજે છેવટે પૂરેપૂરી સચેત કરી અને ફરીથી કીશોરીલાલને માફી માગતે ચ્હેરે પોતાના વિલંબનું કારણ સમજાવવાની ફરજ પડી. ત્હેનું મન આથી તદન ખાટું થઈ ગયું. કારણ કે ત્હેને લાગ્યું કે આ પ્રસંગ પણ હમેશ બને એવો હતો, અને ઓળખાણ વધતાં તે ઘટવાને બદલે વધવાનો સંભવ હતો. સાંજની બધી આશાઓ મુલતવી રાખ્યા પછી આમ પોતાના રાત્રિના રાજ્ય ઉપર પણ હુમલો થયો તેથી ત્હેના પ્રેમાળ અન્તઃકરણને ઘણો કારી ઘા લાગ્યો, અને તે સ્હવાર સુધીમાં રૂઝાયો હશે કે નહિ તે કહી શકાતું નથી.

સુમનગૌરી આમ આશાભંગ થઈ, અને ભવિષ્યને માટે ઘણી ચિંતાઓ કરવા લાગી. કીશોરીલાલ એક પાસથી સુમનગૌરીને ખરા દીલથી ચ્હાતો હતો, તેમ બીજી પાસથી ત્હેનો સ્વભાવ ઘણો માયાળુ અને મળતાવડો હતો. પરિણામે વખત જતાં ત્હેના સાંજના અને રાતના વખત ઉપર દબાણ ઘટવાને બદલે વધવા લાગ્યું. એટલે સુધી કે કોઈ વાર રવિવારને દિવસે બપોરના બારથી રાતના નવ સુધી ત્હેની સાથે એક શબ્દ પણ બોલવાની તક સુમનગૌરીને ન મળે ! આથી ત્હેની કોડીલી પત્નીને ઘણું ઓછું આવતું. એ વાત ત્હેણે સમજવા માંડી. પણ સુમનગૌરીની સેવામાં વધારે હાજર રહેવાના શરમાળ કીશોરીલાલના ઘણા પ્રયત્નો ત્હેના મશ્કરીખોર મિત્રો શોધી ત્હેને બનાવતા. સુમનગૌરી સમજતી કે પતિ ત્હેને દેવી સમાન ગણે છે; પણ એથી દિવસે દિવસે ત્હેના અંતરમાં ઊંડી ઉતરતી નિરાશા ઘટી નહિ. સ્ત્રીસ્વભાવને ઇર્ષ્યાની લાગણી ઘણી સુલભ હોય છે એટલે વિયોગની કોઈ કઠિન ક્ષણોમાં નિરાશાની સાથે અણસમજાયેલી અસ્ફુટ ઇર્ષ્યાની

લાગણી પણ ભળતી. થોડા વખતમાં પત્નીની અને ત્હેને લીધે પતિની લાગણીઓ આ સંબંધમાં એટલી ગંભીર થઈ ગઈ કે બન્નેએ તે વિષે સંપૂર્ણ મૌન ધરવા માંડયું; અને જો એક બનાવે આ મૌનનું ખંડન કર્યું ન હોત તો ત્હેમનું દંપતિજીવન કેટલું અધુરૂં નીવડત એ ભાગ્યેજ કહી શકાય.

એક દિવસ રાત્રે આઠ વાગે સુમનગૌરી કીશોરીલાલની વાટ જોતી બેઠી હતી. તે વખતે શુક્લપક્ષનો ચંદ્ર ગગનમંડળમાં તારલીયા સાથે રાસ રમતો હતો. આ સુન્દર દેખાવથી ત્હેનું રસિક હૃદય રસહીંદોળે ચ્હડયું, અને જેમ જેમ કીશોરીલાલને વધારે વાર થતી તેમ તેમ ત્હેને પોતાના મનોરથો વધારે ને વધારે દૂર દીસવા લાગ્યા અને તીવ્ર શોકનાં આંસું ગાલ ઉપર થઈ ત્હેના ખોળામાં સરવા લાગ્યાં. લાગણીના જોરે વિચારમાળાને સ્થાન આપ્યું ત્યારે ત્હેના જેવી અતિ સ્નેહાળ સ્ત્રીને વધારે ને વધારે દારૂણ લાગે એવા પ્રશ્નો ત્હેના મગજને દમવા લાગ્યા. "એ મ્હને ચ્હાય છે ખરા ?" એ વિચારમાં તરત જ બીજો ભળ્યો કે "એમને બીજી કોઈની સોબત કે સ્મરણ મ્હારા કરતાં વધારે ગમતું હશે ?" ફરી ફરીને પોતાના સ્નેહજીવનના વ્હાલામાં વ્હાલા પ્રસંગોને ત્હેણે ઝીણવટથી–શંકાની નજરથી તપાસ્યા. આમ શંકાની ત્રાસજનક સ્થિતિમાં ત્હેનું મન હીંદોળા ખાતું હતું તે વખતે સુમારે સાડાનવ વાગે કીશોરીલાલ ઓરડીમાં દાખલ થયો. એક પળમાં તે પોતાની પત્નીની સ્થિતિ સમજી ગયો. ખાસ કરીને એટલા માટે કે ત્હેણે મોડા આવવાનું કારણ પૂછ્યું નહિ. આથી દયામણે ચ્હેરે તે પોતે જ બોલ્યો કે, "સુમન, હું ઘણોજ દિલગીર છું કે આટલું મોડું થઈ ગયું. ચાંદની છે એટણે ચોપાટી ઉગર બેસવાની મ્હારી મરજી ન હતી છતાં મિત્રોએ મ્હને રોકી રાખ્યો હતો." આ ખુલાસો સાંભળ્યા પછી સુમનગૌરી થોડા ભાગ્યા તૂટયા શબ્દો સિવાય વધારે ન બોલી, તેથી વાત વધારે લંબાવવાની કીશોરીલાલની હીંમત ન ચાલી. પરિણામ એ થયું કે બીજે દિવસે ભાઈબંધો સાથે રાત્રે હોડીમાં બેસીને ફરવા જવાનું નક્કી થયું હતું તે કહેવાનું રહી ગયું.

સ્હવારે જ્યારે ઘેરથી નીકળ્યો ત્યારે પણ સુમનગૌરીના દેખાવે રાતની "પાર્ટી" નું વિસ્મરણ કરાવ્યું. છેવટે ત્હેણે સાંજે ઓફિસમાંથી નોકર સાથે ચીઠ્ઠી મોકલી જણાવ્યું કે મિત્રો સાથે દરીયા ઉપર

"ફુટ" ની મીજબાનીમાં જવાનો છું અને પછી હોડીમાં સહેલ કરી રાત્રે બારેક વાગે ઘેર આવવાનો છું. પહેલા દિવસનો ઘા તાજો જ હતો, તે વખતે આ અણધારેલો ફટકો સુમનગૌરીરીને અસહ્ય નીવડયો. થોડીવાર સુધી તો દુઃખ અને શોકથી તે સ્તબ્ધ જ બની રહી. લાગણીનાં ઘોર વાદળાં હૃદયમાં ગર્જે છે અને છતાં જ્યારે અશ્રુધારાથી વર્ષતાં નથી ત્યારે ધુંધવાઈ રહેલું હૃદય દુઃખની જે પરાકાષ્ટા ભોગવે છે તે આજે પહેલીવાર સુમનગૌરીએ સહન કર્યું. છેવટે વાદળ ફાટયું અને ત્હેણે થોડીવાર સુધી છાતીફાટ રૂદન કર્યું—ત્હેનાથી દુઃખમાં ભયની લાગણી પણ ભળી, એટલામાં ઉંઘ તેની મદદે આવી. આ ટુંકી અશાન્ત ઉંઘમાંથી તે જાગી એટલે મગજનું તોફાન પૂર જોશમાં શરૂ થયું. જે બાબતો ગઈ કાલે શંકાભરેલી લાગતી હતી તે આજે ચોક્કસ લાગી. "એ મ્હને નથી ચ્હાતા—કોઈ બીજીને જ ચ્હાય છે!" એ ભયંકર વિચાર ત્હેના નબળા મગજને ઝેરી ડંસ દેવા લાગ્યો. તરત જ બીજો સંકલ્પ જાગ્યો કે "હવે લગ્નની બેડીમાંથી પતિને છોડી પોતે કેમ છુટવું?" અત્યારે ત્હેના વિચારો એ ભાગ્યે જ વિચારો હતા. તે તુટક શંકાઓ, તરંગો, લાગણી હતી. આ બધા બોજાથી ત્હેનો જુસ્સો પૂરેપૂરો શમ્યો ન હતો એટલામાં મધ્ય રાત્રિની ઘોર શાન્તિમાં કીશોરીલાલનાં પગલાંનો અવાજ સંભળાયો. એકદમ ત્હેની લાગણીઓનો પ્રવાહ પહેલાંના કરતાં પણ વધારે જોરથી વહેવા લાગ્યો. અને તે ઓરડામાં દાખલ થયો એટલામાં તો અસહાય અબળાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. કીશોરીલાલાનું પોતાનું હૃદય પત્ની તરફ પોતાના ક્રૂર અન્યાયથી ચીરાતું હતું; તે વખતે સુમનગૌરીને આંસુ સારતી જોઈ પોતાની એકલવાઈ, ત્યજાયેલી વ્હાલસોઈ પત્નીનું દયાજનક ચિત્ર ત્હેના મન આગળ ખડું થયું. તે પણ સ્નેહથી ગળગળો થઈ ગયો અને વ્હાલી પત્નીને ભેટી પડયો. બન્નેયે આંસુ ભેળવ્યાં—બન્નેએ એક બીજાનાં આંસુ ચુમ્યાં. ઘણા દિવસથી બંધાયેલા જુદાઈના બંધ આજે તુટી ગયા અને તેઓ સ્નેહના પૂરમાં એક બીજાને ન્હવડાવવા—સાથે ન્હાવા આતુર થઈ ગયાં હોય એમ એક અક્ષર પણ બોલ્યા સિવાય તેઓ એક બીજાં ફરીફરીને ભેટયાં—ફરીફરીને ચુમ્યાં.

સ્નેહની જે ગુંચ અસંખ્ય શબ્દોથી ઉકલવી અશક્ય હતી તે સ્નેહના જ મંત્રે એક પળવારમાં ઉકેલી.

* * * * *

તે દિવસથી સુમનગૌરીનો સંતાપ ઓછો થતો ગયો અને તે સુંબાઈના જીવનની વધારે સારી કદર કરવા લાગી. પતિના લાંબા સહવાસને બદલે પોતે સમાગમની મોંઘી ટુંકી ક્ષણોથી સંતોષ પામતાં તે શીખી. તેમજ મિત્રમંડળમાં, સભામાં કે બીજાં સંમેલનોમાં પતિના દર્શન અને વચનોમાં તે અનહદ રસ લેવા લાગી. કીશોરીલાલ સોલી-સીટર થયો ત્યાર પછી તે પોતાના ધંધામાં તેમજ જાહેર પ્રવૃત્તિ-ઓમાં વધારે મગ્ન થયો અને સુમનગૌરી પણ પોતાનો નવરાશનો વખત સ્ત્રીમંડળોમાં અને સ્ત્રીસમાજોમાં ગાળવા લાગી, છતાં ફરીથી મ્હેમના લગ્નજીવનમાં પહેલાના જેવી વિષમય વિષમતા ફરકી પણ નહિ.

---

# લગ્ન.

( લેખકઃ—સૌ. શારદાગૌરી મ્હેતા, બી. એ. )

---

નવિન વીસ વર્ષનો ખુબસુરત ને ચાલાક સુરતી યુવક હતો. માબાપ તેને પંદર વર્ષનો મૂકીને મરી ગયાં હતાં. ઘરમાં એક ઘરડાં કાકી હતાં. બાપ કાંઈ પૈસો મૂકી ગયા ન હતા, તેથી તેનાથી ઝાઝો વિદ્યાભ્યાસ થઈ શક્યો નહિ. પ્રવિઅસની પરીક્ષા સુધી તો માગી તાગીને પહોંચ્યો હતો, પણ તેથી આગળ જઈ શકાયું નહિ, કારણ કે ખાવાના સાંસા હતા. અમદાવાદના કોઈ મિલ મેનેજરને ત્યાં વીસ રૂપીયાના પગારે તે ક્લાર્ક ( કારકુન ) રહ્યો. થોડું ઘણું ભણ્યો હતો, અને સંસ્કૃત કુટુંબમાં ઉછરીને મોટો થયો હતો, એટલે સાહિત્ય પ્રત્યે સહેજસાજ શોખ ધરાવતો હતો તેથી પગાર ઉપરાંત કાંઈ તરજુમા કરીને, તેમજ કાંઈ છાપખાનાનાં પ્રુફશીટ સુધારીને તથા છોકરાને શિક્ષણ આપીને પણ તે બીજા પચીસેક રૂપીઆ પાડતો હતો. કાકીના મનમાં થયું કે છોકરો ચાર પૈસા રળી લાવે છે. ને આટલો વીસ વર્ષનો થયો એટલે પરણાવવો જોઈએ; કારણ કે ગમે તેટલું તો એ અસલ ઘર તો મોટું કહેવાયને ? જો પરણે નહિ તો કુળને લાંછન લાગે ! તેથી સગાં વહાલાંમાં આળશી પળશી કરીને એક તેને લાયક ફુટડી કન્યા, થોડું ઘણું ઈંગ્રેજી ભણેલી શોધી કહાડી અને રીતસર સગાઈ થઈ. કાકી તો એટલામાં ગુજરી ગયાં. નવિન એકલો પડયો, તેથી હવે લગ્ન કરવા બાબત સસરાને ઉતાવળ કરવા માંડી. સસરો કીશોરલાલ સુરતમાંજ

રહેતો હતો. તેણે નવિનના સ્વભાવની પરીક્ષા કરવા તથા પરિચય વધારવા થોડા દિવસ માટે સુરત બોલાવ્યો. તેના સ્વભાવથી તો તેને સંપૂર્ણ સંતોષ થયો; પરંતુ પૈસાની સ્થિતિ સંબંધી તેના મનમાં ડગડગો રહ્યા કરતો હતો. લગ્નગાળો પાસે આવતો હતો, તેથી એક દિવસ નવિનને પોતાના ખાનગી ઓરડામાં બોલાવી બધો ખુલાસો કરવા માંડયો: "ભાઈ! તું લગ્ન કરવાની ઉતાવળ કરે છે તો ખરો, પણ કેટલું જોખમ ખેડે છે તેનો તને બરોબર ખ્યાલ છે ખરો? તને જે પગાર મળે છે તે ઉપરાંત કાંઈ બીજું સાધન છે ખરૂં?" નવિને હિંમતભેર જવાબ દીધો, "મારા પગારમાં આવતા વર્ષથી દશ રૂપીઆનો વધારો શેઠ કરી આપવાના છે. તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી મને એક પુસ્તક તૈયાર કરવા માટે ૩૦૦ રૂપિયા મળવાના છે. દર વર્ષે એવી કાંઇને કાંઈ કમાણી કરૂં જ છું, માટે તે બાબત આપ જરાએ કાળજી રાખશો નહિ. વળી અમે ઘણો જ નેક ખર્ચ કરીશું, એ જાણુમાં એટલી કમાઈ ઓછી નહીં પડે. સાધારણ સ્થિતિમાં અમે સુખથી રહી શકીશું. લાફાલાફીનું ખર્ચ કરવું મને પસંદ પથી." આવા જવાબથી કીશોરલાલને જરા નિવૃત્તિ થઈ.

પચીસેક દિવસ પછી નવિન ને સુરમાનાં લગ્ન થયાં, બન્ને અવનવાં સુખ ભોગવવાની હોંસથી અમદાવાદ આવ્યાં. સારૂં સગવડવાળું ઘર મળે ત્યાં સુધી ચારેક દિવસ સુધી કોઇ મિત્રને ઘેર રહ્યાં.

લગ્ન પહેલાં તો નવિન એક ન્હાની સરખી ઓરડી ભાડે લઇને રહ્યા હતો, અને વીશીમાં જમતો હતો. હવે તો નવવધુના આવવાથી તેની પદવી માં ફેર પડયો, તેમજ સુકોમળ સુરમાને કાંઈ છેક ગમે તેવી જગ્યામાં રખાય નહિ તે હેતુથી ઘર શોધવા માંડયું. જરા ન્હાનું હશે તો ચાલશે, પણ ખુલ્લી હવાવાળું અને સવડવાળું જોઈએ. એમ ધારીને ભદ્રમાં એક ઘર શોધી કહાડયું. ભાડું તો આઠ રૂપાઆ હતું, પણ સારી જગામાં ઘર માટે તો એટલા પૈસા ખરચવા જ જોઇએ; નહિં તો ગમે તેવી ગંદી જગ્યાએ રહેવું પડે ને તબીયત બગડે એટલે દાકતરનું ખર્ચ થાય. માટે ખાવામાં ને લુગડાંલત્તામાં બે રૂપીઆ કસર કરવી પણ આમાં નહિં; એમ ધારીને ઘર પસંદ થયું. પછી ઘરને માટે થોડું ઘણું રાચરચીલું, જોઇતાં વાસણકુસણ આણ્યાં. બહુ શોખ ક્યાંથી કરે? પણ એક લખવાનું ટેબલ,

ચાર ખુરશીઓ, બે ટીપાઈ, એક બુકશેલ્ફ, એકાદ શેતરંજી, બે મોટા દીવા, સ્પ્રીંગવાળા લોખંડના બે પલંગ, (કેમકે લાકડાના ખાટલામાં તો માકડ થાય!) પાતળા કાચનો જેપેનીઝ ટીસેટ (ચ્હાનાં વાણુ), સ્ટોવ ઇત્યાદિ ખાસ અગત્યનો સામાન તો આણ્યા વગર કેમ ચાલે? આટલા સામાન માટે બસો અઢીસો રૂપીઆ થયા તે કોઈ મિત્ર પાસેથી ઉછીના લીધા. વર્નાકયુલર સોસાઇટી માટે પુસ્તક તૈયાર કરતો હતો તેના ત્રણસેં રૂપીઆ તો આવવાના હતા, એટલે આ ખર્ચ તો ભારે નહિં પડે એમ માન્યું.

બધો સરસામાન આવી રહ્યા એટલે આ નવ યુગલે તેમાં રહેવા માંડ્યું. નવિને દશેક દિવસની રજા આ બધા કામને માટે લીધી હતી, તે પૂરી થઈ ગઈ એટલે મિલમાં ગયા વગર તો ચાલે તેમજ ન હતું. પણ ખાનગી કામની શરૂઆત હજી કરી નહોતી. કેમકે હાલમાં તરત જ એવું કંઈ કામ હાથમાં લે તો નવવધુની પાસે રહેવાનો વખત જરા પણ મળે નહિં, એટલે તે તો બને જ કેમ? કાંઈ નહિં, થોડા દિવસ પછી જરા વધારે મહેનત કરીશું એમ કરીને મન વાળ્યું.

દિવસ ઉપર દિવસ જવા માંડ્યા. નવપરિણીત જીવનના આનંદ વિલાસમાં કામકાજ મુલતવી રાખવામાં આવ્યું. મિલના પગાર ઉપરાંત જે ટ્યુશન (ખાનગી શિક્ષણ) લેવાનું તથા ચોપડી લખવાનું કામ હતું, તે હાલ તરત તો માંડી વાળ્યું હતું એટલે આવકમાં ઘટાડો થયો, ને ખરચ તો ઘર માંડ્યું એટલે થાય જ. જતાં આવતાં બજારમાં કે શુક્રવારમાં કાંઈ સારી ચીજ જુવે એટલે સુરમાને માટે લેવાની ઇચ્છા થાય! વીસ રૂપીઆમાં તે નાગરભાઈને નભે પણ ખરૂં? મિત્રને ત્યાંથી બીજા રૂપીઆ ઉછીના લીધા, ને મોદી વગેરેને ત્યાંથી સામાન ઉધાર લેવા માંડ્યો. એવામાં બાઈ સાહેબની તબીયત બગડી આવી. ખાવાનું ભાવે નહિ ને ઉલટીઓ થાય. રસોઈ કરવા બેસે ને જીવ ફરી આવે. બિચારાં કરે પણ શું? એક રસોઇઅણુ ન છુટકે રાખી. શાથી તબીયત બગાડી હશે તે માટે અનેક તર્કવિતર્ક કરવા માંડ્યા. દૂધ સારૂં નહિં આવતું હોય કે વાસણની કલાઇ ઉતરી ગઇ હશે કે શું? ઉલટીઓ શાથી? વરવહુ બે નાદાન. ગમે તે હોય પણ દાક્તરની સલાહ લીધી હોય તો સારૂં, એમ કરીને દાક્તર પાસે ગયાં. દાક્તરે તો તેમના કરતાં વીસ દીવાળીઓ વધારે જોઈ હતી. તેથી તે હસ્યો ને કહે કે

કાંઈ ચિંતા કરશો નહિં; એ તો હોયસ્તો. તેમ કરતાં તમને શક લાગતો હોય તો લેડી દાક્તરને બતાવો. લેડી દાક્તરનું ઘર સ્હામે જ હતું તેને બતાવવા તરત જ ગયાં. તેણે કહ્યું કે, "બેન! તું આવડી મોટી થઇને સમજતી નથી? એમાં તે મને બતાવવા શું આવી છે? રીતસર જે થતું હોય તે કાંઈ થયા વગર રહે! પણ સંભાળતી રહેજે, બહુ આકરો જુલાબ લઇશ નહિં."

હવે બન્નેનો ભરમ ભાગ્યો. ઘરમાં બે જ જણ હતાં. ધણી મિલમાં જતો ત્યારે બ્હેન જરા એકલા પડતાં, તે હવે વસ્તી થશે એટલે ગમશે પણ ખરૂં ને કાંઈ કામ મળશે એમ સમજી બ્હેન તો ખુશ ખુશ થઈ ગયાં. પણ પેલા ભાઈના પેટમાં જરા ફાળ પડી. ઉપલક કામકાજ કાંઈ મળ્યું નહોતું ને મિલમાં પણ નિયમસર જવાયું નહોતું એટલે શેઠ પગાર વધારવાના હતા તે પણ ના વધાર્યો. મિત્રના ૫૦૦ રૂપીઆ દેવા થઈ ગયા હતા. મોદીનું બિલ તો ચઢ્યું જ જતું હતું. તેમાં વળી આ તો ખરચ વધ્યું. કરીશું શું? પણ પહેલ વહેલું એટલે સુરમા આગળ નિરાશા પણ કેમ બતાવાય? ને તે પણ આ સ્થિતિમાં?

એક ઉપાય એને સૂજ્યો. સસરા સબ્ધા માણસ હતા. તેમની પાસે ગયો. અષ્ટંપષ્ટં સમજાવીને થોડા ઘણા રૂપીઆ પડાવ્યા. સસરાએ શીખામણ તો બહુ આપી.

આમ કરતાં ૭ મહિના નીકળી ગયા. આજ નવિનના ઘરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો હતો. કેમકે નાજુક સુરમાએ સહીસલામતીથી પુત્રરત્નને જન્મ આપ્યો હતો. તે પ્રસંગે તો પૈસાની તંગીની વાત સ્વાભાવિક રીતે ભૂલાઈ ગઈ.

એમ કરતાં પુત્ર બે ત્રણ મહિનાનો થયો એટલે એને માટે ઘુઘરા ને ચુસણીઓ, તરેહવાર ટોપીઓ, ને જભ્ભા (ઈંગ્લંડના) વગેરે થોડે થોડે આવતું ગયું. સહેજસાજ શોખ જુવાનીઆને ભોગવવાનું મન તો થાયસ્તો! ને તેમાં વળી રહ્યા સુરતીભાઈ!

એટલામાં એક દિવસ ક્ચેરીમાંથી બેલિફ ઘરપર નોટીસ ચહોડવા આવ્યો. નવિન તો ઘરમાં નહોતો. સુરમા ખરચ ખુટણની વાત સવિસ્તર જાણતી નહોતી, તેથી ગભરાઈ. સરકારી માણસને પાછો કેમ કહડાય! નોટીસ તો ચહોડી. એટલામાં નવિન આવ્યો. મોદીને

બહુ વખત સુધી વાયદા કર્યા હતા ને પૈસા ચૂકવ્યા નહતા, તેથી એ અધીરો થઈ ગયો હતો ને તેણે દાવો માંડ્યો હતો. નવિન પાસે તો એક ફૂટી બદામે નહોતી ને છસ્સેં રૂપીઆ જેવી મોટી રકમ લાવે પણ ક્યાંથી ? બિચારો હાંફળો ફાંફળો થઈ ગયો. શું કરવું તે કાંઈ સૂઝે નહિ. ફરી સસરાનો આશરો લીધો. સસરોએ કંટાળ્યો હતો. આ સુદ્ધાં ચાર પાંચ વાર એ પૈસા આપી ચુક્યો હતો. આ ફેરી તો જમાઈને જરા ધમકી પણ આપીને કહ્યું કે, આટલીવાર આપું છું. હવે માગવા આવશે તો હું કાંઈ કનવાર કરવાનો નથી.

મોદીના પૈસા આ ફેરી તો ચૂકવ્યા. એક રીતની નીરાંત થઈ. કામ જરા રસ્તેસર ચાલવા માંડયું. એટલામાં વળી એક જંજાળ વધી. છોકરો બાર મહિનાનો થયો ન થયો એટલામાં વળી સુરમાએ કુટુંબ-માં વૃદ્ધિ કરવાની તૈયારી કરી ! હવે તો નવિન ખરેખરો ગભરાયો ! શી રીતે પૂરાં પડી શકાશે ? એક, બે, ત્રણ ને ચાર જણાનાં પેટ તે કેવી રીતે ભરાશે ? મહેનત તો બહુ કરવા માંડી. કાંઈ ટયુશનનાં ફાંફાં માર્યાં—થોડું ઘણું મળ્યું. થોડા મહિના થયા ને ભાઈ બહેનની જોડ ઘરમાં રમવા મંડી. ખરચ તો થયે જતો હતો. આવક ખરચનો મેળ મળતો નહોતો. મોદીનું પાછું દેવું થયું. બીજુંએ . ઉપલક કરજ થઈ ગયું. સસરા પાસે ન છુટકે જવું પડયું. હવે તો સસરો ખૂબ અક-ળાયો. સુરમાને પોતાને ઘેર રાખી. નવિનનું ઘરબાર, સરસામાન બધું વેચી નાખ્યું ને એક ન્હાની સરખી ઓરડીમાં રહેવાનું કહ્યું. એને ને સુરમાને એકાન્તમાં મળવા પણ ન દે. " જ્યારે બધું કરજ પતી જાય, ને કાંઈ કમાણી વધે ત્યારે જ સુરમા ને છોકરાંને તારે ઘેર મોકલીશ." એમ ચોખ્ખું કહ્યું.

બિચારૂં નવજુવાન જોડું આમ જુદું પડી ગયું. એકાન્તમાં મળાય નહિં, ને સુખ દુઃખની વાત સ્થિર ચિત્તે કરાય નહિં. પશુ પંખી, ઝાડ પાન, સહુને ખોરાક પાણી અઢળક મળે છે પણ અફસોસ ! મનુષ્ય જાતિ પર જ કુદરતની ગેરમહેરબાની હોય છે તેનું કારણ શું ? કેટલું દુઃખ વેઠવાનું ને કેટલાં ફાંફાં મારવાનાં !

બિચારાં સુરમા—નવિનના નસીબમાં વિયોગ જ લખેલો હતો; કેમકે કરજ પૂરૂં થતાં ને રસ્તેસર નોકરીએ ચઢતાં પંદર વર્ષ વીતી ગયાં ! !

---

# પૈસા કે પ્રેમ?

( લેખકઃ—રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ, બી. એ. )

---

"ચાલ અન્તે કામ પુરૂં તો થયું, હવે હું ઘેર જઈશ." આમ વિચારીને શાન્તિએ પોતાના ઓફિસના ટેબલને ચાવી દીધી. પછી ટેબલ ઉપરનું બધું ઠીકઠાક કર્યું, અને પછી તે માથે ટોપી મૂકી ઘર ભણી નિકળ્યો.

શાન્તિ મેટ્રિક સુધી ભણેલો હતો, તે સાથે ગણેલો પણ હતો. શાન્તિ તેના નામ પ્રમાણે શાન્ત પણ હતો. વળી ત્હેનામાં બીજા ગુણો જેવા કે વિચારશક્તિ તથા પ્રમાણિકતા, ખંત તથા ચોકસાઈ પૂર્ણ વિકસ્યાં હતાં. તેને ન્હાનો મૂકી ત્હેનાં માતા-પિતા સ્વર્ગવાસી થયાં હતાં, એટલે ત્હેને ત્હેના એક કાકાએ ઉછેરી, ભણાવી, ગણાવી અને પંદરેક વર્ષની વયે પરણાવી, ભરૂચમાં કલેકટરને ત્યાં કલાર્ક તરીકે નોકરી અપાવી. હાલ આ નોકરી કરતાં શાન્તિને પાંચ વર્ષ થઈ ગયાં છે, અને ત્હેણે પોતાના સદ્‌ગુણો વડે ત્હેના ઉપરીની સારી પ્રીતિ સંપાદન કરી છે. શાન્તિએ ત્હેના કાકા અમદાવાદ રહેતા હોવાથી ભરૂચમાં વર્ષના દશના ભાડાનું ઘર રાખ્યું છે, અને હાલ તે પોતાની પત્ની પ્રમદા જોડે સુખમાં કાળ ગાળે છે.

શાન્તિ ઓફિસમાંથી નિકળેલો ઘેર આવી પહોંચ્યો. પ્રમદા પોતાના પતિની વાટ જોતી ઓટલા ઉપર ઉભેલી જ હતી. શાન્તિને જોતાં જ ત્હેનું મુખારવિન્દ આનંદથી છવાય એમાં નવાઈ જ શાની?

જેવો શાન્તિએ ઓટલા ઉપર પગ મૂકયો કે પ્રમદાએ પૂછ્યું, "આજે કાંઈ આટલું મોડું?"

"સ્હેજ કામ વધારે હતું, એટલે જરી મોડું થયું."

"એ શું કાલે ન થતે? હું તમારી વાટ જોઈને બેસી રહી'તી. મ્હારા કરતાં શું કામ વધારે એમ?"

શાન્તિએ ઉત્તર ન આપતાં મનમાં જ વિચાર્યું, "નોકરને પ્રથમ પોતાની નોકરી, પછી બીજું બધું."

પ્રમદા પોતાના પતિનો હાથ પકડી પરશાળમાં લઈ ગઈ. ત્હેના હાથમાંથી ત્હેણે છત્રી તથા બીજાં બેએક પુસ્તકો હતાં, તે લઈને ઠેકાણે મૂક્યાં અને પછી તે પ્રેમાળ પત્નીએ પિત્તળના ચકચકિત લોટા-માં નર્મદાનું સ્વચ્છ જળ આણી આપ્યું. શાંતિએ કપડાં ઉતારી મ્હોં ધોયું, એટલે પ્રમદાએ ન્હાનકડો પરંતુ સ્વચ્છ ટુવાલ આણી આપ્યો. શાન્તિએ મ્હોં લુછી કરીને પરશાળમાં હિંચકા ઉપર બેસીને હિંચકા ખાવા માંડયા. પ્રેમાળ પ્રમદાએ પૈસાદાર પડોશીને ત્યાંથી વર્ત-માનપત્ર આણી આપ્યું તે લઈને શાન્તિ વાંચવા મંડયો. પ્રમદા પાસે બેસીને દાળ વીણવા મંડી.

વર્તમાનપત્ર વાંચતાં શાન્તિની દૃષ્ટિ જાહેર ખબર ઉપર પડી, તે આ હતીઃ—

" જોઇયે છે—એક મહેનતુ, પ્રમાણિક, ચોક્કસ તથા ભરૂસાદાર માણસ. અંગ્રેજીનું સારૂં જ્ઞાન જોઇશે. લખો કરમચંદ કમળશી અને કં. કોટન મર્ચન્ટસ; મુમ્બાઈ ૧. "

શાન્તિએ આ જાહેર ખબર વાંચીને પ્રમદાને કહ્યું, " જો, આ મુમ્બાઇમાં એક નોકરી છે, ત્યાં અરજી કરૂં ? "

" ના, ના. " પ્રમદાએ ઉત્તર આપ્યો, " આપણે અહિં શું ખોટું છે ? અહિં પંદર મળે છે તો પંદર, પણ નિરાંત તો ખરી. આપણી પાડોશણ કમળા મને કેતી'તી કે મુમ્બાઇના પચાસ કરતાં અહિંના પંદર સારા. તેના વરને મુમ્બાઇમાં પચાશ મળતા'તા તોપણ અહિં પચીશે નોકરી રે'વા આવ્યા. "

" શું પંદર સારૂ આખો જન્મારો અહિં પડી રહેવું ? "

" મુમ્બાઇમાં આપણને અજાણ્યાને નોકરી કોણ આપે ? પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપતાં પ્રમદાએ બીજો જ વાંધો કાઢયો.

" પણ આ કરમચંદ કમળશી મ્હારી જોડે અમદાવાદમાં સ્કૂલમાં હતો, અને મ્હારે ને એને સ્નેહ પણ સારો હતો. આ એના બાપની ઓફિસ છે. એના બાપ એને નામે વેપાર કરે છે. મ્હને તો લાગે છે કે જો હું અરજી કરીશ તો નક્કી નોકરી મળશે. "

" વારૂ, ત્યારે જેવી તમારી મરજી, પણ બળ્યું એ મુમ્બાઈ! "

૨.

આગલા બનાવને આજે દશ વર્ષ વીતી ગયાં છે. આજે આપણને ભરૂચના કલેકટરની ઓફિસમાં દ્રષ્ટિપાત ન નાંખતાં, મુંબાઇમાં મેડો સ્ટ્રીટમાં એક ભવ્ય મકાનના બીજા માળ ઉપર આવેલી મેસર્સ કરમચંદ અને શાન્તિલાલ નામે રૂના વેપારી, શેરના દલાલ તથા કમીશન એજન્ટસની ઓફીસભણી દ્રષ્ટિપાત નાંખવાનો છે. આ ઓફિસના ઇલેકટ્રીક દીવાઓ તથા પંખાઓથી શણગારાયલા એક ઓરડાની ઇઝીચેર ઉપર એક ગૃહસ્થ લાંબો પડીને માથે હાથ દઈને કંઈ ઊંડા વિચારમાં જણાય છે.

ટડડ, ટડડ, ટડડ, ટેલિફોનની ઘંટડી વાગી.

આ ગૃહસ્થે ઉઠી ટેબલ ઉપર જઈને ટેલીફોનનું ભુંગળું કાને લગાડયું:—

" અલાવ, આપનો નંબર ? "

" ૪૦૪૦૪. તમારો નંબર ? "

" ૩૦૩૦૩. "

" તમે કોણ છો જી ? "

" હું શાન્તિલાલ, તમે કોણ છો ? "

" પ્રમદા. "

" પ્રમદા ? "

" હા, પ્રમદા. "

" શું, કાંઈ કામ છે ? "

" હા. આજે જરા મને લેડીઝ યુનિયનમાં જવું છે, એટલે તમારી જોડે ફરવા આવવાનું નહિ બને. ઘેર આવતાં મોડું થશે. તમે પણ બ્હાર જવું હોય તો જજો. "

" વારૂ, બીજું કાંઈ ? "

" બીજું કાંઈ નહિ. સાહેબજી. "

" હા ડીયર, ગુડબાય. "

આ વાત કરનારાઓનાં નામ આપવાની જરૂર નથી. આ જ તે દશ વર્ષ ઉપરનો શાન્તિ હવે શાન્તિલાલ શેઠ અને પ્રમદા હવે પ્રમદાબાઈ છે એ જણાયું જ હશે.

શાન્તિ શાથી શાન્તિલાલ શેઠ દશ વર્ષમાં બન્યો તે સ્હેજ જોઈશું.

શાન્તિએ પેલી જાહેરખબર ઉપરથી નોકરી સારૂ અરજી કરી અને કરમચંદ શેઠ તેના બાળસ્નેહી એટલે ના આવે જ શાની ? પાંચ દિવસમાં તો શાન્તિ કરમચંદ શેઠને ત્યાં માસિક પચાસને પગારે નોકરી રહી ગયો. બેએક મહિના થયા હશે, એટલામાં શાન્તિના કાકા અમદાવાદમાં ગુજરી ગયા, તેનો પંદર હજારનો વારસો શાન્તિને આવ્યો. હવે શાન્તિની સ્થિતિ કંઈક સુધરી એટલામાં નીચલા બનાવે શાન્તિનું ભવિષ્ય સ્હેજમાં ફેરવી નાંખ્યું.

એક દિવસ શાન્તિ ઓફિસમાં ટેબલ ઉપર બેઠો બેઠો લખતો હતો એટલામાં મ્હોટા શેઠ કમળશીએ આવીને તેને કાંઈ લખવાનું સોંપ્યું. આ કામ સારૂ શેઠે ખીસામાંથી કાગળનો ચોડો કાઢ્યો. તેમાંથી દશ દશ હજારની ત્રણ નોટોનું બંડલ પડી ગયું ! બેમાંથી કોઇનું ધ્યાન તે ઉપર પડયું નહિ !

શાન્તિએ શેઠનું કામ કરી આપ્યું, અને શેઠ ગયા. કામ કરીને સાંજના ઘેર જતી વેળાએ શાન્તિએ હમેશની પેઠે પોતાના ટેબલ ઉપર ઠીકઠાક કરવા માંડયું. પેલું નોટોનું બંડલ તેના હાથમાં આવ્યું ! શાન્તિની જગ્યાએ કોઈ બીજો હોત તો એ ઉઠાવી જવાનો વિચાર કરત, પણ શાન્તિએ એ વિચાર સરખોએ ન કર્યો, પરંતુ તરત જ તેણે કમળશી શેઠ પાસે જઈને ઉપલું બંડલ તેમને આપતાં કહ્યું, " શેઠ, મ્હારા ટેબલ ઉપર આ કોઈની ત્રીસ હજાર રૂપિયાની નોટો પડી ગઈ છે. " શેઠ ચમકયા, પોતાના ખિસ્સામાં જોયું તો નોટોનું બંડલ ન મળે ! તેણે શાન્તિને કહ્યું, " તમને કાગળ આપતાં તે મ્હારા પોતાથી જ પડી ગયું હતું. તમે મને આપ્યું તે સારૂ હું તમારો ઉપકાર માનું છું. તમે ખરેખરા પ્રમાણિક માણસ છો. "

" શેઠ, મ્હારા ટેબલ ઉપરથી કાંઈ પણ ચીજ જડે તો એ તેના ધણીને પહોંચાડવી એ મ્હારો ધર્મ છે. મ્હારી જગ્યાએ કોઈપણ હોત તો એમજ કરત. " આમ કહી નમીને શાન્તિ ચાલી ગયો. મહિનાને છેડે શાન્તિલાલને શેઠે બોલાવ્યો, અને કહ્યું, " તમારો પગાર આવતે મહિનેથી રૂ. ૧૦૦ છે. " આ શાન્તિનું ઉન્નતિનું પગથિયું બીજું, બે વર્ષ શાન્તિએ સો રૂપિએ નોકરી કરી એટલામાં મ્હોટા શેઠ ગુજરી

ગયા, અને પોતાના વિલમાં શાન્તિને તેની પ્રમાણિકતા સારૂ મહિને રૂ. ૧૫૦ નો પગાર કરતા ગયા. હવે શાન્તિ મહિનાના ૧૫ ના ૧૫૦ કમાવા લાગ્યો. આ પ્રમાણિકતાનો બદલો. આમ દિનપર દિન જવા લાગ્યા, અને વળી એક દિવસે નીચલો બનાવ બન્યો જેણે શાન્તિને ઉન્નતિને શિખરે ચઢાવ્યો.

કમળશી શેઠના મરણ પછી તેના પુત્ર• આ શાન્તિના મિત્ર કરમચંદ શેઠે કામકાજ પોતાના હાથમાં લીધું. તેમણે પોતાનું ધ્યાન એકલા રૂના વેપારમાં ન આપતાં, શેરનો સટ્ટો તથા શેરની દલાલી કરવા માંડી. શેરમેનિયા વેળાએ કરમચંદ સપાટામાં આવી જાત, પણ શાન્તિએ તેને વાર્યા, ને કરમચંદ પાંચેક લાખની નુકશાનીમાંથી બચ્યો. શાન્તિને તેની હોંશિયારી અને દીર્ઘદૃષ્ટિ સારૂ ચાર આની ભાગ કરી આપ્યો. શાન્તિ મહિનાના પંદરના પંદરસો કમાવા લાગ્યો. આમ શાન્તિની ઉન્નતિ થઈ, અને હાલ શાન્તિનો ભાગ આઠ આની છે, અને તેની મેશર્સ કરમચંદ અને શાન્તિલાલની પેઢી ધમધોકાર વેપાર કરી રહી છે.

૩.

"બાઈ, ગાડી બહાર ઉભી રહી છે."

મુંબાઈમાં નેપિઅન સી રોડ ઉપર આવેલા એક ભવ્ય દિવાનખાનામાં બેઠેલી છેલ્લામાં છેલ્લી ફેશન પ્રમાણે સજ્જ થયેલી એક ૨૫ વર્ષની વયની જણાતી પ્રમદાને મોટર ડ્રાઇવરે આવીને કહ્યું.

"વારૂ. લે આ બૅગ, ગાડીમાં મૂક, હું આવું છું." એમ કહી ઘાટણ સીતાને બોલાવી: "સીતા!"

"જી."

"જો શેઠ વ્હેલા આવે તો ચાહ કરી આપજે, અને જો સુમનને સાચવજે. રડે નહિ, સમજી ?"

"જી, હા. બીજું કાંઈ, બાઈ ?"

"કાંઈ નહિ, એટલું જ." કહીને પ્રમદા મોટરમાં જઈને બેઠી, અને મોટર ઝપાટાબંધ ગઈ.

આ એ જ પ્રમદા કે જેણે દશ વર્ષની વાત ઉપર આશ્ચર્યમાં કહ્યું હતું કે બળ્યું એ મુંબાઈ!" એજ મુંબાઈએ એને આવી બનાવી હતી; એજ મુંબાઈએ એનો ભાગ્યોદય કર્યો હતો.

ઇશ્વરકૃપાએ તે ગાડી વાડીની માલીક થઇ હતી. એટલું જ નહિ પરંતુ પરમાત્માએ તેને વર્ષેક ઉપર પુત્રરત્ન પણ બક્ષ્યો હતો. આથી વધુ વાસના તે સ્ત્રીને શું હોય વારૂ ? પ્રમદા ધનવાન હતી, પુત્રવાન હતી, અને પતિપ્રેમ પણ ત્હેને હતો. ટુંકામાં હાલની પ્રમદાબાઈ સુખને શિખરે પહોંચ્યાં હતાં.

પ્રમદાબાઈ દશ વર્ષ ઉપર અજ્ઞાન સ્ત્રી હતી. હાલ શિક્ષિકાઓના હાથ તળે શીખીને સાહિત્ય, સંગીતકળા સૌમાં એક્કી થઈ હતી, અને સુધરેલી સ્ત્રીની સમાજમાં પંકાઈને ધી લેડીઝ યુનિયનની પ્રમુખનો ઓદ્ધો પામી હતી. હાલની આ પ્રમદા દશ વર્ષ અગાઉની નિર્દોષ પ્રેમાળ પ્રમદા નહિ, પણ સુધરેલ પ્રમદા હતી.

સડસડાટ મોટાર ધી લેડીઝ યુનિયનના બંગલાના દ્વાર આગળ આવી ઉભી. પ્રમદાબાઈ ઉતર્યાં કે તરત જ યુનિયનના આદમીએ સલામ કરી, અને પ્રમદાબાઈએ હુકમ કર્યો, " ગાડીમાંથી બૅગ હૉલમાં લાવ. "

પ્રમદાબાઈ લેક્ચર હૉલમાં ચાલ્યાં. માર્ગમાં તેમને યુનિયનના મેમ્બરો મળ્યા તેમની જોડે હસીને શેકહેન્ડ કરી, બે ચાર શબ્દ બોલીને હૉલમાં બાઈ આવી પહોંચ્યાં. હૉલ મેમ્બરોથી ચિક્કાર હતો. ત્હેમાં પારસી, હિન્દુ, મુસલમાન આદિ સૌ જાતિની સ્ત્રીઓ હતી. આ સઘળીઓ અપ-ટુ-ટેડ ફેશન પ્રમાણે સજ્જ થયલી હતી. ઘણી ખરી અંગ્રેજીમાં વાત કરતી હતી, પરંતુ ભાંગું ટુટું ગુજરાતી બોલનાર પણ થોડી જણાતી હતી ખરી.

પ્રમદાબાઈએ જેવો હૉલમાં પગ મૂકયો કે હૉલ તાળીના ગગડાટથી ગાજી રહ્યો. ઘણીખરી સ્ત્રીયો પોતપોતાની ખુરશી ઉપર બેશી ગઈ. હૉલમાં શાન્તિ પ્રસરતાં, ઘડિયાળમાં છના ટકોરા થતાં, પ્રમુખસ્થાન પ્રમદાબાઈને આપવાની એક સજનીએ દરખાસ્ત મૂકી, બીજીએ ટેકો આપ્યો, અને પ્રમદાબાઈ સભાનો ઉપકાર માની પ્રમુખસ્થાને વિરાજમાન થયાં.

પ્રમુખની દરખાસ્ત પછી સેક્રેટરીએ ગઈ મિટિંગનો હેવાલ વાંચી સંભળાવ્યો, અને પછી મુખ્ય વક્તાએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું. વિષય " સ્ત્રીનો ફરજો " હતો. મુખ્ય વક્તાએ ભાષણ પુરૂં કરતાં

જણાવ્યું કે સ્ત્રીનો દરજ્જો પુરૂષ કરતાં નીચો નહતો, પરંતુ ઊંચો હતો. પછી કેટલીક ભગિનીઓએ પોતપોતાનો અભિપ્રાય દર્શાવ્યો. અન્તે પ્રમુખે સત્ય સંશોધન કરતાં કહ્યું:–"આપણો દરજ્જો પુરૂષના દરજ્જા કરતાં ઉંચો જ છે. આપણે જ સમસ્ત જગતની માતા છીએ. આપણા વિના તેમને ઘડીએ ચાલે એમ નથી. કહેવત છે કે 'સ્ત્રી વિના ઘર નહિ.' આ આપણી મ્હોટાઈ બતાવે છે.

"સ્ત્રી પોતાની બરોબરીયણ છે, ને નહિ કે દાસી. સ્ત્રીઓને પણ તેમના પતિ જેટલો જ પાર્લામેન્ટમાં બેસવાનો હક્ક છે. (ચાલુ તાળીઓ). સ્ત્રીને પણ તેમના પતિ જેટલી જ ફરવા હરવાની જરૂર છે, ને તેમ કરવાનો હક્ક છે. છોકરાં સાચવવાને શું ધાટણો નથી ? ઘર સાચવવાને શું ભૈયાઓ નથી ? રાંધવાને શું ભટ્ટાઓ નથી ? કે સ્ત્રી આ બધું કરે ? ટુંકામાં, જો કોઈ મ્હને કહેશે કે સ્ત્રી પુરૂષ કરતાં ઉતરતી છે તો હું તેને કવિ નર્મદના શબ્દમાં પુછીશ:—

"પુરૂષ દેહ શું ભાગ્યશાળી રે ?
અબળ નારીની શું નકારી રે ?
સરજ્યાં તમે પુણ્ય કારણે ?
સરજ્યાં અમે પાપ કરણે ?"

પ્રમદાબાઈનું આ સુન્દર સત્યશોધન પુરૂં થયું. તાળીઓ ઉપર તાળીઓનો ગડગડાટ ચાલુ રહ્યો. એટલામાં કોઈએ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકી. બીજા કોઈએ ટેકો આપ્યો. પ્રમુખે તેનો સ્હામે ઉત્તર આપ્યો, અને સભા બરખાસ્ત કરી.

હાલની પ્રમદા એ પ્રથમની પ્રમદા ખરી કે ? જો કાંઈ ફેર હોય તો એ શાનો ? પૈસાનો જ.

૪.

સંધ્યાનો સમય થયો છે. પ્રમદાબાઈ પોતાના બંગલાના ઓટલા ઉપર સોળે શણગારમાં સજ્જ થઈને બેઠેલાં જણાય છે. તેના પગ આગળ તેના લાડકવાયા પુત્રને લઈને તેની ધાટણ સીતા બેઠેલી છે. બાઈ કાંઈ ગુંથતાં જણાય છે. બે ચાર આંટા લઈ સુમનને હસાવી, રમાડી, વળી બે ચાર આંટા લઈ, સુમનને ચુંબન કરી કાળ નિર્ગમન કરે છે.

મોટર કમ્પાઉન્ડમાં આવી ઉભી તેમાંથી શાન્તિલાલ શેઠ ઉતર્યા. પ્રમદાબાઈએ ઉભા થઈ આવકાર આપ્યો, અને ધાટણની પાસેથ સુમનને લઈને શેઠ સારૂ ચાહ મુકવાનું કહ્યું. શેઠે સુમનને ચુમ્બન કર્યું, રમાડ્યો, પ્રમદાબાઈનું મુખ મલકાયું. બેઉ બંગલાના મુખ્ય હૉલમાં દાખલ થયાં.

પ્રથમ પ્રમદાએજ શાન્તિલાલ શેઠને પુછ્યું, "આજે કાંઈ મોડું ઠીયર ?"

"સ્હેજ કામ હતું તેથી મોડું થયું."

દશ વર્ષ પૂર્વની પ્રમદા કાંઈ વધુ પ્રશ્નોત્તર કરતે, પણ હાલની પ્રમદાબાઈ આટલું જ પુછી સંતોષ પામ્યાં. શાન્તિલાલ શેઠના મ્હોં ઉપર કાંઈક હાસ્ય જણાયું, એટલે બાઈએ પૂછ્યું, "કેમ કાંઈ હસવું આવ્યું ?"

"કાંઈ નહિ."

"કાંઈ કારણ વિના હસવું આવે ?"

"કાંઈક કારણ હતું જ."

"મ્હારા સમ, મ્હને તે કહો."

"કહું ? જો દશ વર્ષ ઉપર ભરૂચમાં પણ મ્હને ત્હેં એક વેળાએ પૂછ્યું હતું કે આજે કાંઈ મોડું થયું ? ત્યારે મ્હેં કહ્યું કે જરા કાગળો વધારે હતા તેથી. ત્યારે ત્હેં તે વેળાએ જે ટીકા કરી હતી તે આજે ન કરી તેથી જ ખરેખર, પ્રમદા." શાન્તિલાલ શેઠે અણચિંત્યા વાત ફેરવતાં કહ્યું, "દશ વર્ષમાં તારામાં આસમાન જમીન જેટલો ફેર થઈ ગયો છે."

"પણ તે ફેર સારા સારૂ જ હશે."

"સારા સારૂ તેમજ ખરાબ સારૂ."

પ્રમદા ચમકી, અને વિચારમાં પડી, ફક્ત એટલું બોલી, "હં."

"પ્રમદા, એ વાત જવા દે." શાન્તિલાલે વાત બીજા રૂપમાં બદલતાં કહ્યું, "મ્હારો વિચાર થોડા દિવસ ભરૂચ જઈ રહેવાનો છે."

"બળ્યું, એ ભરૂચ ! શું દેવલાલી, માથેરાન નથી કે ત્યાં ગંદા શહેરમાં, ન્હાના ને સગવડ વિનાના ઘરમાં જઈને રહેવું ?"

" દશ વર્ષ ઉપર ત્હેં એમ જ કહ્યું હતું કે બબ્બું એ મુંબાઈ."

" તે વખતે મ્હને ખબર ન હતી કે મુંબાઈ આવું હશે." પ્રમદાએ અજબ બચાવ કર્યો: " ભરૂચમાં મ્હને ગમે પણ નહિ. ત્યાં વગર ભણેલીઓ જોડે રહેવું મ્હને તો જરાએ ગમે નહિ. વળી રોજ દેવાજીમાંથી પાણી ભરી લાવતાં તો મ્હારો જીવ જ નીકળી જાય. વળી સુમનને રાખે પણ કોણ ?"

" આપણે અહિંથી ભટ, ચાકર, ઘાટણ જોડે લઈ જઈશું."

" ના, પણ હવે મ્હારે મરતાં સુધી ભરૂચ નથી જવું."

વાત બદલાઈ. પ્રેમવાર્તા ચાલી, અને ત્હેમાં શાન્તિલાલ શેઠે પ્રમદાબાઈને કહ્યું, " પ્રમદા, દશ વર્ષ ઉપરનો ત્હારો મ્હારા ઉપરનો પ્રેમ નથી રહ્યો."

પ્રમદાએ ઉત્તર ન આપ્યો. તેણે ક્રોધમાં શાન્તિલાલ ઉપર દૃષ્ટિપાત નાંખ્યો. શાન્તિલાલે શાન્તિથી જ કહ્યું, " દશ વર્ષ ઉપર ત્હારો મ્હારા ઉપર જે સ્વાભાવિક પ્રેમ હતો, તેવો પ્રેમ હવે ત્હારો મ્હારા ઉપર નથી. હું પણ બદલાઈ ગયો છું."

બાઈએ હસી પડીને કહ્યું, " મ્હારા સાહેબ, ત્યારે એમ કહોની કે પહેલાં જે હું તમને ગ્રામ્ય પ્રેમે ચહાતી હતી, તે હવે ઉચ્ચ અને સુધરેલ પ્રેમે ચહાઉં છું."

શાન્તિલાલ શેઠ ઉચ્ચ અને સુધરેલ પ્રેમ શું તે ન સમજ્યા, પરંતુ વધુ બોલવાનું પણ બંધ રાખ્યું. મનમાં વિચાર્યું, " ધન ! તું કાંઈ અજબ જ ફેરફાર કરે છે !"



# મણી.*

( લેખકઃ-રા. રા. વૈકુંઠલાલ આપતરાય ઠાકોર, બી. એ. )

મારી પાંચ વર્ષની છોકરી મણીનું મ્હોં ચૂપ રહેતું જ નહીં. આટલા વર્ષમાં એક મિનિટ પણ એ શાંત બેઠી હોય, અને એવી રીતે એક પળ પણ ગુમાવી હોય એવું મને યાદ નથી. એની મા આથી વારંવાર અકળાય છે, અને એનો લવારો અટકાવે છે. હું તેમ કરતો નથી. મણી ચૂપ રહે એ એની પ્રકૃતિ વિરુદ્ધ હતું, અને મારાથી એ સ્થિતિ લાંબો વખત જોવાતી નહીં. મને તો એની સાથે વાતો કરતાં આનંદ થતો.

એક દિવસે સવારે, મારા સાપ્તાહિક પત્ર સારૂ હું લખતો હતો ત્યારે મણી છાનીમાની મારા ઓરડામાં આવી, અને મારા હાથ-પર એનો હાથ મૂકી બોલી, "ભાઇ, આપણો ભૈયો બિલાડીને બિલ્લી કહે છે ! એને બોલતાં જ આવડતું નથી, ખરૂં કની ?"

દેશના જૂદા જૂદા લોક જૂદી જૂદી ભાષા બોલે છે એવી સમજ આપું તે પહેલાં તો મણી બીજી વાત ઉપર ઉતરી, "અને ભાઈ, આપણાં ભદ્રાબ્હેન કહે છે કે વાદળામાં હાથી છે તે એની સુંઢથી પાણી છાંટે છે, અને તેથી વરસાદ આવે છે."

આનો જવાબ વાળું તે પહેલાં તો એ ત્રીજી અને ચોથી બાબત પર કુદી. એની જીભને અટકાવવી મુશ્કેલ હતું. "પ્રબોધભાઈ કહેતા હતા કે એમના દાદાજીનો રથ આકાશમાં દોડે છે !"......"અને ભાઈ, મારી બા તમારાં શા સગાં થાય ?"

મારા મનમાં હસવું આવ્યું, પણ મ્હોં શાંત રાખી હું બોલ્યો, "બ્હેન, મારૂં કામ પુરૂં કરી લઉં એટલી વાર તું રમી આવ, પછી તારી સાથે નિરાંતે વાત કરીશ."

"પેટ ભરીને ?"

"હા, પેટ ભરીને."

---

* ડૉ. રવિન્દ્રનાથ ટાગોરની "કાબુલીવાળા" નામની વાર્તા ઉપરથી-ફેરફાર સાથે.

હું એની સાથે ખૂબ વાત કરીશ એવો વિશ્વાસ પડવાથી મણી બ્હાર ઓટલે દોડી ગઈ. મારા ઘરનો ઓટલો વિશાળ હતો, અને તે પર પચાસ માણસ નિરાંતે બેસી શકે એટલી જગો હતી. ઓટલો રસ્તાથી આઠ દશ ફુટ ઊંચો હતો, અને તેને લોખંડનો કઠેરો હતો. મારૂં લખવાનું વાંચવાનું આ ઓટલા પર પડતા એક ઓરડામાં રાખ્યું હતું. આ ઓરડાને લોખંડના સળિયાની સાત ફુટની એક મોટી જાળી હતી, એટલે બહાર જવા આવવા સારૂ બીજા દ્વારનો જ ઉપયોગ કરવો પડતો.

સુરતની કોંગ્રેસમાં ભંગાણુ પાડનારાઓ પર સખત પ્રહાર-કલમ-થી-કરવા શરૂ કર્યા હતા એવામાં મણીએ "કાબુલીવાળા, કાબુલી-વાળા"ની બૂમ મારી. દૂધવાળો, શાકવાળો, ઘી તેલવાળો, ફુલવાળો, અનાજવાળો, મીઠાઈવાળો, તેમ કાબુલીને "કાબુલીવાળા" કહેવામાં કંઈ શબ્દદોષ ન હતો! હજામને એ હજામવાળો પણ કહેતી! બાળક-ને અને નિરક્ષરને સઘળી છૂટ છે.

કાબુલી પાછો ફર્યો અને મણી તરફ જોયું. મણીને બ્હિક લાગી અને એની માના ઓરડા તરફ દોડી ગઈ. કાબુલીએ તેના દેશનો મોકળો પોશાક પહેર્યો હતો, અને માથે મોટી ટોપી હતી. બે ખભે દ્રાક્ષ, ખિસમિસ આદિ ફળોની નાની નાની પેટીઓ અને ડબ્બીઓની ભરેલી બે કોથળીઓ હતી. કાબુલી ઓટલે ચઢયો અને મને નમન કર્યું. એને એમને એમ જવા દેવો એ ઠીક નહીં ધારી થોડી ખરીદી કરી.

પાછા ફરતા કાબુલીએ પૂછ્યું, "સાહેબ, આપની નાની છોકરી ક્યાં જતી રહી?"

મણીની બ્હિક ઓછી કરવી જોઈએ એમ ધારી હું એને બ્હાર લાવ્યો. એના મનમાં એમ હતું કે રસ્તામાં જે નાનાં છોકરાં મળે તેને કાબુલી એની કોથળીમાં નાખી દે છે! મણી મારી પાછળ પહેરણ ઝાલી ઉભી રહી, અને કાબુલી તરફ અને એ કોથળીઓ તરફ જોયા કર્યું. કાબુલીએ એને દ્રાક્ષ વગેરે આપવા માંડયું પણ એ લલચાઈ નહીં-ઉલટું, એનો અવિશ્વાસ વધ્યો.

૨

થોડા દિવસ પછી એક સવારે હું બ્હાર જતો હતો, ત્યારે ઓટલા-પર કાબુલીને અને મણીને ખુશખુશાલ વાતો કરતાં જોઈ હું અચંબો પામ્યો. તે સાથે મને એમ પણ લાગ્યું કે આ દુનિયામાં મારા શિવાય અને એ કાબુલી શિવાય ત્રીજો આદમી મણીનો લવારો ઠંડે પેટે-ખામોશીથી સાંભળી શકે નહીં. મણીના બન્ને હાથ આલુ અને ખિસ-મિસથી ભરેલા હતા. સાથે મ્હોં પણ તેનું કામ કરતું હતું. "અરે, આટલું બધું એને શું કરવા આપ્યું?" એમ કહી અડધો રૂપીઓ મેં કાબુલીને આપ્યો. કાબુલીએ સીકકો ગજવામાં નાંખ્યો.

એક કલાક બાદ હું પાછો ફર્યો ત્યારે ખબર પડી કે કાબુલીએ તો તે અડધો રૂપીઓ મણીને પાછો આપ્યો હતો, અને પરિણામ એ આવ્યું કે, મણીની માએ મણીને ઉધડે હાથે લેવા માંડી હતી.

"આ અડધો તું લાવી કયાંથી?"

મણી હસતી હસતી બોલી, "કાબુલીએ આપ્યો."

"હેં! કાબુલીએ તને આપ્યો? તારાથી એનું લેવાય?"

મણીનો વાંસો લાલ થયો હોત, પણ હું વખતસર આવી પહોંચ્યો અને સમાધાન થયું.

તપાસ કરતાં જણાયું કે, કાબુલી આ વખતે કંઈ પહેલીવાર જ આવ્યો નહતો. અખરોટ, આલુ, અંજીર, ખિસમિસ ઇત્યાદિ ફળોની લાલચથી મણીની બીક કાબુલીએ દૂર કરી હતી, અને હમણાં તો તેઓ બન્ને જાણે ગાઢ મિત્રો બની ગયાં હતાં. કયાં પાકી વયનો પ્રચંડ બાંધાવાળો કાબુલી અને કયાં નાજુક શરીરની નાની મણી! એક ખુણામાં નાના બાંકડા પર થતી આ બન્નેની નિર્દોષ વાતો અને તેમનું હસવું કેવળ આનંદજનક હતું.

"કાબુલીવાળા, તારી આ કોથળીમાં શું છે?" મણી હસતાં હસતાં પૂછતી.

"હાથી."

"અને આ બીજીમાં?"

"ઊંટ."

બન્ને જણુ આવી આવી વાતો કરી ખડખડ હસતાં અને ખુશ થતાં.

" પણુ લડકી, તું તારા સસરાને ઘેર ક્યારે જઈશ ? "

સાસરૂં શું છે એ વાતથી મણીને અમે અજાણુ રાખી હતી, એટલે આ સવાલથી એ ગુંચવાઈ. પણુ એની વાચાળ જીભ એની મદદે આવી, " તમે ક્યારે જશો ? "

કાબુલીઓમાં સસરાના ઘરના બે અર્થ થાય છે. એક આપણે કરીએ છીએ તે, અને બીજો કેદખાનું, જ્યાં મફતના રોટલા અને રહેવાનું મળે છે. કાબુલી આ બીજો અર્થ લેતો, અને પોલિસનો પડછાયો જોતો હોય તેમ તેની સામું હાથ ઊંચા કરતો બોલતો, " મારા સસરાનું તો હું માથું જ ભાંગી નાંખીશ. "

કાબુલી સાથે પ્રસંગ પડયાને ઘણા દિવસો વહી ગયા. મણીની માને આ નવો પરિચય ગમતો ન હતો, અને વારંવાર " આ કાબુલી-થી તમે ચેતતા રહો તો ઠીક " એવું કહ્યાં કરતી. મણીની મા બહુ બિહકણ. શેરીમાં જરાએ બુમરાણુ થાય કે બે પાંચ માણસ દોડતા દેખાય, એટલે ચોર, લૂંટારા, દારૂડિયા, વાઘ કે વરૂ આવતા હશે એમ માની બેસે. આટલી ઉમ્મરે અને લોકો સાથે આટલો સંબંધ થયા પછી પણુ એની આ બિહક જતી નથી. અને કાબુલી સારૂ તો એના એટલા વ્હેમ કે વાત જ ન કરવી.

હું એની બિહક દૂર કરવા મથતો તો એ તુરત પૂછતી કે, " શું છોકરાઓ ખોવાયા નથી ? એની જાતવાળા અને બીજાઓ છોકરાંઓને પકડી ગયા નથી ? આ કાબુલી તેવું નહીં કરે તેની સાબિતી શી ? " વગેરે વગેરે.

" આ માણુસ એવો નથી, અને મનુષ્યહરણુ કરવું ઘણું મુશ્કેલ છે. " મારા આ આશ્વાસનથી એને શાંતિ થતી નહીં.

૩

દર વર્ષે દિવાળી બાદ રહેમાન કાબુલી એના દેશ તરફથી પાછો ફરતો. આવે વખતે તેની વ્યાજે આપેલી રકમ અગર લહેણું વસુલ કરવામાં તે ઘણો ગૂંથાઈ રહેતો. આ વર્ષ પણુ તે આખો દિવસ રોકાઈ રહેતો, પણુ જે દિવસ મણીને ન મળાય તે દિવસ એને ગમતું નહીં. હમણાં હમણાં તો એ રોજ આવતો. સવારે ન અવાય તો સાંજે, પણુ એનો એક દિવસ પડતો નહીં. મને પોતાને પણુ આ રોજના મેળાપ-

થી અચંબો થતો, અને મણીની માનું વાક્ય "કાબુલીથી ચેતતા રહો તો ઠીક" એ આંખ આગળ તરી આવતું. પણ હસતી કૂદતી મણીનું "ઓ કાબુલીવાળા! કાબુલીવાળા!" બોલવું, બન્ને જણનું ખડખડ હસવું, અને તેમની નિર્દોષ વાતો જોઈ મારૂં મન નિશ્ચિંત થતું.

રહેમાન તેના દેશમાં જવાની તૈયારી કરતો હતો તે દરમિયાન એક સવારે મારા ઓરડામાં બેઠો બેઠો હું 'પ્રુફશીટસ' સુધારતો હતો. સવારના આઠેક વાગ્યા હશે. આજે કંઈક ઠંડી હતી. પગપર પડતા સવારના સૂર્યનાં કિરણો મને પુરતી ગરમી આપતાં હતાં. સવારમાં વ્હેલા ઉઠી, માથે યા ગળે શાલ વીંટી નદી પર કે બાગમાં ફરવા ગયલાં મનુષ્યો પાછા ફરતાં દેખાતાં હતાં. એવામાં શેરીમાં એકાએક શોરબકોર થયો. હું ઓટલે આવ્યો, અને બે પોલીસની વચ્ચે બેડીના બંધનથી ઝલાયલા રહેમાનને લઈ જતાં જોયો.

પાછળ લોકોનું ટોળું હતું. કાબુલીનાં કપડાં પર લોહીના ડાઘ હતા, અને એક પોલીસના હાથમાં છરી હતી. મેં તેમને ઉભા રાખ્યા અને હકીકત શી છે તે પૂછ્યું. શેરીમાં રહેતા એક જણે કાબુલી પાસેથી શાલ લીધી હતી જેની રકમ તેણે આજ સુધી ચૂકવી ન હતી. આ બાબતનું કંઈ લખાણ નહીં તેથી તે માણસ જૂઠું બોલ્યો, અને શાલ ખરીદી જ નથી એવું કહ્યું. કાબુલીનો પીત્તો આ જુઠાણું સાંભળી ઉકળ્યો, તેનું મન કબજે ન રહ્યું, અને એકદમ છરીથી ઘા કર્યો. હજુ એનો મિજાસ શાંત પડ્યો નહતો, અને મારી આગળ પણ એના દુશ્મનને હજારો ગાળો દેવા માંડી. એવામાં ઓટલા પર મણી આવી પહોંચી, અને "ઓ કાબુલીવાળા! કાબુલીવાળા!" કરી હંમેશ મુજબ બૂમ મારી. રહેમાનના મ્હોં પર આનંદ છવાઈ રહ્યો, અને મણી તરફ ફર્યો. આજે કાબુલીને બગલે કોથળીઓ લટકતી ન હતી એટલે અંદર હાથી છે કે ઊંટ એ પૂછવાનું હતું જ નહીં. બાળકને શું? તેણે બીજો સવાલ કર્યો, "તમારા સસરાને ત્યાં જાઓ છો?" રહેમાન હસી પડ્યો, અને બોલ્યો, "હાં, લડકી ત્યાં જ જાઉં છું."

આ જવાબથી મણીને આજે સંતોષ વળ્યો નહીં, તે જોઈ રહેમાને બેડીથી બંધાયલા પોતાના હાથ ઊંચા કરી કહ્યું, "મારા હાથ જકડાયલા છે, નહીં તો મારા સસરાનો છુંદો કરી નાંખત."

ખૂની હુમલો કરવાના ગુન્હા બદલ કાબુલીને કેટલાંક વર્ષના કેદખાનાની સજા થઈ.

વખત જતાં કંઈ વાર લાગે છે ? હું મારા નિયમિત કામમાં હમેશ ગૂંથાયલો રહેતો એટલે કેદખાનામાં સડતો બિચારો રહેમાન થોડા વખતમાં ભૂલી જવાયો. મણી જેવી સરલ હૃદયની છોકરી પણ એના હમેશના ગોઠિયાને ભૂલી ગઈ. વધતી જતી ઉમ્મરની સાથે એનું કામ અને એની સખીઓ વધ્યાં, અને તે એટલે સુધી કે "ભાઇ"ના ઓરડામાં આવવાને પણ એને હવે ફુરસદ મળતી નહીં.

એક પછી એક એમ સાતેક વર્ષ વહી ગયાં. દિવાળીના સૌને આનંદ આપતા તહેવારના દિવસો પૂરા થયા હતા, અને દેવદિવાળી બાદ તરત જ મણીનું લગ્ન નક્કી કર્યું હતું. મણીના સાસરે જવાની સાથે અમારા ઘરનો આનંદ—અમારા ઘરનું તેજ પણ ઝાંખું પડવાનું. કણ્વઋષિ જેવા વનમાં રહેતા ત્યાગી પુરુષને, શકુંતલાને વિદાય કરવાને દિવસે દારૂણ શોક થયો હતો, તો મારા જેવા સંસારીનું શું કહેવું? વિયોગદુઃખ અસહ્ય છે.

૪

આજ રાત્રે મણીનું લગ્ન હતું. સવારથી જ ઘરમાં ધામધુમ અને ગરબડાટ શરૂ થયા હતા. એક તરફ બ્રાહ્મણોના મંત્રોચ્ચાર, તો બીજી તરફ ન્યાતના સામાનની તૈયારી, આ તરફ વરવાળાને આપવાનાં પહેરામણીનાં કપડાંની પસંદગી, તો બીજી તરફ કન્યાદાનમાં આપવાની વસ્તુઓની તૈયારીઃ આ અને એવા બીજા કોલાહલથી આખું ઘર ગાજી રહ્યું હતું. બ્હાર એક વિશાળ માંડવો બાંધી દીધો હતો. ટકોરખાનામાંથી નગારાં અને શરણાઈના નાદ કાનપર અથડાતા હતા. ઓરડામાં બેઠો બેઠો હું હિસાબ જોતો હતો એવામાં કોઈ દાખલ થયું, અને નીચા વળી મને સલામ કરી. પહેલાં તો મેં એને ન ઓળખ્યો. એનો કદાવર બાંધો, લાંબા વાળ અને ખભે હમેશ લટકતી કોથળી દેખાતાં નહતાં; પણ રહેમાન કાબુલી ઢાંકયો ન રહ્યો. મારી સામું જોઈ તે હસ્યો. બીજીવાર એને હવે ઓળખવાની જરૂર નહતી.

"રહેમાન, તમે ક્યારે આવ્યા ?"

"સાહેબ, ગઈ કાલે સાંજે જ મને જેલમાંથી છૂટો કર્યો."

"જેલમાંથી છૂટો કર્યો" એ શબ્દો મારા કાનને કઠોર લાગ્યા. બીજા પર હુમલો કરનાર સાથે હું આજ સુધી કદી બોલ્યો નહતો, અને એ વિચાર આવતાં મારા મનને દુઃખ થયું. કાબુલી આજે ન આવ્યો હોત તો ઠીક થાત. એનું આવવું શુભ શુકનભર્યું ન લાગ્યું.

" મારા ઘરમાં આજે અમુક ક્રિયાઓ ચાલે છે, અને મને પણ ઘણું કામ છે. " મેં કહ્યું: " તમે બીજે કોઈ દિવસે આવશો ? "

રહેમાન તરત બ્હાર જવા તૈયાર થયો, પણ બારણાંની બહાર જતાં અટક્યો, અને પાછો ફર્યો. "સાહેબ, એક મિનિટ આપની નાની દિકરીનો મેળાપ થઈ શકશે ? " એના મનમાં એમ હતું કે મણી હજી તેવી જ–તેટલી ઉમ્મરની હશે, હમણાં " ઓ કાબુલીવાળા ! કાબુલીવાળા ! " બોલતી દોડતી આવશે, અને એ બન્ને હસી ખુશીથી વાતો પણ કરી શકશે. આવા આવા વિચારોમાં મગ્ન થઈ, પહેલાંની માફક એક કાગળ-માં બાંધી થોડાં ખિસમિસ, દ્રાક્ષ અને અંજીર પણ એણે આણ્યાં હતાં. એની પાસે આજે પૈસા નહતા તેથી આ વસ્તુ એણે ઉધાર આણી હતી.

મેં ફરીથી કહ્યું, " રહેમાન, ઘરમાં શુભ ક્રિયા ચાલે છે તેથી આજે તમારાથી કોઈને નહીં મળાય."

એનું મ્હોં ઉતરી ગયું. ઉદાસ ચિત્તે મારી સામું તે ઘડીભર જોઈ રહ્યો, અને સલામ કરી પાછો ફર્યો.

મને થોડો પશ્ચાત્તાપ થયો, અને એને બોલાવવાનું કરતો હતો, એવામાં એ પોતે જ પાછો ફર્યો. મારી અડોઅડ આવી, આણેલી વસ્તુ મને સોંપતો તે બોલ્યો, " સાહેબ, આ નજીવી વસ્તુ આપની નાની દિકરી સારૂ લાવ્યો છું. એને એ આપશો ? "

આણેલાં ફળ લેઈ તેની કિંમત આપવા હું જતો હતો, પણ મારો હાથ ઝાલી તે બોલ્યો, " સાહેબ, આપ તો ભલા છો. મને સંભારશો તો જ બસ છે. પૈસા મારે નથી જોઈતા. આપને એક નાની દીકરી છે: મારે પણ એના જેવડી જ મારા દેશમાં છે. હું તેને યાદ કરૂં છું, અને તમારા બચ્ચા સારૂ ફળો આણું છું–કંઈ નફો લેવા આણતો નથી. "

આટલું બોલી તેના મોટા ઝબ્ભાના અંદરના ગજવામાંથી તેણે એક નાનો મેલો કાગળ કાઢયો. સંભાળ પૂર્વક ઉકેલી, બે હાથે કર-ચલી દૂર કરી મારા ટેબલ પર એ કાગળ તેણે મૂકયો. એના પર એક નાની હથેળીની આકૃતિ દેખાતી હતી. કાગળ પર નહતી છબી કે નહતું ચિત્રકામ. શાહીથી ખરડેલા એક નાના હાથની તે આકૃતિ હતી. તેની દિકરીની હથેળીની આ આકૃતિ–આ સ્મૃતિચિન્હ હિન્દમાં એ જ્યારે જ્યારે માલ વેચવા આવતો ત્યારે એની છાતીની અડોઅડ હંમેશ રહેતું.

મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. કાબુલી એક ગરીબ ફળ વેચનારો છે અને હું...........છું એ અહંતા મારા મનમાંથી જતી રહી. અને મારામાં શી વિશેષતા હતી ? એ પણ એક બાલકનો પિતા હતો.

દૂર, પહાડી મુલકમાં વસતી પાર્વતીના હાથની આકૃતિ જોઈ મને મણી સાંભરી. મેં એને અંદરથી બોલાવવા મોકલી. બૈરાંમંડળે એને બ્હાર નહીં જવા દેવા ઘણાએ વાંધા કાઢયા, પણ મેં કોઇનું સાંભળ્યું નહીં. લગ્નપ્રસંગ સારૂ ખાસ સીવાડેલી કિંમતી સાડી પહેરી, કપાળે પીયળથી વિભૂષિત થયલી મણી મારી પાસે શરમાતી આવી ઉભી.

કાબુલી આ દેખાવ જોઈ આભો બની ગયો. તેમની પૂર્વની મિત્રાચારી પુનઃ શરૂ થવી અશકય હતું. છેવટે તે હસીને બોલ્યો, " બ્હેન, તારા સસરાને ઘેર જાય છે ? "

સાસરૂં શું તે મણી હવે સારી રીતે સમજતી હતી, એટલે પહેલાંની માફક જવાબ દઈ શકી નહીં. એના ગાલ પર શરમના શેરડા પડયા, અને મ્હોં નીચું કરી ઉભી રહી.

કાબુલી અને મણી પ્રથમ જે દિવસે મળ્યાં હતાં તે દિવસ મને સાંભર્યો, અને હું ખિન્ન થયો. મણી અંદર ગઈ એટલે કાબુલી ઉંડો નિ:શ્વાસ નાખી જમીન પર બેસી ગયો. એની પોતાની દિકરી પણ આટલી મોટી થઈ હશે, અને એનું લગ્ન કરવું પડશે એ વિચાર એક-એક આ વખતે એને સ્ફુર્યો. વળી પાર્વતિ હસતી અને કૂદતી પૂર્વવત્ મળી શકશે નહીં, અને આ સાત આઠ વર્ષ દરમિયાન તેનું શું શું થયું હશે–આવા આવા અનેક વિચારો એની આંખ આગળ વિજળીના વેગથી આવવા માંડયા.

બહાર વાજાં સંભળાયાં. ત્રિજોરીમાંથી ત્રણસો રૂપીયાની નોટો કહાડી રહેમાનને આપી મેં કહ્યું, " રહેમાન, તમે તમારે દેશ પાછા જાઓ, તમારી દિકરીને મળો, અને તમારા શુભ મેળાપથી થતો આનંદ મારી પુત્રીના સૌભાગ્યની વૃદ્ધિ કરો. "

આ રકમ આપ્યા બાદ લગ્નના ખર્ચમાં મારે કેટલીક કાપકૂપ કરવી પડી. વિજળીની દિવાબત્તી અને લશ્કરી વાજું આવી ન શક્યાં તેથી સ્ત્રીવર્ગ નારાજ થયો; પણ એક દૂર દેશમાં, વર્ષો થયાં વિખુટો પડેલો વત્સલ પિતા તેના એકના એક પ્રિય બાળકને મળશે, એ વિચાર આજની લગ્નક્રિયામાં મને ઓર આનંદ આપતો હતો.

# " ગરબાવાળો. "

( લેખકઃ—રા. રા. " સુધાકર. " )

## ( ૧ )

રસિકલાલ નડીઆદનો રહેવાસી હતો, પણ આગળ અભ્યાસ કરવા માટે **અમદાવાદ** આવ્યો હતો. તે **અમદાવાદમાં** ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો હતો. ત્હેને ન્હાનપણુથી જ વાંચવાનો બહુ શોખ હતો, એટલે અભ્યાસનાં પુસ્તકો કરતાં અત્યારે પણ સાહિત્યનાં પુસ્તકો બહુ વાંચતો. વળી નામ પ્રમાણે ત્હેનું હૃદય પણ રસિક હતું, તેથી ત્હેની પાસે હંમેશાં આવનાર જનારને બહુ આનન્દ પડતો.

રસિકલાલને કૉલેજમાં **શીરીનબાઈ** નામની એક પારસી છોકરી સાથે મૈત્રિ થઈ હતી. **શીરીનના** બાપ **અમદાવાદમાં** સરકારી હોસ્પીટલમાં ડૉક્ટર હતા. પારસી સ્ત્રીઓ જે જે પ્રકારની છૂટ લે છે, તેવી જ છૂટ **શીરીન** પણ લેતી; આથી ત્હેને **રસિકલાલને** ગમે તે વખતે મળતાં, અગર સાથે હરતાં ફરતાં શરમ આવતી નહતી. બન્ને એક જ ક્લાસમાં હતાં એટલે કૉલેજના વખતમાં ભેગાં જ રહેતાં, અને કૉલેજમાંથી છુટયા પછી પણ સાથે જ ફરતાં. આ પ્રમાણે બે એક વર્ષ ચાલ્યું અને સ્નેહની સાંકળ મજબૂત બની. પણ એટલામાં **શીરીનના** બાપની મુંબઈ બદલી થઈ એટલે બન્નેને છૂટાં પડવાનો સમય આવ્યો.

રસિકલાલ અને **શીરીનને** છૂટાં પડવાનું આવવાથી એક બીજાનું મન બહુ દુભાયું. પણ ઉપાય નહતો. આખરે જવાને દિવસે **શીરીન** રસિકને બાગમાં મળી. ત્યાં તેઓ બહુ વાર બેઠાં. પરસ્પર ભેટયાં;—મળ્યાં, અને આંસુ ભરેલી આંખોએ છૂટાં પડયાં. **શીરીનથી** છૂટાં પડતાં **શીરીનના** કરતાં **રસિકલાલનું** હૃદય બહુ દુભાયું.

**શીરીનના** ગયા પછી રસિકલાલને બિલકુલ ગમતું નહતું. થોડા દિવસ અભ્યાસને પણ તિલાંજલી આપી, અને આમતેમ ભટકવા લાગ્યો. આખરે પરીક્ષા નજીક આવી, એટલે ન છુટકે અભ્યાસમાં દિલ પરોવ્યું. પરીક્ષાના દિવસ આવ્યા. પરીક્ષા આપી. કૉલેજમાં રજાઓ ( વેકેશન ) પડતાં, રસિકલાલ કૉલેજ છોડી ઘેર ગયો.

( ૨ )

રસિકલાલ ઘેર આવતાં ત્હેના વેવિશાળની વાતો ચાલવા માંડી. પણ રસિકનું હૃદય તો શીરીનને ચ્હાતું હતું. વળી કોલેજમાં રહેવાથી સુધારાનો પવન મગજમાં ભરાયો હતો અને હિન્દુ સ્ત્રીઓ તો સાથે ફરવા જતાં પણ શરમાય, તે આપણા રસિકલાલને કેમ પાલવે ?

રસિકલાલનું વેવિશાળ કરવા ત્હેનાં માતપિતા બહુ આતુર હતાં, પણ રસિકલાલ ના જ પાડતો. આથી લાચાર થઈ બેસી રહ્યાં હતાં. રસિકને ત્હેની બ્હેને તેમજ મોટાભાઈની વહુએ સમજાવ્યો. પણ તેણે કોઈનું માન્યું નહીં, અને બહુ કરશો તો "નાશી" જઈશ એવી બીક બતાવી, એટલે તેઓએ પણ વાત છોડી દીધી.

રજાઓ ( વેકેશન ) પુરી થઈ એટલે રસિકલાલ અમદાવાદ ચાલ્યો ગયો. રસિકનું દીલ શીરીનને ચ્હાતું હતું. આખો દિવસ શીરીન જ હૃદયમાં રમ્યા કરતી હતી. દિવસ ઉપર દિવસ ચાલ્યા. પરીક્ષા આવી. આ વખતે પરીક્ષામાં રસિકલાલ નાપાસ થયો; આથી ત્હેણે ઘેર જવાનું માંડી વાળ્યું. રસિકલાલનાં અમદાવાદમાં સગાં વ્હાલાં ઘણાં હતાં, પણ તે કોઈને ઘેર જતો નહતો. ફક્ત પોતાના એક મિત્ર વસંતલાલને ત્યાં કોઈ કોઈ વખત જતો.

વસંતલાલની સ્ત્રી રમા બહુ ડાહી, સુશીલ અને રમુજી હતી. ત્હેના જાણવામાં હતું કે રસિકલાલ શીરીનને ચ્હાય છે. આથી તે ત્હેને બહુ ચીડવતી અને બનાવતી હતી. કોઈ કોઈ વખત લગ્નની વાત કરતી, પણ રસિકલાલ તે તરફ તિરસ્કાર બતાવતો હતો.

આ વખતે રસિકલાલ ઘેર ના ગયો, તેથી ત્હેના પિતા ત્હેની ખબર લેવા અમદાવાદ આવ્યા હતા. તેઓ એક દિવસે પોતાના નાતીલા અને રસિકના મિત્રને ત્યાં આવ્યા. વસંતલાલ ઘેર જ હતો. ત્હેને મળ્યા અને રસિકલાલને થોડી શીખામણ દેવા ભલામણ કરી. વસંતલાલની સ્ત્રી રમાએ પણ આ વાતમાં ભાગ લીધો, અને ત્હેણે તો રસિકલાલનું વેવિશાળ કરવા આગ્રહપૂર્વક જણાવ્યું.

"પણ એ ના માને તો શું કરૂં ?" રમાનો આગ્રહ જોઈ રસિકના પિતા બોલ્યા, અને ઘેર બનેલી હકીકત કહી.

"ભલે જેમ કરવું હોય તેમ કરે. પણ એમને પરણાવી આપવાનું મ્હારે માથે." રમાએ રસિકને પરણાવવાનું બીડું ઝડપ્યું.

ત્યાર બાદ થોડી વાતચીત કરી રસિકના પિતા ગયા અને બીજે દિવસે પોતાના એક સગાની તેમજ વસંતલાલ અને રમાની સલાહ લઈ એક સારા કુટુંબની કન્યા સાથે રસિકલાલનું વેવિશાળ કરી દીધું, અને બીજે દિવસે નડિયાદ ચાલ્યા ગયા. તે પછી રસિકલાલે વાત જાણી. વાત જાણી તે બહુ ગુસ્સે થયો અને નહિ પરણવાનો મનમાં ફરી નિશ્ચય કર્યો. ”

× × × × ×

એકવીસ વર્ષની વયે રસિકલાલ બી. એ. થયો. અને સારી લાગવગને લીધે નડિયાદ પાસેના નવલપુર નામના ન્હાના શહેરમાં હાઈસ્કૂલમાં માસ્તરની જગ્યા મળી.

( ૩ )

રસિકલાલે આવી નોકરીનો ચાર્જ સંભાળી લીધો અને ગામમાં એક ન્હાનું ઘર ભાડે રાખી રહેવા માંડયું. ત્હેણે હમણાં હમણાં પોતાનું જીવન બહુ સાદું બનાવ્યું હતું. ત્હેને શીરીન વિનાની દુનીઆ નકામી લાગતી હતી. બધું અરણ્ય સમાન લાગતું. આ અરણ્યમાં ત્હેના દુઃખી હૃદયનો વિસામો ફક્ત પુસ્તકો હતાં.

સહવારમાં વ્હેલો ઉઠી ન્હાઈ ધોઈ રસોઈ બનાવી જમી લેતો; અને ટાઇમ હોય તો શેક્સપિઅરનાં નાટકો કે શેલીનાં કાવ્યો વાંચતો અને અગીઆર વાગે સ્કૂલમાં જતો.

સાંજના પાંચ વાગે આવી જમી લેતો અને પાછો પુસ્તકોનું શરણુ લેતો, કે મસ્ત કવિ બાલ, કલાપી, મણીલાલ કે સાગરની મ્હોડે થયેલી દર્દભરી ગજલો લલકારતો. ફક્ત ત્હેના જીવનમાં એકજ ધ્વનિ ગાજી રહ્યો હતો: “ શીરીન ! ”

આ પ્રમાણે ત્હેનો કાર્યક્રમ હતો. તે શીરીનના આકર્ષક ચ્હેરા અને મધુર અવાજ ઉપર બહુ આશક હતો. બસ, ત્હેની એજ ઇચ્છા હતી કે તે શીરીનના સહવાસમાં રહી ત્હેની સાથે વાતો જ કર્યાં કરે. આપણા રસિકને મન તો શીરીન સિવાયની બધી સ્ત્રીઓ અરસિક જ હતી. પણ ત્હેણે વિચાર ન કર્યો કે આ પ્રમાણે ક્યાં સુધી ચાલશે ?

કોલેજનું સ્વચ્છંદી જીવન ઉછરતા યુવાનોને ક્યાં સુધી લઈ જાય છે તેનો આ પણ એક સુન્દર નમુનો હતો. ઘેર માતા પિતા પુત્ર

માટે મરી પડતાં, ત્યારે આ ભાઈને તેમની પરવા પણ ન હતી. રમાએ વચન આપેલું હોવાથી ત્હેનાં માતપિતાને કંઈક શાંતિ હતી. પણ નક્કી શું કહેવાય ?

× × × × × ×

હાઈસ્કૂલમાં "ટરમીનલ એકઝામીનેશન-છ માસિક પરીક્ષા" પુરી થતાં રજાઓ પડી. આપણા રસિકલાલ પણ રજાઓમાં ઘેર ગયા. ત્યાં થોડા દિવસ રહી મગજને આરામ આપવા—પોતાની કોલેજની સ્ત્રીમિત્ર શીરીન સાથે ફરવા, તે ભૂમિને ભેટવા-અમદાવાદ ગયા. અમદાવાદમાં બીજે ઠેકાણે ન ઉતરતાં વસંતલાલને ત્યાં જ ઉતર્યા.

( ૪ )

વસંતલાલ પણ બી. એ. થઈ બે વર્ષ થયાં અત્રેની એક બેન્કમાં હેડ ક્લાર્કનું કામ કરતો હતો. ત્હેની પત્ની રમા ઉપર કહ્યું તેમ બહુ ડાહી અને સુશીલ હતી. વસંતલાલને તેનાથી સંતોષ હતો. બન્નેનું જીવન આનન્દમય હતું અને બન્નેના આનન્દમાં એક પુત્રીરત્ન વૃદ્ધિ કરતું હતું.

રસિકલાલ અહીં આવ્યો ત્યારે નવરાત્રિના દિવસ ચાલતા હતા, તેથી ઠામ ઠામ રાતના ગરબા ગવાતા હતા. રસિકલાલ અને વસંતલાલ બન્ને મિત્રો રાતના જમી વાતોએ વળગ્યા. રમા પોતાની પુત્રી પુષ્પાને લઈ નીચે પોળમાં સ્ત્રીઓ ગરબા ગાતી હતી ત્યાં ગઈ. દશ વાગ્યા એટલે વસંતલાલ પોતાની જગ્યાએ જઈ સૂઈ રહ્યા અને રસિકલાલ ઉંઘ નહીં આવવાથી બારી આગળ જઈ બેઠો.

રસિકલાલ બેઠો બેઠો વિચાર કરતો હતો. નીચે પોળમાં સ્ત્રીઓ ગરબો ગાઈ રહી હતી. એક ગરબો બંધ રહ્યો અને થોડીવારે બીજો ગરબો ચાલ્યો:

* "આવો આવોને સખિઓ ! આજ રસતાળી પાડી,
કાંઈ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરવાડી."

ગાનારીનો અવાજ બહુ રસિક અને મધુર હતો. શીરીનના વિચારમાં ગુંથાયેલા રસિકનું ધ્યાન આ ગરબાએ ખેંચ્યું:—

---

* રા. ન્હાનાલાલ દ. કવિ.

" હરિણીશી ચંચળવાન, નાજુક ને નમણી,
ફૂલની કળીસમ સુકુમાર, સુરતની રમણી !
છબિ છટાભરી, સોહાગ તપે મુખ, મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી એ ચતુરા ! "

" અહાહા ! ! કેવો મધુર અને રસિક અવાજ ! કેવો મઝાનો ગરબો ! " રસિક બબડી ઉઠયો: અને શોરીનને ભૂલી ગરબો ગાનારી ગરબાવાળીનું મ્હોં જોવા આતુર બન્યો. ઉઠયો, અને દાદર ઉતરી નીચે આવ્યો. નીચે આવી ગરબો ચાલતો હતો ત્યાં થોડે દૂર ઉભો રહ્યો. ગરબો ચાલુ હતો:

" રૂડી રંગેલ બુદ્ધિ વિશાળ સ્હમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ એ ગૃહિણી !
નિજ ઉરના વિવિધ રંગે રંગેલી,
મુંબઈની મોહનરૂપ સખિ એ અલબેલી ! "

રસિકને ગરબો સાંભળવામાં બહુ આનન્દ પડયો, પણ ગાનારીનું મ્હોં ઘુંઘટમાં છુપાયેલું હતું તેથી રસિક ગાનારીનું મ્હોં જોઈ શકયો નહિ. ત્હેના મનમાં પ્રશ્ન ઉઠયો કે, " આ ગરબાવાળી કોણ ? "

વાચક ! કહેવાની જરૂર નથી કે ગરબાવાળી બીજી કોઈ નહિ પણ જેની સાથે રસિકનું વેવિશાળ થયું હતું તે જ હતી. ત્હેની ઉમ્મર હાલ ચાદથી પંદર વર્ષની હતી. તે ઉચ્ચ કેળવણી પામેલી હતી, અને ત્હેનું હૃદય ઉચ્ચ સંસ્કારોથી પોપાએલું હતું. અત્યારે ત્હેણે અંગ ઉપર આછા વાદળી રંગનું ઝીણું ઓઢણું ઓઢયું હતું. ત્હેનું ઓઢણાના ઘુંઘટમાં છુપાએલું સુન્દર, ઉજ્વળ મુખ, આછાં રૂપેરી વાદળાંથી છવાયેલા ચંદ્ર સમાન ભાસતું. ગરબો ચાલુ જ હતો:

" આવો આવોને સહિયર ! આજ રસટહુકે ગુંજો,
કાંઈ ગજવો ગમતે ગીત, નિજ ગુર્જરીકુંજો.
આ તમ કાજે ભરી છાબ, ગીતનાં ફુલડાંની,
લ્યો, સત્કારો રસબાળ ! એટલી મ્હેમાની. "

ગરબો પુરો થવાને થોડીવાર હતી એટલામાં રમાએ રસિકને જોયો. તરત જ પાસે આવી તે બોલી: " રસિકભાઈ ! અહીં કેમ આવ્યા છો ? શરમ નથી આવતી અહીં આવી ઉભા રહેતાં ! "

"આ ગરબો અને ગાનારીનો અવાજ બન્ને બહુ મઝાનાં લાગ્યાં એટલે સાંભળવા આવ્યો." રસિક આવવાનું કારણ આપતાં બોલ્યો: "પણ રમાબહેન! આ ગરબાવાળી કોણ છે?"

"ત્હમે પણ ઠીક છો! ઉપર બેસી નહોતું સંભળાતું કે નીચે આવ્યા?" રમાએ રસિકની મશ્કરી કરતાં કહ્યું.

"ઠીક, લ્યો ઉપર જાઉં છું." એમ કહી રસિક ઉપર જતાં જતાં બોલ્યો: "પણ, કહો તો ખરાં કે આ ગરબાવાળી કોણ છે?"

"જે છે, તે છે. ત્હમારે શું કામ છે?" રમા હસતાં હસતાં બોલી.

"ના, ના, કહો તો ખરાં." રસિક જાણવા આતુર બન્યો.

"જે હશે તે સમય આવ્યે જણાશે." એમ કહી રમા ચાલી ગઈ. અને "ગરબાવાળી કોણ?" એ પ્રશ્નમાં ગુંચવાતો રસિક પણ ઉપર ચાલ્યો ગયો.

ગરબો પુરો થયો. બધાં પોતપોતાને ઘેર ગયાં. રમા પણ પુષ્પાને લઈ ઉપર આવી. રસિકલાલ જાગતો હતો એટલે રમા પાછી મશ્કરી કરતાં બોલી: "કેમ રસિકભાઈ! તબિયત તો આનન્દમાં છે ને?"

"રમાબહેન! ત્હમને બહાનું મળ્યું એટલે મશ્કરી કર્યા કરવાનાં." રસિક આ મશ્કરીથી સહેજ નારાજ થતો બોલ્યો.

"રસિકભાઈ! ખોટું ના લગાડશો. હું તો બોલવાની જ." રસિકને ખોટું લાગતું જોઈ રમા હાસ્ય કરી બોલી.

"હા, બહેન હા. કહો જેટલું કહેવાય તેટલું." રસિક બોલ્યો. રમા સ્હમજી ગઈ હતી કે રસિકના હૃદયમાં શીરીનને બદલે હવે ગરબાવાળીએ સ્થાન મેળવ્યું છે, એટલે તે બોલી: "હું ગરબાવાળીનું નામ બતાવું, પણ ત્હમે પરણશો?"

"કોની સાથે?"

"જેની સાથે વેવિશાળ થયું છે ત્હેની સાથે!" રમાએ ડંકે પેટે જવાબ આપ્યો.

"પણ તેથી કંઈ ગરબાવાળી મળવાની હતી?"

"હા, જો તમો પરણો તો મ્હારે ગરબાવાળી લાવી આપવી! કેમ કબૂલ છે? હોય તો આપો વચન." રમાએ કબુલત આપતાં વચન માગ્યું. રસિકને રમા ઉપર વિશ્વાસ હતો; અને વળી ગરબાવાળી

મેળવવા દિલ આતુર હતું, આથી તે વચન આપતાં બોલ્યો: " હા, લ્યો વચન. પણ જો, જો! હોં રમાબ્હેન! પાછો હું છું."

" હા, હા, જાવ લાવી આપવી." એમ કહી રમાએ વચન લઈ લીધું. એટલામાં વસંતલાલ જાગ્યો અને પૂછ્યું: " રમા, શું છે?"

" એ તો હવે રસિકભાઈ પરણવાનો વિચાર કરે છે તેની વાત ચાલે છે."

" ઓત્ ત્હારી! ચાલો, ઠીક થયું. પણ અત્યારે જ હા પાડવાનું મુહૂર્ત આવ્યું!" આશ્ચર્ય પામતો હર્ષથી વસંતલાલ બોલ્યો.

" એ તો પેલી ગરબાવાળીએ ભાઈને ફસાવ્યા છે!" એમ બોલતી હસતી હસતી રમા ચાલી ગઈ અને રસિકલાલ રમાની મશ્કરીથી કંટાળી સૂઈ ગયો.

બીજે દિવસે સ્હવારે બધી વાત વસંતલાલે જાણી. ત્હેને પણ હસવું આવ્યું. થોડા દિવસ રહી રસિકલાલ નડિયાદ ગયો, અને વેકેશન પુરી થતાં નવલપુર રવાના થયો.

( ૫ )

રસિકલાલ નવલપુર આવ્યો અને ટાઇમસર બધું કામકાજ ચાલ્યું. પણ આ વખતે શોરીનને બદલે ગરબાવાળીમાં દિલ ઘેલું બન્યું હતું. ત્હેની સ્થિતિ, તે એકલો પડતાં પહેલા કરતાં વધુ કફોડી બની.

જેમ જેમ સમય જતો જતો ગયો તેમ તેમ રસિક ગરબાવાળીને માટે બહુ આતુર બનતો ગયો. જો ગામમાં કોઈ ઠેકાણે શુભ પ્રસંગે ગરબા ગવાતા હોય તો જાણે પોતાની ગરબાવાળી ત્યાં તો નહીં હોય એમ ધારી ત્યાં દોડી જતો. પણ તે મધુર અવાજ સાંભળવાનો ન મળતાં નિરાશ થઈ પાછો ફરતો.

* * * * *

અહીં વસંતલાલે રમાના કહેવાથી રસિકના પિતાને કાગળ લખ્યો અને લગ્ન નક્કી કરવા લખ્યું. રસિકને ઘેર પત્ર મળતાં આનન્દ થઈ રહ્યો. લગ્નનો દિવસ તરત જ નક્કી કરી દીધો અને રસિકલાલને કાગળ લખ્યો. ઘેરથી કાગળ આવ્યો તે જ દિવસે રમા તરફથી પણ રસિકલાલને કાગળ મળ્યો. ત્હેમાં રમાએ આપેલું વચન યાદ દેવડાવ્યું હતું, અને પરણવા માટે જલદી આવવા લખ્યું હતું.

લગ્નનો દિવસ નજીક આવ્યો એટલે રસિકલાલ ગરબાવાળી મેળવવાના લોભે નડિયાદ આવ્યો. વસંતલાલ નડિયાદનો વતની હોવાથી તે પણ રમા સહિત આવ્યો હતો. જાન નીકળી અમદાવાદ ગઈ. ત્યાં રસિકલાલ અને સરલાનું મંગળ સમયે લગ્ન થઈ ગયું. પરણી સરલા સહિત રસિકલાલ જાન સાથે નડિયાદ આવ્યો. આવેલાં સગાં વ્હાલાં ધીમે ધીમે ચાલ્યાં ગયાં, પણ વસંતલાલ અને રમા રહ્યાં હતાં. રસિકલાલ સરલાને પરણ્યો ખરો, પણ સરલા સાથે એક શબ્દ સરખો બોલતો ન હતો; કારણ કે ત્હેને તો 'ગરબાવાળી' જોઈતી હતી !

( ૬ )

રજાઓ પુરી થઈ એટલે રસિકલાલ પાછો નોકરી ઉપર આવ્યો. માબાપની શરમે અને રમા મશ્કરી કરશે એ બીકે સરલાને સાથે લાવ્યો હતો. વસંતલાલને રજાઓના દિવસ બે ત્રણ બાકી હતા તેથી તે પણ રમા સહિત ત્યાં આવ્યો હતો.

બે દિવસ વ્યતિત થઈ ગયા. આવતી કાલે વસંતલાલ જવાનો હતો એટલે રસિકલાલનો ધીરજ રહી નહીં અને રમાને પૂછ્યું: " મ્હેં મ્હારૂં વચન પાળ્યું, હવે ત્હમે ? "

" કહ્યું હતું એ તો તમને પરણાવવા હતા તેથી. " એવુ હસતાં હસતાં રમા બોલી. રસિક આ શબ્દો સાંભળી નારાજ થયો, અને કંટાળીને બોલ્યો : " રમાબહેન ! મ્હારા શબ્દો યાદ છે ? "

" હા. " રમાએ પ્રત્યુત્તર આપ્યો.

આ ઠંડા જવાબથી રસિકનું મન દુભાયું. પણ શું કરે ?

રાત પડી, સ્હવાર થયું અને સાંજ પણ પડી. વસંતલાલ જવા તૈયાર થયો, અને નીચે ગાડીમાં સામાન મૂકવા ગયો. રમા, ઓરડામાં રસિકલાલ બેઠો હતો ત્યાં આવી અને બોલી: " રસિકભાઈ ! આવજો. "

" ચાલો હું આવું છું. " એમ કહી ઉદાસ ચ્હેરે રસિક નીચે જવા રમાની સાથે ચાલ્યો. દાદર પાસે સરલા ઉભી હતી. રમાએ ઉતરતાં સરલાને ઉદ્દેશીને કહ્યું : " ગરબાવાળી આવજે ! "

આ સાંભળી રસિક ચમકી ઉઠ્યો અને " ગરબાવાળી કોણ ? " એ પ્રશ્ન પાછો મનમાં ખડો થયો. રમા રસિકનો મનોભાવ સ્હમજી ગઈ અને વળી બોલી : " અલી ગરબાવાળી ! આવજે. બોલ તો ખરી ! "

" હા, આવજો. " સરલા બોલી. આ છેલ્લા શબ્દો રસિકને મધુર લાગ્યા. પણ રમા તરત જ " રસિકભાઈ ચાલો " એમ કહેતી નીચે ઉતરવા મંડી. રસિક પણ ઉતર્યો. ઘોડાગાડીમાં બેસી બધાં સ્ટેશને આવ્યાં. તરત જ ગાડી આવી. વસંતલાલ અને રમા ગાડીમાં બેસી ગયાં. થોડીવાર વાતચીત કરી ત્યાં સીટી વાગી અને ગાડી ઉપડી. ગાડી ઉપડતાં જ " રસિકભાઈ ! આવજો. " એમ કહેતી રમા બોલી: " કેમ ગરબાવાળી મળીને ? "

આ શબ્દો સાંભળી રસિક મનમાં બબડી ઉઠયો : " ત્યારે શું સરલા એ જ ગરબાવાળી ! " તેણે ચાલવા માંડયું.

ઘેર આવ્યો. સરલા ઓરડામાં બેસી " સુન્દરીસુબોધ " વાંચતી હતી. કપડાં ઉતારી રસિક ત્યાં આવ્યો અને બોલ્યો: " ગરબા-વાળી તું જ કે ? "

" ત્હમે ઓળખતા નથી ? " હસતાં હસતાં સરલા બોલી.

" હું તો ગરબાવાળીના મધુરા સ્વરને ઓળખતો હતો, ત્હને નહીં. પણ રમાબ્હેને ઓળખાવી કે આ જ ઠગારી ' ગરબાવાળી ! ' " એમ કહી આનન્દમાં રસિકે સરલાના ગાલ ઉપર ચીમટી લીધી.

" હું ઠગારી ? " સરલાની આંખો નાચી રહી હતી.

" હા, હા. તું જ ઠગારી મ્હારી ગરબાવાળી ! "

સમય જતાં શીરીનમાં આશક બનેલું દિલ શીરીનને ભૂલી ગયું; અને 'ગરબાવાળી' પાછળ ઘેલું બની તે મળતાં તેનામાં ગુલતાન થઈ રહ્યું !

આ પછી રમા જ્યારે રસિકને મળતી ત્યારે તેને ખીજવતીઃ "કેમ રસિકભાઈ, જોયું કે ' ગરબાવાળી ' નું જાદુ ! "



# વીસમી સદીની શકુન્તલા.

( અનુવાદકઃ—રા. રા. વૈકુંઠલાલ શ્ર. પતરાવ ઠાકોર, બી. એ.)



યમુના અને કમળા બે સખીઓ હતી. યમુનાનું લગ્ન થઈ ગયું હતું, પરંતુ કમળા હજુ અવિવાહિત હતી. યમુનાનો પતિ ઘણો જ લાયક તેમ જ પૈસે ટકે સુખી હતો. યમુનાનું સાસરૂં અને પિયર એક જ ગામમાં હતાં. બન્ને બ્હેનપણીઓ ન્હાનપણથી આજ સુધી સાથે રહેલી, અને તેમને શિક્ષણ પણ એક જ જગોએ મળેલું. બન્નેની ઉમ્મર લગભગ સોળ સત્તર વર્ષની હતી. જેવું રૂપ સુંદર તેવો તેમનો સ્વભાવ પણ ઘણો સરળ અને સુશીલ હતો.

યમુનાને મળવા સારૂ કમળા ઘણુંખરૂં દરરોજ તેને ઘેર જતી. આજે પણ તે રોજના નિયમ મુજબ ગઈ હતી. બન્ને જણ બેઠાં બેઠાં કંઈ આડી તેડી વાતો કરતાં હતાં.

કમળા—યમુબ્હેન, તમારા પતિ પેલા 'પ્રમોદ' માસિકના સંપાદકને ઓળખે છે ?

યમુના—હા, ઓળખે છે એટલું જ નહીં પણ કોઈ કોઈવાર તેઓ લેખ પણ લખી મોકલે છે.

આ સાંભળી કમળાના ગૌર વદન પર શરમના શેરડા પડયા, અને શરમાતી શરમાતી બોલી, " પણ બ્હેન, ગંગાધરપંત તમારે ઘેર આવે છે ખરા ? "

યમુના ( હસીને )—કેમ કાંઈ આજે આટલી બધી ચોકસાઈ કરવા માંડી છે ? તારે તેનું કામ છે કે શું ?

કમળા ( શરમીંદી થઈને )—તેમના લેખ બહુ જ સુંદર આવે છે. મને એમ થાય છે કે એમને એક વાર જોઉં.

આ સાંભળી યમુના હસતી હસતી બોલી, " ત્યારે તેમના સુંદર લેખો વાંચી તારે તેમની સાથે સ્વયંવર કરવો છે કે શું ? ફક્ત લેખો જોઈ તું આટલી મોહ પામી તો તેમનાં પ્રત્યક્ષ દર્શન થશે ત્યારે તો કોણ જાણે તારી શી અવસ્થા થશે ! "

"એમ નહીં, યમુનાબ્હેન." કમળા બોલી, "એવા માણુસને આપણે ઓળખીએ તો ઠીક એમ મારા મનમાં થાય છે. તેઓ જ્યારે અહીં આવે ત્યારે મને બોલાવજે."

"હવે સમજી-સમજી ! પણ બ્હેન, તું પૂરો વિચાર કર. તેઓ તારો સ્વીકાર કરે તો તો ઠીક, અને તેમ નહીં થાય તો તારૂં હૃદય ચીરાશે અને પરિણામ માઠું આવશે."

યમુના વિનોદી હતી. કમળા પણ કાંઈ કમી નહોતી. તે બોલી, "બ્હેન, મરવું તે કાંઈ સ્હેલ વાત છે ?"

કમળાનું મન ગંગાધરપંત તરફ આકર્ષાયું હતું. તેણે પોતાના મનની વાત યમુનાને કહી. બન્ને જણીઓ અબળા હોવાથી તેમનાથી કાંઈ પગલું ભરી શકાય નહીં એ વિચારથી આવા કામમાં પ્રભાકર-પંત-યમુનાના સ્વામીની સહાય લેવી એમ નક્કી કર્યું. થોડીવાર પછી પ્રફુલ્લિત અંતઃકરણથી કમળા પોતાને ઘેર ગઈ.

( ૨ )

તે જ દિવસે સંધ્યાકાળે યમુનાએ પ્રભાકરપંતને, 'પ્રમોદ' માસિકના સંપાદક તેમના ઇષ્ટમિત્ર છે કે નહીં તે પૂછ્યું.

પ્રભાકરપંત બોલ્યા, "વાહ! તેની સાથે તો મારે ઘણાં વર્ષનો સ્નેહ છે."

"ઠીક, પણ ગંગાધરપંતનું લગ્ન થયું છે કે નહીં ?"

"ના. કેમ વારૂ ? તારા સગાની કોઈ છોકરી તેમની સાથે પરણાવવી છે કે શું ?"

યમુના હસીને બોલી, "હા, એમ કાંઈક છે ખરૂં."

પ્રભાકરપંતે ઉત્કંઠાથી પૂછ્યું, "ગંગાધરપંતને શોધતી હોય એવી કઈ છોકરી છે ?"

"તે તો પછીથી કહીશ. વારૂ, એ તો ઠીક, પણ આ કામમાં તમારે મને મદદ કરવી પડશે."

પ્રભાકરપંત આશ્ચર્ય પામી બોલ્યા, "મદદ ! એ શું ? વળી મારે તે શું કરવાનું ?"

યમુનાએ કમળાની સઘળી હકીકત કહી, અને બોલી, "બીજું તો કાંઈ નહીં પણ પ્રથમ તમે વાતમાં ને વાતમાં તેમને કેવી સ્ત્રી સાથે લગ્ન કરવાં છે તે કઢાવી જુઓ, અને પછી હું કહું તેમ કરજો. બોલો, કબૂલ છે ?"

પ્રભાકરપંત—હા, કબૂલ છે.

યમુના (હસતી હસતી)—ત્યારે આજે જ એ કાર્યનો આરંભ કરો.

પ્રભાકરપંત ( હસીને )—પણ આ કામ બદલ મને બક્ષિસ શું મળશે વારૂ?

" બક્ષિસ તો કાંઈ મળનાર નથી. એ તો તમારી વ્હાલી યમુના ખાતર કરવું જ પડશે." એટલું બોલી ગાલમાં હસતી યમુના ત્યાંથી અંદર ચાલી ગઈ.

( ૩ )

બીજે દિવસે પ્રભાકરપંતે ગંગાધરપંતને પોતાને ઘેર જમવા સારૂ બોલાવ્યા. બન્ને જણ જમી પરવારી અંતઃપુરમાં બેઠા હતા. ધીમે ધીમે વાર્તાલાપ ચાલી રહ્યો હતો. જોડેની ઓરડીમાં કમળા અને યમુના તેમની વાતો સાંભળતી ઉભી હતી.

પ્રભાકરપંત—અરે, ગંગાધર, તું તે કેવો માણુસ છે? લગ્ન નહીં કરવાની તેં તે કાંઈ પ્રતિજ્ઞા લીધી છે કે શું?

ગંગાધરપંત—ભીષ્મની માફક પ્રતિજ્ઞા કર્યા જેવું મારે સંકટ નથી. લગ્ન કરવું તો છે, પણ તેવી સ્ત્રી કયાં છે?

પ્રભાકરપંત ( ખડખડ હસીને )—આ વિસ્તીર્ણ મુલકમાં તારે લગ્ન કરવા લાયક એકે સ્ત્રી નથી? એ તો ભાઈ, મોટી આશ્ચર્યની વાત!

ગંગાધરપંત ( થોડું હાસ્ય કરી )– છોકરીઓ તો પુષ્કળ છે; પણ તને ખરૂં કહું? પ્રભાકર, મને મનગમતી છોકરી એક પણ મારી નજરે પડતી નથી.

પ્રભાકરપંત—મનગમતી તે કેવી? તું મોટો વિદ્વાન, બુદ્ધિમાન, પંડિત છે; એક શ્રેષ્ઠ માસિકનો પ્રખ્યાત સંપાદક છે; પ્રતિભાશાળી લેખક છે; એ સઘળું ખરૂં, પણ આ મહારાષ્ટ્રમાં તારે યોગ્ય સ્ત્રી એકે નથી એ વાત મારે તો ગળે ઉતરતી નથી. તારો ગર્વ અસ્થાને છે. અરે, હમણાં મેટ્રિક તો શું પણ બી. એ. થયેલી છોકરી પણ મળવી અશકય નથી.

અંગપર રોમભાવ પ્રકટ કરી ગંગાધરપંત બોલ્યા–"બાપરે! પરીક્ષા પાસ કરેલી છોકરી! એ તો સર્પના જેવી ખુનસવાળી, વ્યાઘ્ર જેવી ભયંકર, બાણુ જેવી તીક્ષ્ણ, ગદા જેવી જડ અને પ્રાણઘાતક જ સમજવી. ગર્વથી તે એટલી બધી ફુલી ગયેલી હોય છે કે તેને મન સ્વર્ગ પહોંચવું પણ ક્ષણભર દૂર નથી હોતું."

પ્રભાકરપંતની સ્ત્રીએ પરીક્ષાઓ પાસ કરી હતી. તે આવેશથી બોલ્યા, " ગર્વિષ્ઠપણાનો સઘળો ભાર પાસ થયેલી છોકરીઓએ ઉંચકી લીધો છે, અને પાસ થયેલા છોકરાઓ તો સઘળા જાણે વિનય અને નમ્રતાના અવતાર જ ! એમ કની ?"

ગંગાધરપંત હસીને બોલ્યા—" એમ નહીં. પ્રભાકર, છોકરાઓનો ગર્વ સહન કરી શકાય તેમ હોય છે, પણ છોકરીઓનો તો નહીં જ. એક સંસ્કૃત કવિએ યોગ્ય રીતે કહ્યું છે કે, **अबला यत्र प्रबला... नहि नहि तत्र धनाशा, जीवित आशापि दुर्लभा भवति ।** અરે, સ્ત્રીઓના અભિમાનની કલ્પના સુદ્ધાં ન થઈ શકે !"

પ્રભાકરપંત—" વારૂ, પાસ થયેલી છોકરી બાજુએ મુકીએ, પણ પરીક્ષા પસાર ન કરી હોય અને સુશિક્ષિત હોય તેવી છોકરીઓનો પણ આજકાલ તોટો કયાં છે ?"

ગંગાધરપંત—" અરે, એ વળી પેલીથી પણ વધુ ભયંકર ! તે તો વળી એમ જ સમજવાની કે મેં કોઈ પરીક્ષા પાસ નથી કરી તોપણ હું કેવી વિદ્વાન્ છું ! સારાંશ, કહેવાનું માત્ર એટલું છે કે સ્ત્રીશિક્ષણ સંબંધી મારા વિચાર ઘણા પ્રતિકૂળ છે. શિક્ષણના યોગથી તેના મન પર એક પ્રકારની અસ્વાભાવિક ઉજ્વલતા આવે છે એ વાત ખરી, પણ કોમળતા નહીં. એટલે સ્ત્રીઓનો સ્વભાવ કઠોર થવાનો. એવા લશ્કરી શિક્ષણને સાષ્ટાંગ નમસ્કાર હો !"

પ્રભાકરપંતે નિરાશાથી કહ્યું,—" જ્યારે તને સુશિક્ષિત છોકરી પસંદ નથી તો એકાદ મૂર્ખ, અભણ એવી નાનીશી છોકરી જો અને તેની સાથે લગ્ન કર. એવી છોકરીઓથી તો આપણું મહારાષ્ટ્ર ભરપૂર છે !"

ગંગાધરપંતે હસતાં હસતાં જવાબ આપ્યો,—" અરે, રામ ! માનું દૂધ તો મ્હોંપરથી ઉડ્યું ન હોય એવી બાલિકા સાથે લગ્ન કર્યું શા કામનું ? એવી ધૂળમાં રમતી છોકરી મારે શા કામમાં આવે ? અરે, એવી તો વાત જ ન કરવી. પ્રસંગ આવે પરીક્ષા પાસ કરેલી છોકરીનો ગર્વ સહન કરી શકું, પણ આવીનો બડબડાટ તો પત ન જ થાય."

પ્રભાકરપંત હવે તદ્દન નિરાશ થઈ ગયા. તે બોલ્યા, " ત્યારે હવે તો તારા નશિબમાં આખો જન્મારો અવિવાહિત રહેવાનું જ લખ્યું હોય એમ લાગે છે ! વારૂ, હવે તું જ બોલ, જોઉં તારે મનપસંદ સ્ત્રી તે

જેવી ? તારૂં ધ્યેય–Ideal–કલ્પેલું ઉત્તમ રૂપ–કેવું છે તે તો હું સાંભળું !"

ગંગાધરપંત હસ્યા ને બોલ્યા, "ધ્યેય તો છે જ. ધ્યેય સિવાય મનુષ્ય જીવી કેમ શકે ? આ જગત્‌માં શ્રેષ્ઠ કવિવરોએ જે પરિપૂર્ણ ભાવના આલેખેલી છે તે જ મારૂં ધ્યેય છે."

પ્રભાકરપંત (આશ્ચર્યતાથી)—"હં ! જોજે રખે ચૂકતો હઇશ ! વારૂ, તારૂં ધ્યેય તો સંભળાવ !"

ગંગાધરપંત–"આ આપણા આર્યાવર્તનો શ્રેષ્ઠ કવિ કાલિદાસ એ તું માન્ય રાખે છે ને ?"

"હા."

"વારૂ, યૂરોપખંડનો શ્રેષ્ઠ કવિ શેક્સપિયર, એ કબૂલ ?"

"હા."

"આ કવિઓએ પોતાના ગ્રંથોમાં સ્ત્રીધર્મોના કોનાં ચિત્રો વિશેષ ઉજ્જ્વલ આલેખેલાં છે ?"

"એ વિષે પુષ્કળ મતભેદ છે. તારો અભિપ્રાય શો છે તે તું કહે."

"મારો એવો મત છે કે કાલિદાસની શકુન્તલા અને શેક્સપિયરની મિરેન્ડા એ બે નારીધર્મના ઉત્તમ નમુના છે. તેમની સ્વભાવઘટના પ્રકૃતિસિદ્ધ જ્ઞાનથી અને પ્રેમથી આભૂષિત થયેલી છે. તેમનામાં કૃત્રિમતા લેશ માત્ર નથી. વયની સાથે તેમના સ્વભાવનું પરિપોષણ પણ સ્વાભાવિક રીતિથી થતું દીસે છે. તેમના સ્વભાવને અસ્વાભાવિક કૃત્રિમતાની ગંધનો છાંટોય લાગ્યો નથી. એવા પ્રકારની છોકરી મળશે તો જ હું લગ્ન કરીશ, નહીં તો નહીં."

પ્રભાકરપંત—"ગંગાધર ! તું શું બોલે છે ? શકુન્તલા કે મિરેન્ડા કોઈ કાળે હતી કે નહીં એ કોને માલૂમ છે ? અરે, એ તો કવિલોકની કલ્પના ! તમને કવિલોકોને તમારી કાલ્પનિક નાયિકા સાથે પ્રેમાલાપ કરવા સિવાય બીજું સુજતું જ નથી. તારી આવી સ્થિતિમાં મને તો એમ લાગે છે કે તારે ગળે એકાદ મૂર્ખ અશિક્ષિત છોકરી વળગશે અને તેને શોધવા સારૂ તારે અરણ્યમાં જવું પડશે !"

ગંગાધરપંત—"શકુન્તલા, મિરેન્ડા વગેરેના સ્વભાવમાં જેમ કપટ લવલેશ નહતું તેમ સૌંદર્યમાં તેઓ અદ્વિતીય હતી."

પાસેના ઓરડામાં ઉભી રહેલી કમળા અને યમુના આ ઘડીએ દ્વાર હળવેથી વાસીને ધીમે ધીમે હસતી અંદર ગઈ.

પ્રભાકરપંત—"ઠીક મજા છે! તું ઇતિહાસની પુનરાવૃત્તિ કરીશ એમ લાગે છે! વારૂ, તારે સારૂ કન્યા શોધી કાઢવાનું હું માથે લઉં છું. આખા મહારાષ્ટ્રમાં એકાદી શકુન્તલા તને વરમાળા પહેરાવવા તૈયાર છે કે નહીં એ જોઉં તો ખરો!"

ગંગાધરપંત હસ્યા ને બોલ્યા, "વારૂ, પ્રયત્ન તો કર. પછી તો મારૂં નશીબ."

કમળાને એક બાજુએ લઈ જઈ યમુના બોલી, "કેમ? 'પ્રમોદ' માસિકના સંપાદક કેવા લાગે છે?"

કમળા—"સંપાદક કાંઈ અજ્ઞાન નથી; માત્ર "રોમેન્ટિક" છે; અને એ સ્થિતિ લાંબો વખત નહીં ટકે. કલ્પનાસૃષ્ટિમાં રમનારા લોકની ઘટના પર એકાદ ઘા પડશે કે સઘળી ભાવનાઓ નાશ પામશે. તે વેળા જો કોઈ યોગ્ય મનુષ્યની સંગત હોય તો ઠીક, નહીં તો નિરાશાથી ઉત્પન્ન થયેલી અવસ્થામાં તેમની દશા દુઃખદાયક થશે. મને એમની દયા આવે છે."

યમુના (હસીને)—"કેમ દયા આવે છે વારૂ? અત્યારથી આટલી બધી લાગણી ક્યાંથી? ત્યારે તો તારી મને દયા આવે છે! કહે, ત્યારે લગ્ન ઠેરવીએ?"

કમળાના મુખપર લજ્જા અને તે સાથે મુંઝવણની છાયા છવાઈ રહી. એક દીર્ઘ નિશ્વાસ નાંખી તે બોલી, "યમુબહેન, એ તે કાંઈ શક્ય છે? હું નથી શકુન્તલા કે નથી મિરેન્ડા—"

યમુના તેને જોરથી હલાવી હસીને બોલી, "અરે, તેમાં રડવા શું બેઠી!"

બન્ને જણ હસ્યાં. એમ કેટલોક વખત ગયો. થોડીવારે યમુના બોલી, "તને શકુન્તલા બનતાં નહી આવડે?"

કમળા (ગંભીરતાથી)—"આવતા જન્મમાં શકુન્તલા થવા સારૂ હવે પછી મારે તપશ્ચર્યા કરવી પડશે."

યમુના—"ઠીક. આવતા જન્મમાં શકુન્તલા બનવા તું તપ કર, અને હું એકાદ મૂર્ખ અને જડ એવી છોકરી શોધી તેને ગંગાધરપંતની ગૃહલક્ષ્મી બનાવું. આજે જ દશબાર માણસોને આખા મહારાષ્ટ્રમાં એવી કન્યા શોધવા મોકલું છું. પછી જો, શું થાય છે."

કમળા નીચે મ્હોંડે બોલી, "યમુબહેન, મને એ શું કરવા કહે છે! તને જેમ ઠીક લાગે તેમ કર."

યમુના (હસતી હસતી)—"આહાહા! ભગ્નપ્રણયિની વિરહિણી! આ શું! બહેન, આટલી બધી તું શાથી બ્હીએ છે? મૂર્ખ સ્ત્રીના સહવાસથી ગંગાધરપંત કંટાળી જશે એટલે આપોઆપ તારી સાથે લગ્ન કરવા તૈયાર થશે."

કમળા:—"નહીં બ્હેન નહીં. એ પત્નીનો શ્રાપ કોણ માથે લે?"

યમુના—"બહુ સારૂં. તું આવતા જન્મ સુધી રાહ જો. હું ગંગાધરપંતને આજ જન્મમાં એને મનગમતી સ્ત્રી મેળવી આપું છું."

(૫)

એક દિવસ પ્રભાકરપંત ગંગાધરપંતને ઘેર ગયા અને કહ્યું, "ગંગાધર, હવે શું કરવું? દશવીશ આસામી આખા મહારાષ્ટ્રમાં જઈ આવ્યા, પણ તારે યોગ્ય એવી કોઈ શકુન્તલા મળી નહીં."

ગંગાધરપંત કપાળે હાથ અરાડી હસતા હસતા બોલ્યા, "મારૂં નસીબ!"

પ્રભાકરપંત—"જો ગંગાધર, હવે આ ગાંડપણ છોડી દે. મારી સ્ત્રીની ઓળખાણવાળી એક કન્યા છે. એનું નામ કમળા. તેનો ચ્હેરો કમળ જેવો સુંદર છે. તે ઘણી બુદ્ધિમાન, સુશિક્ષિત અને તે સાથે ઘરકામમાં પણ હોંશિયાર છે. તારા લેખો વાંચ્યા પછી તારી સાથે લગ્ન કરવાની તેની ઘણી ઇચ્છા છે. જો, તું કબૂલ થતો હોય તો તેની સાથે હમણાં જ લગ્ન ઠેરવી આપું."

ગંગાધરપંત માથું ધુણાવી બોલ્યા, "અશક્ય! લખવા વાંચવામાં નિપુણ અને વળી બુદ્ધિમાન્ ગૃહિણી તરફથી મને કદાપિ સુખ મળનારૂં નથી. ભણેલી સ્ત્રીને કામકાજ કરવું ઘણું મુશ્કેલ લાગે છે. આખો દિવસ પોતાના ધણી સામે ખુરશીપર બેસી રહેવું એજ તેનું કર્તવ્ય એવું તે સમજે છે. તેને ગુસ્સો ચઢતાં વાર લાગતી નથી. એવી પત્ની તરફથી સુખની અપેક્ષા રાખવી એ વ્યર્થ છે."

પ્રભાકરપંત ગુસ્સાથી બોલ્યા, "ત્યારે તું કોઈ મૂર્ખ રખડતી છોકરી સાથે કેમ લગ્ન કરતો નથી?"

ગંગાધરપંત (હસીને)—"તું ભૂલે છે, પ્રભાકર! જ્યારે ત્યારે તું મને મૂર્ખ છોકરી સાથે લગ્ન કરવાનું સંભળાવ્યે છે, પણ તેમ શી

રીતે બને ? મ્હારૂં કહેવું એમ છે કે જેની બુદ્ધિનો વિકાસ સ્વાભાવિક રીતે થયો હોય એવી સુંદરી સાથે લગ્ન કરવું શ્રેયસ્કર છે."

"વારૂ, ત્યારે તારૂં આ ધ્યેય તારા હૃદયમાં ચોંટાડી રાખ. હું તો જાઉં છું." એટલું બોલી પ્રભાકરપંત ઓરડા બહાર નીકળી રસ્તે પડયા.

થોડીવાર પછી પ્રભાકરપંત હાથમાં એક ચિટ્ઠી લઈ ફરીથી ઓરડામાં આવ્યા, તેથી ગંગાધરપંતે પૂછ્યું–"કેમ પ્રભાકર, આટલી વારમાં પાછો ક્યાંથી ?"

પ્રભાકરપંત ઉલ્લાસથી બોલ્યાઃ–"આ જો તારૂં Ideal–ધ્યેય–સિદ્ધ થતું જણાય છે. મારી સ્ત્રીએ આ પત્ર આ ચાકરડી સાથે મોકલી તને તુરત મળી આવવા સંદેશો કહાવ્યો છે. એ બાઈ શું કહે છે તે સાંભળ."

તેણે જે હકીકત કહી તેનો ભાવાર્થ આ હતો. છોકરીનો બાપ રેંઇજ ફોરેસ્ટ ઓફિસર છે. તેનો બધો વખત જંગલમાં જ પસાર થયો છે. જંગલમાં શકુન્તલા નામની એક કન્યા જન્મી. તેની ઉમ્મર લગભગ સત્તર વર્ષની છે. આટલી ઉમ્મર સુધીમાં તેણે ફક્ત બે વાર શહેરમાં પગ મૂક્યો હશે–અને તે પણ છેક ન્હાનપણમાં. તેનો આખો વખત નિર્જન અરણ્યમાં હરણ અને મોર સાથે ખેલવામાં જાય છે. કોળી અને ભીલ વગેરે રાની લોકોની કન્યાઓ તેની સખીઓ છે. છોકરીને લખતાં વાંચતાં આવડે છે, પણ તે ઘણું જ થોડું. ફક્ત અક્ષરો ઓળખી શકે. તેનું સૌંદર્ય અપ્રતિમ છે. તેની સરળતા જોઈએ છીએ ત્યારે એમ થાય છે કે તે આ લોકની નહીં પણ ખરેખર સ્વર્ગની પૂતળી હશે !

આ સઘળું સાંભળી પ્રભાકરપંત બોલ્યા–"**A veritable Shak.untala is she**–આ વર્ણન મુજબ તો તે વીસમી સદીની પ્રત્યક્ષ શકુન્તલા જ હોય એમ લાગે છે. ગંગાધર, તું શું ધારે છે ?"

ગંગાધરપંતના મ્હોંપર સ્મિત ફરકવા લાગ્યું: "ખરેખર, કરેલું વર્ણન સાચું હોય તો મોટા સંતોષની વાત છે."

પ્રભાકરપંત બગાસું ખાઈ ઉઠયા અને બોલ્યા, "**શુભસ્ય શીઘ્રં.** બાઈ, એ છોકરીના બાપને કહો કે તેને જોવા અમે કાલે સવારે આવીશું."

( ૬ )

ગંગાધરપંતે શકુન્તલા જોઈ, પસંદ કરી, લગ્ન કર્યું, અને તેને સાથે લઈ ઘેર આવ્યા.

શકુન્તલા ખરેખર, અપ્રતિમ સુંદર હતી. તેનો સ્વભાવ ઘણો શાન્ત હતો. તરૂણ વય, ભરાઉ ચહેરો, હસતી વેળા તેના ગાલમાં પડતા ખાડાઃ આ સઘળું જોઈ ગંગાધરપંત તો આનંદસાગરમાં નિમગ્ન થયા. તેનું અંતઃકરણ પણ અતિશય નિર્મલ અને સરળ હતું.

પુરાણકાળની શકુન્તલાનું તેના લગ્ન પછી નામ બદલ્યાનું કોઈ પણ ઠેકાણે લખ્યું ન હોવાથી ગંગાધરપંતે પોતાની શકુન્તલાનું નામ પણ ન બદલ્યું.

શકુન્તલાને ઘેર લાવ્યા પછી ગંગાધરપંતે પોતાનું આખું ઘર તેને બતાવ્યું. આશ્રમમાં ઉછરેલી ઋષિકન્યા પ્રમાણે જ શકુન્તલા પણ મહેનતુ, કામકાજ કરવામાં હોંશિઆર અને સેવાપરાયણ છે, એવી ગંગાધરપંતને ખાત્રી થઈ. બપોરે શકુન્તલાના હાથે બનાવેલી રસોઈ જમી પરવાર્યા પછી ગંગાધરપંત બોલ્યા, " શકુન્તલા, હવે હું ઓફિસ જાઉં છું. "

પોતાની બન્ને સુંદર આંખો ગંગાધરપંતના મ્હોં તરફ ફેરવી શકુન્તલા બોલી, " ગંગાધરપંત, તમે એકલા જ ઓફિસે જશો ? હું પણ તમારી સાથે આવીશ. "

ગંગાધરપંતને ઘણી નવાઈ લાગી. તે બોલ્યા, " શકુન્તલા, ઓફિસે આવીને તું શું કરીશ ? "

ગંગાધરપંત સામું જોઈ શકુન્તલા બોલી, " કેમ ? ત્યાં હરણ ને મોર લાવીશ અને તેમની સાથે તાળીઓ પાડી નાચીશ. "

પુરાણકાળની શકુન્તલાના જેવી જ આ શકુન્તલાની કાવ્યમય સરળતા જોઈ ગંગાધરપંત ક્ષણભર ઉલ્લાસમાં ગરકાવ થઈ ગયા. તે હસતા હસતા બોલ્યા, " અમારી ઓફિસમાં નથી હરણ કે નથી મોર."

શકુન્તલા આશ્ચર્યથી બોલી, "શું હરણે નહીં અને મોરે નહીં ? વારૂ, ત્યારે હું ત્યાં બેસી ફુલની માળા ગૂંથીશ ને તમારી ઓફિસના માણસોની છોકરીઓ સાથે સંતાકુકડી રમીશ. "

ગંગાધરપંત ( હસતાં હસતાં )—" શકુન્તલા, અમારી ઓફિસમાં એવું કાંઈ નથી. ફુલ નથી અને ફુલ જેવી સુકોમળ છોકરીઓ પણ નથી. "

શકુન્તલા ગંગાધરપંત તરફ આતુરતાથી જોઈ બોલી, “ એવું કાંઈ જ નથી ? તો ત્યાં છે શું ? ”

ગંગાધરપંત—“ તારા પિતાની જંગલમાં ઓફિસ તો તે જોઈ છે ને શકુન્તલા ! આ ઓફિસ પત્થરકામથી બાંધેલી અને તેમાં ફક્ત કાગળપત્રો જ; અને છોકરીઓને બદલે સઘળા દાઢી મૂછવાળા પુરૂષો હોય છે. ”

શકુન્તલા—“ એમ કે ? વારૂ, પણ ગંગાધરપંત, ત્યાં પત્થરનાં ઘર બાંધેલાં છે ? પણ એમ શા સારૂ બાંધ્યાં હશે ? ઝાડની નીચે ઓફિસ કેમ ન કરી ? અને છોકરીઓ કેમ નથી ? ”

ગંગાધરપંતનું અંતઃકરણ આથી સ્હેજ ખિન્ન થયું. મૂર્ખ જેવી આવું શું બોલતી હશે ? વખતે સરળ હૃદયને લીધે આમ પૂછતી હોય તો કોણ જાણે એમ મનમાં આણી મહા મહેનતે મ્હોં હસતું રાખી તે બોલ્યા, “ શકુન્તલા, તું એમ કેમ બોલે છે ? ”

શકુન્તલા ( હસતી )—“ તમારા મનમાં શું છે તે હું જાણું છું. હું બરોબર સમજું છું ગંગાધરપંત ! ”

ગંગાધરપંત—“ કહે, શું સમજી ? ”

શકુન્તલા—“ કહું ? આ ગામને પુના કહે છે, કેમ ? ”

ગંગાધરપંત—“બરોબર. અહીં ઘરો હોય છે, ઝાડ નહીં. જ્યાં ઘર ત્યાં ઝાડ નહીં, એમ જ કની શકુન્તલા ? ”

ગંગાધરપંતના મ્હોં સામું જોઈ શકુન્તલા બોલી, “હા, એમજ.”

શકુન્તલા ઘણી જ ભલી છે. પોતે ઓફિસે જશે પછી એનો વખત કેમ પસાર થશે તેની ગંગાધરપંતને મોટી ફિકર થઈ પડી. તે બોલ્યા, “ શકુન્તલા, હવે તો હું ઓફિસે જાઉં છું. તું અહીં જ રહેજે. કેમ રહીશ કે ? ”

મ્હોં ચઢાવી શકુન્તલા બોલી, “ ના, હું તો તમારી સાથે જ આવીશ. ત્યાં હું ગુપચુપ બેસીશ, કાંઈ ગરબડ નહીં કરૂં. બસ ને ?”

તેને સમજાવવાને ગંગાધરપંત બોલ્યા, “ શકુન્તલા, આવું શું બોલે છે ? તું બાઈ માણુસ રહી ! તારૂં કામ ઓફિસમાં જવાનું નથી.”

શકુન્તલા આગ્રહ કરી બોલી—“ એમ કેમ, ગંગાધરપંત ! હું ઓફિસે આવું તેમાં શું થઈ ગયું ? બાપાજીની ઓફિસમાં તો હું હમેશ જઈ બેસતી. ”

ગંગાધરપંત—" એ ખરૂં, પણ તે ઓફિસ તો જંગલમાં હતી, અને તે વેળા તું નાની કન્યારૂપમાં હતી. અમારા આ શહેરમાં સ્ત્રી-જાત પોતાના પતિ સાથે કદાપિ ઓફિસે જતી નથી."

ગંગાધરપંત સામું ટગર ટગર જોતી શકુન્તલા બોલી, " કેમ જતી નથી ?"

ગંગાધરપંત મોટા સંકટમાં પડયા. અરેરે ! આ અનભિજ્ઞ સ્ત્રીને સંસારની—સમાજની કુટિલ નીતિની માહિતી શી રીતે આપવી? તે બોલ્યા, " શકુન્તલા, અમારા ગામમાં સ્ત્રીઓને પુરૂષોની ઓફિસ-માં જવાનો રિવાજ નથી. સ્ત્રીઓએ તો પુરૂષોની લાજ કાઢવી જોઈએ —પુરૂષોથી અલગ રહેવું જોઈએ."

શકુન્તલા અસ્વસ્થ ચિત્તથી બોલી, " તો તમારી લાજ મારે શા સારૂ ન કાઢવી ? હું તમારી સામે કેમ આવી શકું છું ?"

ગંગાધરપંત—" તેમાં શું થયું ? જે આપણા ઘણા નજીકના સગા હોય તેમની લાજ કાઢવાનું કારણ નથી. હું કે તારા પિતા તેમની સામે આવવા જવામાં કાંઈ હરકત નહીં. પારકા લોક સામે માત્ર ન જવું. જે આપણા ઓળખીતા હોય તેમની પાસે જવા આવવામાં કંઈ દોષ નથી."

શકુન્તલાએ ડોકું હલાવ્યું.

ગંગાધરપંત—" ત્યારે હવે તો ઓફિસે જાઉં કેની ?"

શકુન્તલા—" ભલે જાઓ, પણ વ્હેલા પાછા ફરજો. મને એકલીને ઘણી બ્હિક લાગે છે. અમારા ગામનો જાદુગર એવું કહેતો કે જ્યાં બારી બારણાં હોય ત્યાં થઈને રાક્ષસ આવે, અને ઝાડ હોય ત્યાં ભૂત રહે. અહીં ઝાડ નથી, પણ બારીઓ તો છે ને !"

ગંગાધરપંત (હસીને)—" અમારા આ પૂના શહેરમાં ભૂતે નથી ને રાક્ષસે નથી. અહીં કોઈ પણ રીતની બીક નથી. તું સુખેથી નિર્ભયપણે રહે."

શકુન્તલા મોટે સ્વરે બોલી—" મેં જાતે ભૂત જોયું છે. અમારા જંગલમાં એકવાર ભૂત આવ્યું હતું. પણ તેની પાછળ જેવો પેલો જાદુગર પડયો તેવું જ તે ક્યાંય પલાયનમઃ કરી ગયું. વારૂ, અહીં તો ભૂત નથી ને ? ભલે, ત્યારે જાઓ. હું બ્હીશ નહીં હોં, ગંગાધરપંત !"

ગંગાધરપંત—"જો, શકુન્તલા! તું મને ગંગાધરપંત એમ નામથી કેમ બોલાવે છે?"

શકુન્તલા આશ્ચર્યચકિત થઈ બોલી—"કેમ વારૂ? તમને ગંગાધરપંત નામથી હાંક મારૂં એ શું ખોટું છે? બાપાજી કહેતા કે સભ્ય ગૃહસ્થને બોલાવતી વખતે તેમને કાં તો "પંત" અગર "રાવ" એવી રીતે બોલાવવા."

"બરોબર, સભ્ય ગૃહસ્થને બોલાવતી વેળા તેમ જ કહેવું જોઈએ, પણ તેથી શું મને પણ તેવી જ રીતે બોલાવવો?"

શકુન્તલા અત્યંત આશ્ચર્યથી બોલી—"એટલે! તમે શું સભ્ય ગૃહસ્થ નથી? તમે કાંઈ ક્ષુદ્ર માણસ છો?"

ગંગાધરપંત (હસીને)—"હું તેમ નથી કહેતો. હું તો તારો પતિ થાઉં ને! મારી સાથે તારૂં લગ્ન થયું છે ખરૂં કની?"

શકુન્તલા (ડોકું હલાવી)—"મારી સાથે તમારૂં લગ્ન થયું છે તો તમે મને નામ દઈ કેમ બોલાવો છો?"

ગંગાધરપંત (હસીને)—"તેમાં શું થયું? સ્ત્રીને નામ દઈ ધણી બોલાવે તેનો હરકત નહીં; પણ સ્ત્રીએ તેના પતિને તેવી રીતે નામ દઈ બોલાવવો ન જોઈએ. તારા પિતા તારૂં નામ દઈ તને બોલાવતા, પણ તું તો તેમને "બાપાજી" કે એવા જ ઉપનામથી બોલાવતી. આ પણ લગભગ તેવું જ છે, સમજી?"

શકુન્તલા—"વારૂ ત્યારે તમને પતિ કહું કે પતિપંત (પતિરાય) કહું?"

પતિ કે પતિપંત તેની મિમાંસા શરૂ થતી જોઈ ગંગાધરપંતનું હસવું સમાયું નહીં. મહા મહેનતે હસવું બંધ રાખી તે બોલ્યા, "એમ નહીં. પતિ પણ ન કહેવું અને પતિપંત પણ નહીં. "અરે," "જરા આમ જુઓ તો," "આપ" એવા શબ્દથી આરંભ કરી પછી જે કહેવાનું હોય તો કહેવું. મને નામ દઈ બોલાવવો નહીં."

શકુન્તલા ઘણા આશ્ચર્ય સાથે બોલી, "અરે"–"અરે જરા આમ જુઓ તો"–"સાંભળ્યું કે"–"આપ"–

મહા કષ્ટથી હસવું દાબી રાખી ગંગાધરપંત બોલ્યા, "અરે" "આમ જુવો તો" "સાંભળ્યું કે" "આપ" એ લાંબું લાંબું એક નામ દઈ મને બોલાવીશ નહીં, તેમજ ગંગાધરપંત એ નામથી

પણ મને હાંક મારીશ નહીં. ફક્ત " આપણે " એ શબ્દથી શરૂઆત કરજે. સમજી ? "

શકુન્તલા આમાંનું કાંઈ સમજી છે એમ લાગ્યું નહીં. જડ મનુષ્યની માફક ગંગાધરપંત સામું જોઈ તે બોલી, " ઠીક, સમજી. "

આ સઘળો ખેલ જોઈ ગંગાધરપંત એકંદર રીતે ઉદ્વિગ્ન અંતઃકરણે ઓફિસે ગયા !

( ૭ )

શકુન્તલાની આવી અજાણવૃત્તિ જોઈ ગંગાધરપંતનું મન ખિન્ન થવા લાગ્યું; પરંતુ તે બહારથી પોતાની મુખમુદ્રા પ્રસન્ન રાખવા હંમેશ પ્રયત્ન કરતા.

શકુન્તલાનું સૌન્દર્ય ખરેખર અપ્રતિમ હતું, પણ તે સાથે જ્ઞાનની અને બુદ્ધિવિકાસની મોટી ખામી દેખાતી. તેનું સૌંદર્ય માત્ર જોઈ ગંગાધરપંતના મનનું સમાધાન થતું નહીં. વિદ્યાના અભાવથી તે સૌંદર્ય નિર્જીવ છે એમ તેમને લાગવા માંડયું. તેની સુંદર આંખોમાં તેજનું, અક્કલનું પ્રતિબિંબ સ્પષ્ટપણે નહીં દેખાય તો તેમની પોતાની જીંદગી જડ થતી જશે એમ તેમને લાગ્યું. અરેરે ! એ જો સુશિક્ષિત હોત તો આ જ સૌંદર્ય કેટલું વધુ ઓપ આપત !

દિવસે દિવસે શકુન્તલા સાથે ગંગાધરપંતનું બોલવું ચાલવું કમી થતું ગયું. તે પોતાનો ઘણો વખત ઘર બહાર કાઢવા લાગ્યા. ઘેર આવી તે લખવા વાંચવામાં મશગૂલ થતા. તેમને એમ થતું કે જે પ્રમાણે પોતાના મિત્રમંડળ સાથે તે બહાર સાહિત્યચર્ચા ચલાવતા તે જ પ્રમાણે જો તેમની પત્ની સુશિક્ષિત હોત તો ઘેર પણ તેવી ચર્ચા કરવા તક મળત. શકુન્તલા તો એવી બાબત તેમને કોઈ વખત પૂછતી જ નહીં. તે કવિતા લખતા હોય ત્યારે શકુન્તલા પૂછતી, " તમે આ શું લખો છો ? દૂધવાળીનો હિસાબ ? " ગંગાધરપંત કહેતા કે " આ હિસાબ નથી, કવિતા લખું છું. " ત્યારે શકુન્તલા બીજું કાંઈ ન પૂછતાં મૂર્ખની માફક તેમની સામું જોઈ રહેતી. વળી કોઈવાર પૂછતી, " કોની કવિતા લખો છો ? ઢીંગલા ઢીંગલીનાં લગ્નની ? એવી નકામી ચીજોમાં વખત શા સારૂ ગુમાવો છો ? " " વાર્તા લખું છું " એમ કદાપિ ગંગાધરપંત કહે તો શકુન્તલા પૂછે કે, " કોની વાત ? ચકલા ચકલી, મેનાપોપટ કે ભૂતપિશાચની ? " પોતાની લખેલી વાર્તા તેને ગંગાધર-

પંત વાંચી સંભળાવે તોપણ તેના મનનું સમાધાન થતું દેખાતું નહિ. તે કહેતી, " અંહ, આ તે કાંઈ સારી વાર્તા કહેવાય ! " પત્નીના મ્હોંમાંથી આ પ્રકારના ઉચ્ચાર સાંભળી ગંગાધરપંતનો ઉત્સાહ ઘણો જ મંદ થઈ જતો.

દિનપ્રતિદિન ગંગાધરપંતના મનની સ્થિતિ ઘણી દુઃખદ થવા લાગી. આવા સંસારથી બંને જણને સુખ નહતું. શકુન્તલા અને મિરેન્ડાના સ્વભાવગુણ કાવ્યોમાં જ વાંચવાથી આનંદ મળે છે; એ સ્વભાવ તપોવનમાં જ યોગ્ય છે. વીસમી સદીના જીવનકલહમાં એ સ્થિતિ અનુભવી શકાય એમ નથી—સાધ્ય નથી—એમ સમજી ગંગાધરપંતે પક્કો નિશ્ચય કર્યો કે શકુન્તલાનું મન ખીલવવાના ઉદ્દેશથી તેને રોજ બહાર ફરવા લેઈ જવી, અને ત્યાં તેને બાહ્ય જગતનું થોડું થોડું જ્ઞાન આપવું—અને તે પછી ધીરે ધીરે તેને લખવા વાંચવાનું શીખવવું.

આ વિચારથી તેના મનને એક જાતની તે વેળા તો શાંતિ મળી. સંકલ્પ ક્ર્યા પ્રમાણે વર્તવાને તે જ દિવસે તેમણે શકુન્તલાને કહ્યું—" શકુન્તલા ! ફરવા આવે છે ? "

" ક્યાં ? "

" બંડ ગાર્ડન પાસે. "

" બંડ ગાર્ડન ક્યાં છે ? દૂરના કોઈ ગામમાં ? "

" ના રે, આ પૂના શહેરમાં જ છે. "

" બંડ ગાર્ડન શું છે ? "

" બાગ છે. "

" પૂનામાં બાગ છે જ ક્યાં ? જ્યાં ત્યાં ઘરો છે. તમે મારી મશ્કરી કરો છો, એ શું હું નથી સમજતી ? "

" મશ્કરી નથી કરતો. તું જોઈશ ત્યારે સમજીશ, ચાલ. "

બન્ને જણા ગાડીમાં ફરવા નીકળ્યાં. ગાડી ભર રસ્તાપર ચાલી.

ત્યાં શકુન્તલાની નજરે જે કાંઈ નવું પડતું તે જોઈ મોટેથી તે બોલતી, " અરે, જુઓ, જુઓ ! પેલી ગાડી કેવી સુરસુર કરતી ચાલી ગઈ ! એને તો ઘોડા બોડા કાંઈ નથી ? તે શી રીતે ચાલે છે ? "

" તે યંત્રથી ચાલે છે. "

સાંભળ્યું ન સાંભળ્યું કરી શકુન્તલા ફરીને મોટેથી બોલી, " આ જુઓ, બીજી પણ ચાલી. અરે, જુઓ જુઓ ! "

ગંગાધરપંત—" શકુન્તલા, સાંભળ. આવી રીતે મોટેથી ના બોલ. તારી બૂમો સાંભળી રસ્તે જતા લોકો તારી સામું જુએ છે."

શકુન્તલા—" છો જુએ. ઈશ્વરે તેમને આંખો આપી છે, અને જુએ તેમાં શું?"

ભવાં ચઢાવી ગંગાધરપંત ગુસ્સે થઈ બોલ્યા, " નહીં, નહીં. રસ્તે જતાં મોટેથી બૂમો પાડીશ એ નહીં બને. લોકો સામી આંગળી કરે તેની કાંઈ લાજ આવતી નથી કે શું?"

શકુન્તલા તિરસ્કારપૂર્વક તેમની સામું મ્હોં ચઢાવી બેઠી. બાગ પાસે આવ્યો કે ગંગાધરપંતે કહ્યું, " શકુન્તલા, નીચે ઉતર. હવે આપણે હળવે હળવે ફરતાં જઈએ."

શકુન્તલા ખભા ચઢાવી બોલી, " ના રે, હું તો નહીં ઉતરૂં. ગાડી આગળ કેમ નહીં જાય?"

ગંગાધરપંત—" આપણે અહીં જ ઉતરવું જોઈએ. બાગની અંદર ગાડી ન લઈ જવાય. અહીં કોઈપણ રીતની બ્હીક નથી."

ગંગાધરપંતે હાથનો ટેકો આપી શકુન્તલાને નીચે ઉતારી. નીચે ઉતરતાં લીલોતરી પર પગ પડતાં શકુન્તલા મોટેથી બોલી, " અરે, આ તો ઘાસ. પૂનામાં તો લીલોતરી હોય જ નહીં, તો આ અહીં ક્યાંથી?

ગંગાધરપંત હતાશ થઈ બોલ્યા, " જો, રસ્તાપર તો ગાડી ઘોડા અને લોકોની પુષ્કળ આવજા રહી એટલે ઘાસ ક્યાંથી ઉગે? અહીં એટલો ઘસારો નહીં એટલે લીલોતરી ઉગી રહે છે."

આ પ્રકારના પદાર્થપાઠનું શિક્ષણ ગંગાધરપંતે શકુન્તલાને દરરોજ આપવા માંડયું. પણ તે દિવસથી તેમને ઘણી જ માથાકુટ પડવા લાગી.

## ( ૮ )

ગંગાધરપંતને હવે એક યુક્તિ સૂઝી. તે પ્રભાકરપંત પાસે ગયા, અને તેને કહ્યું કે, " શકુન્તલાને વ્યવહારજ્ઞાન બિલકુલ નથી અને તેને તે જ્ઞાન આપવા જેવી ઘરમાં કોઈ સ્ત્રી નથી. તેથી જો જમુના બહેન દરરોજ કલાક કલાક નમતા પહોરે મારે ઘેર જશે તો તારો ઉપકાર થશે."

પ્રભાકરપંતે તે કબુલ કર્યું, અને યમુનાએ શકુન્તલાને વ્યવહારજ્ઞાન અને લખવા વાંચવાનું શીખવવા સારૂ ગંગાધરપંતને ઘેર રોજ જવા માંડ્યું.

આ અરસામાં ' પ્રમોદ ' માસિક સારૂ કોઈ સ્ત્રી લેખકે લખી મોકલેલી એક સાંસારિક વાર્તા ગંગાધરપંત પાસે આવી. તે વાર્તા ઘણી ઉત્કૃષ્ટ હતી. એક દિવસ ગંગાધરપંત તેનાં પાનાં ઉથલાવી વાંચતા હતા એવામાં શકુન્તલા ત્યાં આવી. તેની સામું જોઈ ગંગાધરપંત બોલ્યા, " શકુન્તલા, પ્રભાકરપંતની પત્ની યમુના તારી પાસે કદિ આવે છે કે ? "

" હા, કોઈ કોઈ વાર આવે છે. "

" તો તેની પાસેથી તું કાંઈ શીખે છે કે નહીં ?"

" કાંઈ નહીં. "

ગંગાધરપંતના અંતઃકરણમાં એક ચરેડો પડયો. તે બોલ્યા, " કેમ શીખતી નથી ? "

" મને શીખવું ગમતું નથી. "

એક દીર્ઘ નિશ્વાસ નાખી ગંગાધરપંત બોલ્યા, " શકુન્તલા, તું જો નહીં શીખે તો તને શિક્ષા કરવી પડશે. ભણ્યા સિવાયનું જીવતર મિથ્યા છે. મારા લેખો વાંચી આ મહારાષ્ટ્રની કેટલી સ્ત્રીઓને શીખવાનું ઉત્તેજન મળ્યું છે, ત્યારે તને ભણવા કરવાનું મન કેમ નથી થતું ? "

ગંગાધરપંત આ સઘળું કરૂણ સ્વરથી બોલતા હતા, પરંતુ શકુન્તલાના મનપર તેની કાંઈ અસર થતી દેખાતી નહીં. એમની આંખ આગળ પડેલી નવલકથા જેવી સુંદર વાર્તા શકુન્તલાએ લખી હોત તો કેટલો આનંદ થાત, એવો વિચાર કેટલીએ વાર ગંગાધરપંતના મનનાં આવી ગયો. પણ તે હવે શા ઉપયોગનો ? અરેરે ! આ તપોવનમાં ઉછરેલી છોકરી સાથે લગ્ન કરવામાં મેં કેટલી મૂર્ખાઈ કરી એમ હવે તેમને લાગ્યું. ફરીથી એકવાર પ્રયત્ન તો કરી જોઉં એવું વિચારી ગંગાધરપંત બોલ્યા, " શકુન્તલા, ' પ્રમોદ ' માસિક સારૂ એક સ્ત્રીએ લખી મોકલેલી આ નવલકથા તને વાંચી સંભળાવું ? સાંભળે છે કે ? "

ગંગાધરપંત સામું જોઈ શકુન્તલાએ પૂછ્યું, " નવલકથા એટલે શું ? "

ગંગાધરપંતનું મ્હોં ઉતરી ગયું. આજ કાલની નાની છોકરી પણ નવલકથા શું તે સમજે, પણ આ જંગલી સ્ત્રીને તેનો અર્થ સુદ્ધાં ખબર નથી એ મારૂં દુર્દૈવ જ એમ તેમને થયું. તેમને ઘણો ગુસ્સો ચઢયો, પણ તે સમાવી દઈ બોલ્યા, " નવલકથા એટલે એક મોટી વાર્તા, સમજી ? તું સાંભળે છે ? "

ડોકું ધુણાવી શકુન્તલા બોલી, " મને એમાં કાંઈ સમજાતું નથી."

કઠોર સ્વરે ગંગાધરપંત બોલ્યા, "તારા જેવી એક સ્ત્રી જાતિએ તો આ નવલકથા લખી છે, અને તને તેમાં સમજણ પડતી નથી એવું કહેતાં શરમ આવતી નથી ? "

શકુન્તલા મ્હોં ચઢાવી બોલી, " મને શેની લાજ આવે ? હું ઓછી ક્રિસ્તાન સ્ત્રી છું ! "

ગંગાધરપંત ગુસ્સાથી બોલ્યા, " તારા કરતાં તો ખ્રિસ્તિ સ્ત્રીઓ ઘણી સારી ને હોંશીયાર હોય છે. "

આંખ ચઢાવી શકુન્તલા બોલી, " તો તેવીજ સ્ત્રી સાથે એકવાર ફરી લગ્ન કરો. હું ક્યાં તમને ના કહું છું ? "

ગુસ્સો કરી શકુન્તલા ત્યાંથી ચાલી ગઈ. તેને સમજાવવા ગંગાધરપંતે કોઈ પણ રીતનો પ્રયત્ન ન કર્યો. અરેરે ! પ્રભાકરપંતના કહેવા મુજબ કમળા સાથે વિવાહ થયો હોત તો કેવું સારૂં થાત. એવો વિચાર તેમના મનમાં હવે ઉદ્ભવ્યો.

( ૯ )

એક દિવસ પ્રભાકરપંતે ગંગાધરપંતને ત્યાં આવી હસતાં હસતાં પૂછ્યું, " કેમ, તપસ્વી મહારાજ ! **अपि तपो वर्धते** જપ તપ તો સારી રીતે ચાલે છે ને ? ક્ષેમ કુશળ છો કની ? તમારી તપસ્વિની સુખરૂપ છે ને ? તપોવનમાં કોઈ દુષ્ટોનો ઉપદ્રવ તો નથી ને ? "

ખિન્ન મનથી હસીને ગંગાધરપંત બોલ્યા, " ભાઈ, જે છે તે ઠીક જ છે એમ કહેવું જોઈએ ! પણ આ કુશળતાના પરિણામે ખરેખરા તપોવનમાં જવાનો વખત આવશે એમ જણાય છે ! "

પ્રભાકરપંતે કિંચિત આશ્ચર્યથી પૂછ્યું, " કેમ ભાઈ ! કાંઈ ભાંજગડ ઉભી થઈ છે કે શું ! "

ગંગાધરપંત, " અરે, ભાંજગડનું તે શું પૂછવું ? મારી આખી જીંદગી તેમાં જ પુરી થવાની. "

ગંગાધરપંતે શકુન્તલાની સઘળી હકીકત પ્રભાકરપંતને કહી. તે અરૂદ્ધકંઠે ગળગળા થઈ બોલ્યા, "પ્રભાકર, તારૂં કહેવું તે વખતે મેં મિજાજ કરી ન સાંભળ્યું તેનું આ ફળ ! મેં જો કમળા સાથે લગ્ન કર્યું હોત તો હું આજ તારા જેવા જ સુખના શિખર પર બેઠો હોત."

પ્રભાકરપંત—"પણ હજુએ તને એ સુખ મળી શકે તેમ છે. કમળા અદ્યાપિ અવિવાહિત રહી તારે સારૂ રાત દિવસ ઝુરે છે. તેને સુખમાં ભાગ આપવો એ તારા હાથમાં છે."

ગંગાધરપંત—"અરે, હવે એમ કેમ બને ? એથી તો શકુન્તલાનું ગળું કાપ્યા જેવું થાય !"

પ્રભાકરપંત—"શું થઈ જવાનું છે ? તેને કાંઈ સમજ પડવાની નથી. અરે, એ તો બોલતું ચાલતું વનપુષ્પ ! તેને મનોભાવ–મનોવિકાર–કયાં છે ! હું તેને કાઢી મૂકવા કહેતો નથી. તેને સુખમાં રહેવાનું મળે એટલે તેના મનનું સમાધાન થયું સમજવું. તેણે તારા પ્રેમની કદિ અપેક્ષા કરી નથી, અને પ્રેમ તે શું એની તેને સમજણ જ નથી. એમ છે તો તારૂં હૃદય–પુષ્પ નિરાશાની પ્રબળ જ્વાળામાં શા સારૂ બાળે છે ?"

આવી રીતની પુષ્કળ સમજુતી તેણે ગંગાધરપંત સાથે કરી. ગંગાધરપંતને તેમનું કહેવું યુક્તિ ભરેલું લાગ્યું. તે બોલ્યા, "પ્રભાકર, તું કહે છે તે ખરૂં, પણ લોક શું કહેશે તેનો તેં વિચાર કર્યો ?"

"કાંઈ વિચાર કરવાનો નથી. આપણા જુના મતના લોકોને તો એ સ્ત્રીઓ કરવામાં વાંધો આવતો જ નથી ! અને આપણા સુધારકો–ખાલી બકબકાટ કરનારાઓ–એક સ્ત્રી જીવતી છતાં બીજી લાવવામાં "પૂર્વ જન્મના સંચિત" નો આધાર બતાવવામાં આઘું પાછું જુએ તેવા નથી ! તારે સુધારકમાં ગણના કરાવવી નથી, તો પછી ભીતિ કોની રહી ?"

હા, ના કરતાં આખરે ગંગાધરપંત કબૂલ થયા. બીજે દિવસે સંધ્યાકાળે પ્રભાકરપંતે કમળાને પોતાને ઘેર બોલાવવી અને તે વખતે તેને જોવા ગંગાધરપંતે જવું એમ ઠર્યું.

( ૬૦ )

ગોઠવણ મુજબ બીજે દિવસે ત્રણ વાગ્યે પ્રભાકરપંતને ત્યાં જવા ગંગાધરપંત નીકળ્યા. પ્રભાકરપંતનું ઘર જેમ જેમ પાસે આવતું ગયું તેમ તેમ ગંગાધરપંતનું હૃદય ધડકવા લાગ્યું.

પ્રભાકરપંત દ્વારમાં જ ઉભા હતા. બન્ને જણા દિવાનખાનામાં જઈ બેઠા. આડી અવળી વાતો કર્યા પછી પ્રભાકરપંત બોલ્યા, "વારૂ, તું અહીં જ બેસ. હું કમળાને મોકલું છું."

ગંગાધરપંત હસતાં હસતાં બોલ્યા, "અરે, પણ તું અહીં રહીશ તો શું ? હું શારદાનો ભુજંગનાથ* તો નથી ?"

"ભાઈ, શારદાનો ભુજંગનાથ તો નહીં પણ શકુન્તલાનો દુષ્યન્ત તો ખરો કની ?" એમ બોલી પ્રભાકરપંત ત્યાંથી બહાર ગયા.

પ્રભાકરપંતનું દિવાનખાનું કાંઈ બહુ શણગારેલું ન હતું. લખવા સારૂ એક ટેબલ, તેની આસપાસ બે ત્રણ ખુરસી, ભીંતપર દેવ દેવીની પાંચ છ તસવીરો અને દ્વારની સામે પડતી ભીંતપર એક મોટો આયનો આટલો જ સામાન હતો. આયનાની સામી બાજુની ખુરસીપર ગંગાધરપંત કંપિત હૃદયથી કમળાની રાહ જોતા બેઠા હતા. એવામાં આયનામાં કોઈનું પ્રતિબિંબ તેમણે જોયું. શકુન્તલા ! અરે, આ શું ! આ તો શકુન્તલા ! !

ગંગાધરપંત નખથી શીખ સુધી પરસેવાથી તરબોળ થઈ ગયા. તેમનો ચ્હેરો શ્યામ પડી ગયો ! તેમને એમ થયું કે પ્રભાકરપંત સાથેની વાત એણે છૂપાઈ રહી સાંભળેલી અને એક ગુપ્તચર–ડીટેક્ટીવ-ની માફક પગલે પગલે તે અહીં ચાલી આવી હશે. તેમનું મ્હોં એકદમ સૂકાઈ ગયું. અરે, હવે કમળા અહીં આવશે તો મારી શી સ્થિતિ ! શકુન્તલા તેની સાથે ગાળાગાળી કર્યા સિવાય નહીં રહે. અરેરે દુર્દૈવ ! !

ગંગાધરપંત અચકાતા અચકાતા બોલ્યા, "શકુન્તલા, તું અહીં કેમ આવી ?"

શકુન્તલાનું ગૌર વદન લજ્જાથી લાલ થઈ ગયું. હસતે મુખે તે પાસે આવી. ગંગાધરપંતના પગ આગળ બેસી પગપર માથું મૂકી તેમને નમસ્કાર કર્યા ને તેમના પગ ઝાલી તે બોલી, "નાથ ! હું આપની ક્ષમા માગું છું. મને ક્ષમા કરો. મેં આપનો અપરાધ કર્યો. આપને મેં બહુ પજવ્યા. હું જ કમળા અને હું જ શકુન્તલા !!"

ગંગાધરપંતે પાછળ ફરી જોયું તો પ્રભાકરપંત અને યમુના દ્વારમાં હસતાં ઉભાં હતાં ! !

* આ એક મરાઠીમાં નાટક છે, જેમાં ભુજંગનાથ શારદાને જોઈ પસંદ કરવા આવે છે.

# વિચિત્ર સ્વયંવર.

( લખનારઃ—રા. રા. બાલકવિ. )

( ૧ )

લગભગ તેરસો વર્ષ પહેલાંની વાત છે. અંગદેશમાં સત્યસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા આંધ્ર વંશનો હતો. ત્હેના પૂર્વ પુરૂષોએ દક્ષિણમાંથી આવીને અંગદેશમાં રાજ્ય સ્થાપિત કર્યું હતું. સત્યસેને ચંપાનગરીમાં રાજધાની સ્થાપિત કરીને પોતાના રાજ્યને ઉત્તરમાં મિથિલા તથા મત્સ્ય દેશ સુધી અને દક્ષિણમાં ગંગા નદીના પવિત્ર કિનારાથી કલિંગના સઘન વન સુધી ફેલાવ્યું હતું.

તે સમય પ્રભાવશાળી બૌદ્ધધર્મ અને નિર્વાણોન્મુખ વૈદિક ધર્મના સંઘર્ષણનો હતો. આ સંઘર્ષણનો ખરો પ્રભાવ એ હતો કે તે સમયના રાજાઓને સ્હવારે નિદ્રા આવતી હતી. પ્રબળ પ્રતાપી સત્યસેન રાત્રે જાગતો હતો અને દિવસે સૂતો હતો. બરાબર જ છે, કે જ્યારે સાધારણ જીવો નિદ્રા લે છે, ત્યારે સંયમી પુરુષ જાગ્રત રહે છે ! રૌદ્રમૂર્તિ રાજા રાતનો તાંત્રિક વનમાં જતો હતો અને પરોઢીઆમાં વૈદિક પૂજાપાઠ સમાપ્ત કરીને નવ વાગતાં પહેલાં જ આંખો મીંચવા લાગતો હતો. કોઈક કોઈક કહે છે કે તે સમયે દેશમાં તે અસર બૌદ્ધધર્મના અભ્યુદયની હતી, જે અસર અફીણના નિશાની પણ હોય છે.

હજુ સુધી જે થોડા ઘણા ગ્રંથ, પત્ર, શિલાલેખ, તામ્રપટ, દાનપત્ર વગેરે હાથ લાગ્યા છે, ત્હેનાથી આ વાતને આધાર મળ્યો છે કે સંધ્યાના પહેલાંજ સત્યસેનના હાથ, પગ અને ચાબુક વગેરે ખુલી જતા હતા અને દોષી, નિર્દોષી, ધાર્મિક, અધાર્મિક વગેરે સર્વના જ ખભા અને બરડાપર કાંઈ જ વિચાર્યા સિવાય આપત્તિ પડવા લાગતી હતી.

બધી પ્રજા થરથર કંપતી હતી.

સત્યસેનને બીજું કાંઈ સંતાન ન હતું; માત્ર એક કન્યા હતી. તેનું નામ મંદ્રા હતું. તે ધનુર્બાણ લઈને ઘોડાપર ચઢતી હતી, અને ગમે ત્યાં—જ્યાં ધારે ત્યાં જ્યારે ત્યારે ફર્યા ફરતી હતી. વન, પર્વત,

જંગલ, મરૂસ્થળ અને સ્મશાન વગેરે સર્વત્ર સ્થાનમાં તેની અરોક ગતિ હતી. નિશાન મારવામાં તે એકી હતી. પશુ, પક્ષી, સિંહ, વ્યાઘ્ર, ચોર, લૂંટારા વગેરે સર્વત્ર ત્હેના ડરથી કંપતાં હતાં.

મંદ્રાનું શરીર નાજુક હતું. ત્હેના ભ્રમર સરખા કાળા કાળા વાળ નિતંબ પ્રદેશથી નીચે સુધી લટકતા હતા. મ્હોટી અને કાળી આંખોની વચ્ચમાં ત્હેની તીક્ષ્ણ દૃષ્ટિ સ્થિર રહેતી હતી. ષોડશીગૌરીની પેઠે તે ત્રિભુવનમોહિની હતી: પરન્તુ ત્હેના મૃણાલના જેવા કોમળ હસ્ત પત્થરથી કણુ વધારે કઠોર હતા. તે હરિણીના જેવી ચંચળ અને વાયુ સમાન શીઘ્રગામિની હતી.

મન્દ્રાના સ્વયંવરની ઘણી વખત ચર્ચા થઈ; પરંતુ બસો યોજન સુધીના દૂર દૂરના કોઈ પણ વીરપુરુષથી એ સાહસ ન થયું કે ત્હેની સાથે પાણિગ્રહણ કરવાને માટે પ્રયત્ન કરે.

માત્ર એટલું જ નહિ કે તે કોઈને પસંદ નહોતી કરતી—સાથે જ તે સમજતી હતી કે સર્વત્ર લોક ભયાનક, ચોર, લંપટ અને લૂટારા છે. આ વાતની મનાઈ નહોતી કે કોઈ ત્હેના રાજ્યમાં જાય આવે નહિ. જેને આવવું જવું હોય તે ખુશીથી જાય આવે અને ત્યાં રહે; પરંતુ કોઈ રાજકુમારીના વિવાહની ચર્ચા કરે નહિ. બસ અંગ-રાજ્યમાં સર્વથી અધિક ભયંકર વાત એજ હતી.

રાજા સત્યસેન પણ મન્દ્રાથી ડરતો હતો. દેશના બીજા રાજા અને બધી પ્રજા પણ ત્હેનાથી ભયભીત રહેતી હતી. ત્યારે ત્હેના વિવાહની વાત કોણ કરે? મન્દ્રા કુમારી રહી ગઈ—ત્હેના વિવાહ ન થયા.

મન્દ્રાની માતા હયાત નહોતી. માતાના મૃત્યુની પછી પિતાનો સર્વ ભાર ત્હેણે ઉપાડી લીધો હતો. આવી રીતે તે અપૂર્વ પુત્રી તે સમયે રાજકાર્યનો ભાર, યૌવનનો ભાર, સુખ દુઃખની સ્મૃતિનો ભાર, જ્ઞાનનો ભાર અને ધર્મનો ભાર લઈને પોતાના જીવનના રસ્તામાં એકલી ઉભી હતી.

રાજસભાના વિશાળ ભુવનમાં આજે ઘણા જ મંત્રીઓ, મ્હોટા મ્હોટા રાજકર્મચારી અને મિત્રરાજ્યોના ઘણા રાજકુમારો ઉપસ્થિત થયા છે. મન્દ્રા મહારાજાના સિંહાસનની પાછળ બેઠેલી છે. એક બાજુ કર્ણસુવર્ણના રાજપુત્ર કુમાર નાયકસિંહ ઉંચી ગરદન કરીને તે

અદ્‌ભુત અને અપૂર્વ બાલિકાના સ્વરૂપને જોઈ રહ્યા છે, નાયકસિંહ સ્વરૂપવાન, સુસજ્જિત અને શૂરવીર છે, તે મન્દ્રાના પાણિગ્રહણની ઇચ્છાથી ચમ્પાનગરીમાં આવ્યા છે.

એક અઠવાડીયા પછી અમાવાસ્યા છે. તેથી કાળી પૂજાને માટે અને નિમંત્રણ વગેરે વિષયમાં વિચાર ચાલી રહ્યો છે. સર્વેએ પૂર્વપદ્ધતિ અનુસાર અંગદેશમાં કાળીપૂજા અવશ્ય કરવી જ જોઈએ, એવો મત દર્શાવ્યો.

રાજા સત્યસેન બોલ્યો, "કુમારી મન્દ્રાને પણ પૂછી લેવું જોઈએ."

મન્દ્રા નિષ્કંપ અને સ્થિર દૃષ્ટિથી વસુંધરા તરફ જોઈ રહી હતી અને કાંઈક ગાઢ ચિન્તામાં ડૂબી રહી હતી. ધીમે ધીમે સર્વની આંખો ઘેરાવા માંડી. રાજાને, મંત્રીઓને અને પ્રજાના લોકોને—બધાંને નિદ્રા આવવા માંડી.

મન્દ્રાનાં નિદ્રારહિત નેત્રોને પણ નિદ્રાએ ઘેરી લીધાં! ઘણો જ પ્રયત્ન કરવા છતાં પણ ત્હેની આંખો ઘેરાવા માંડી.

આ સમયે તે વિશાળ રાજભુવનના દ્વારપર એક ભિક્ષુક આવીને ઉભો થઈ ગયો.

( ૨ )

ભિક્ષુકનું માથું મુંડાવેલું નહોતું અને દાઢી વધી ગઈ હતી; રાજ્યમહેલના બારણે ભિક્ષુક મોટી જટાવાળો, ઉમ્મર કલ્પાય નહિ, ચાદર ઓઢેલી, દૃષ્ટિ વૈરાગ્યપૂર્ણ, માથામાં વાળ ધોળા તથા કાળાની જટા; કપાળમાં કરચલીઓ. તેના હાથમાંક મંડળ પણ નહોતું. એક શ્વેત ચાદરથી તેનું બધું શરીર ઢંકાએલું હતું. અને એ માલુમ પડતું નહોતું કે તે બાળક છે કે યુવાન, શરીરે મજબૂત છે અગર દુર્બળ.

તેની દૃષ્ટિ વૈરાગ્યપૂર્ણ હતી અને આકાર રહસ્યમય હતો. ત્હેના માથાના વાળ કાંઈક કાંઈક જટાઓનું રૂપ ધારણ કરી રહ્યા હતા. ત્હેના મોતીના સમાન દાંતોની વચમાં તુષાર જેવી હંસીની રેખા ઝળકતી હતી અને પ્રશસ્ત લલાટમાં ચિન્તાની કાંઈક કાંઈક કરચલીઓ પડી રહી હતી. ત્હેનો રંગ ઉજ્વળ અને પ્રકાશમાન હતો.

ભિક્ષુએ ધીમે ધીમે અંદર જઈને કહ્યું: "સર્વનું કલ્યાણ થાઓ."

શબ્દનો ધ્વનિ થતાં જ તે વિશાળ ભુવનનાં હજારો નિદ્રાપૂર્ણ નેત્રો ત્હેની ઉપર જઈ પડયાં.

નિદ્રામાં એકાએક વિઘ્ન પડી જવાથી રાજા **સત્યસેનને** ઘણો જ ક્રોધ ચઢયો. તે બોલ્યો : " આ પુરૂષ ચોર છે. "

**ભિક્ષુએ** બન્ને હાથ ઉંચા કરીને કહ્યું : " આપનું કલ્યાણ થાઓ." ત્યારે **મન્દ્રાએ** પિતાના કાનમાં કાંઈ કહીને, છ છેડાએલી નાગણીની પેઠે ક્રોધાયમાન થઈને પૂછયું, " તું કયા રાજ્યનો પ્રજાજન છે ? "

**ભિક્ષુ**—વિશ્વરાજ્યનો.

**મન્દ્રા**—જણાય છે કે તું કોઈ વેશધારી લૂંટારો છે.

**ભિક્ષુ**—કલ્યાણ થાઓ.

**મન્દ્રા**—કલ્યાણ કોણ કરશે ?

**ભિક્ષુ**—જીવ પોતાનું કલ્યાણ પોતે જ કરે છે.

**મન્દ્રા**—હું ત્હારી સલાહરૂપી ઋણ લેવા ચાહતી નથી.

**ભિક્ષુ**—હું ઋણ નથી આપતો, દાન કરૂં છું. જોઉં છું કે આ વિશાળ રાજ્યમાં શક્તિપૂજાની તૈયારી થઈ રહી છે. એ ઘણું જ ઘૃણિત અને હત્યારી કાર્ય છે. ત્હમે જ્ઞાનલાભ કરીને એને છોડી દો.

પ્રધાન મંત્રી બોલ્યો: " આ કોઈ બૌદ્ધભિક્ષુ લાગે છે. "

સેનાપતિ રૂદ્રનારાયણે કહ્યું: " આને બાંધીને શૂળી પર ચઢાવી દેવો જોઈએ. "

**મન્દ્રા** ક્રોધથી સળગી ઉઠી. ત્હેણે કઠોર શબ્દોમાં કહ્યું: " કાળી-પૂજા અવશ્ય થશે અને ત્હેમાં સેંકડો જીવોનું બળીદાન આપવામાં આવશે. તેથી ત્હને કાંઈ નુકસાન છે ? અને શું ત્હારા જેવા ક્ષુદ્ર પુરૂષોમાં ત્હેને રોકવાની શક્તિ છે ? "

રાજા બહુ જ પ્રસન્ન થઈને હસવા લાગ્યો. લોકોએ ધાર્યું હતુ કે **મન્દ્રા** કાળીપૂજાના વિષયમાં વિરોધ કરશે. પરંતુ ત્હેમણે જોયું કે એકાએક આવા તરંગમાં આવી જવાથી ત્હેનો વિચાર બદલાઈ ગયો. **મન્દ્રાનો** સ્વભાવ જ એવો હતો.

**ભિક્ષુ** ઘણા અભિમાનની સાથે ઉંચું મસ્તક કરીને **મન્દ્રાનાં** પ્રજ્વલિત નેત્રોની તરફ સ્થિર ભાવથી જોવા લાગ્યો અને બોલ્યો: " રાજકુમારી **મન્દ્રા**! આ સમયે હું ત્હમને જ કાળી સમજું છું અને પૂછું છું, કે કેટલા હજાર બળિદાનથી ત્હમે તૃપ્ત થશો ? "

**મન્દ્રા**—તું દેવદ્વેષી અને દુરાચારી લાગે છે, તે માટે પહેલાં ત્હારૂં જ બળિદાન લઈને તૃપ્ત થઈશ.

**ભિક્ષુ**—કદાપિ આ ક્ષુદ્ર જીવોના બળિદાનથી ત્હમારા અને ત્હમારી પ્રજાના હૃદયમાં કરુણાનો સંચાર થાય. તો હું તૈયાર છું. એ ખરૂં છે કે દુર્દમનીય પ્રકૃતિની સંહારશક્તિને રોકવાનું બળ મ્હારામાં નથી, તોપણ કદાપિ પ્રકૃતિ ચાહે તો તે પોતે ત્હેને રોકીને સંસારને આનંદમય કરી શકે છે. તે માટે હું ત્હેને ઉત્તેજીત અથવા ઉદ્દીપિત કરવાને માટે તત્પર છું.

**મન્દ્રા**—કયા ઉપાયથી ?

**ભિક્ષુ**—માત્ર નિમિત્ત થઈને અથવા સેવા કરીને, જ્ઞાનનો પ્રચાર કરીને, અને સંયમની શિક્ષા આપીને. કુમારી ! આ વિશાળ રાજ્ય પતનોન્મુખ થઈ રહ્યું છે. જ્યારે રાજાના હૃદયમાં દયા નથી અને તે કોઈને આત્મત્યાગ કરતાં નથી શિખવાડતા ત્યારે ત્હમે નિશ્ચય સમજો કે દેશમાં એક રાજા મરીને હજારો રાજા થઈ જશે અને દેશમાં રાષ્ટ્રવિપ્લવ થઈ જશે. જ્યારે ધર્મની મશાલની આગ રાજ-સિંહાસનથી ભ્રષ્ટ થઈને અન્ય આધાર ગ્રહણ કરે છે અને તે મહાન્ વિપ્લવને સમયે કરુણા, સ્નેહ, પવિત્રતા, સૌમ્ય, શાન્તિ અને પ્રીતિ વગેરે સદ્ગુણશાલી થતા નથી, ત્યારે સ્હેજમાં સર્વત્ર ભસ્મ થઈ જાય છે. આ મહાન્ વિશાળ રાજ્યમાં પાપનો પ્રવેશ થઈ ગયો છે. અહિં મદ્યમાંસનું સેવન અને સ્ત્રીઓને સતીત્વ ધર્મનો નાશ કરવામાં આવે છે તથા નિઃસહાય અને મુંગા પ્રાણીઓનું બળિદાન ચઢાવીને ઘોર પાપને મદદ કરવામાં આવે છે. કુમારી મન્દ્રા ! કાળી પૂજાની ફરીથી પ્રતિષ્ઠા કરાવીને આ સર્વ લોકો અણસમજથી ઘોર તામસિ વૃત્તિને પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તમે પણ આ જીવબળિદાનની જગ્યાને આત્મબળિની શિક્ષા આપીને પૂજા પ્રતિષ્ઠા કરો. તે આત્મ-બળિદાન જ સાચી કાળીપૂજા છે. આ બૌદ્ધભિક્ષુ પણ ત્હમારી એ પૂજાનો પ્રસાદ લઈને ખાશે.

આ વ્યાખ્યાન સાંભળતાં સાંભળતાં ઘણા લોકો ફરી ઉશ્કેરવા લાગ્યા. રાજા સાહેબનો ત્હેમાં પહેલો નંબર હતો. મન્દ્રાએ કહ્યું: "આ માણસ ગાંડો લાગે છે, એને દેવદત્ત પુજારીના ઘરમાં કેદ કરી રાખો."

( ૩ )

વૃદ્ધ દેવદત્ત પુજારી નિદ્રાદેવીના ચરણમાં ઘોરતો હતો. ત્હેને એક વામનદાસ નામનો પુત્ર હતો, તેની ઉમ્મર લગભગ ૧૫ વર્ષની હતી, તે બિલીના એક વૃક્ષ તળે બેસીને વેદાધ્યયન કરતો હતો.

ત્હેની વૃદ્ધ માતા હરિનામની માળા જપતી હતી. પુજારીના ઘરમાં એ ત્રણ જણ સિવાય એક સત્યવતી નામની કન્યા પણ હતી.

સત્યવતી દેવદત્તની કન્યા છે; પરંતુ કેવી કન્યા છે એ સર્વને માલૂમ નથી. કેટલાક લોકો કહે છે કે તે કોઈક ક્ષત્રિયની કન્યા છે. જ્યારે તે ન્હાની હતી, ત્યારે દેવદત્ત ત્હેને મિથિલાથી લઈ આવ્યો હતો. કોઈક કોઈક કહે છે કે એકવાર દેવદત્ત મહા સુદી પૂર્ણિમાના મેળામાં ગયો હતો ત્યાં ત્હેને ગંગા નદીના તટ ઉપર એકલી પડેલી જોઈને તેડી લાવ્યો હતો. સત્યવતીની ઉમ્મર આ સમયે સત્તર વર્ષની છે.

સત્યવતી બહુજ સ્વરૂપવાન છે. ત્હેનું મુખકમળ હમેશાં પ્રફુલ્લિત રહે છે. ઘરના કામકાજમાં તે ઘણી ચતુર છે, સેવાચાકરી કરવી એ જ ત્હેનું વ્રત છે. આ વ્રતમાં ત્હેનું જીવન અને યૌવન વર્દ્ધિત અને પાલિત થયું છે.

સેનાપતિ રૂદ્રનારાયણસિંહ હાથમાં ખુલ્લી તલવાર લઈને દેવદત્તને ઘેર પહોંચ્યો. કેદી ભિક્ષુ ત્હેની સાથે હતો.

દેવદત્ત ત્હેને જોઈને બહાર આંગણામાં આવી ઉભો રહ્યો.

**સેનાપતિ**—રાજકુમારી મન્દ્રાએ આજ્ઞા કરી છે કે આ બૌદ્ધ ભિક્ષુ ત્હમારે ત્યાં સાત દિવસ સુધી કેદ રહેશે.

**દેવદત્ત**—આને માટે કોઈ પહેરેદાર પણ રાખવામાં આવશે ?

**સેનાપતિ**—ના.

**દેવદત્ત**—ત્યારે તો ઘણી અડચણ પડશે ! કદાપિ ક્યાંય ન્હાસી જાય તો ?

**સેનાપતિ**—કદાપિ ન્હાસી જશે તો ત્હેની સાથે ત્હમારૂં આ જટાધારી મસ્તક પણ ચાલ્યું જશે ! તે માટે તેને કોઈ પણ રીતે ત્હમારા તંત્રમંત્રના બળથી બાંધી રાખજો.

સેનાપતિ ચાલ્યો ગયો. દેવદત્તે ભિક્ષુ તરફ જોયું. તે દેવતુલ્ય સુંદર યુવાનની મૂર્તિ જોઈને ત્હેને વિશ્વાસ બેસી ગયો કે ભિક્ષુ ન્હાસી જાય તેવો પુરૂષ નથી. ત્યાર પછી ત્હેણે શોચ કરીને બોલાવી—" સતી ! "

સત્યવતી ઝરૂખામાંથી જોઈ રહી હતી. તે તુરત જ બહાર આવીને મસ્તક નમાવી બોલી, " કહો, શી આજ્ઞા છે ? "

**દેવદત્ત**—આ બૌદ્ધ ભિક્ષુને રાજકુમારીની આજ્ઞાથી સાત **દિવસને** માટે આપણે ત્યાં કેદ રાખવામાં આવ્યો છે, તે માટે ત્હેની **દેખરેખનો** બોજો તારે શિર રાખું છું.

**સત્યવતીએ** હસીને કહ્યું:—" સારૂં, પણ કદાપિ એ **ન્હાસી** જશે તો ? "

**દેવદત્ત**—એ **વામનદાસ** બરાબર દોડી શકશે નહિ. ત્હેને **જરા** મ્હારી પાસે બોલાવી લાવો.

પિતાની આજ્ઞાથી **વામનદાસે** રાતનો પહેરો ભરવાનો સ્વીકાર કર્યો, દિવસની દેખરેખનો ભાર **સત્યવતી** પર રહ્યો.

ભાઈ બહેનને ભિક્ષુની દેખરેખનો ભાર સોંપીને **દેવદત્ત મંત્ર** જપવાને માટે ઘરમાં ચાલ્યો ગયો, અને **વામનદાસ** પોતાના વેદાધ્યયનમાં જોડાયો. **સત્યવતી** સાહસ કરીને **ભિક્ષુની** સામે ઉભી **રહી** અને બોલી, " ત્હમને હું શું કહીને બોલાવું ? "

**ભિક્ષુ**—કુમારી, હું ત્હમારી હથેળી જોવા ચાહું છું.

**સત્યવતીએ** આદરપૂર્વક પોતાની હથેળી આગળ કરી **દીધી.** **ભિક્ષુ** ત્હેને સારી રીતે જોઈને વિસ્મયસાગરમાં ડુબી ગયો. **એમ** જણાતું હતું કે ત્હેને કોઈ પ્રાચીન વાત, અગર કોઈ પ્રાચીન **ટુટેલું** બંધન, અગર કોઈ છુપાએલી સ્મૃતિ યાદ આવી ગઈ છે. ત્હેણે **બહુ** જ દુઃખપૂર્ણ સ્વરથી કહ્યું, " અમિતાભ ! "

**સત્યવતી**—ત્હમે એ શું સંબોધન કર્યું ?

**ભિક્ષુ**—ત્હમે મ્હને "**શરણભૈયા**" કહીને બોલાવ્યા કરો.

**સત્યવતી** એ ચમકીને પૂછ્યું, " શું ત્હમે મ્હારા **શરણભૈયાને** ઓળખો છો ? "

**ભિક્ષુ**—કદાપિ ન જાણતો હોઉં તો આ શું આશ્ચર્ય છે ?

**સત્યવતી**—હું ત્હેને સ્વપ્નમાં જોયા કરૂં છું. **ગંગા નદીની** ઉપર **હિમાલયની** પાસે એક અરણ્ય છે. **સીતાનો** જન્મ **ત્યાં જ થયો.** તે બહુ જ રળિઆમણું વન છે. ત્યાં સુવર્ણનાં પક્ષી **જ્યાં ત્યાં વૃક્ષો** પર ઉડયાં કરે છે, અને ઋષિયોના જેવા સરળ સ્વભાવનાં **મનુષ્યો ત્યાં** નિવાસ કરે છે. તે વનમાં ભલા શરણભૈયા રહે છે.

**ભિક્ષુ**—ના, હું તે વનમાં રહેતો નથી. તે વન તો આ **સમયે** વ્યાઘ્રો અને સિંહોથી ભરેલું છે. હું એક બૌદ્ધ **ભિક્ષુ છું, દેશ દેશમાં** ધર્મ-પ્રચાર કરતો કરતો ફર્યાં કરૂં છું.

**સત્યવતી**—પણ એ ઘણી આશ્ચર્યજનક વાત છે કે ત્હમારૂં અને ત્હેમનું નામ એકસરખું મળી ગયું. મ્હારા શરણુભૈયા ભિક્ષુ નથી, રાજપુત્ર છે.

**ભિક્ષુ**—સ્વપ્નના રાજપુત્ર કરતાં જાગૃતાવસ્થાનો ભિક્ષુ સારો, કેમકે ત્હમારો આ ભાઈ સત્ય છે અને સ્વપ્નનો ભાઈ મિથ્યા છે. સતી બ્હેન, ત્હમે સ્વપ્નને તજી સત્યનું અવલંબન કરો.

સત્યવતી મંત્રમુગ્ધ જેવી થઈ ગઈ. ત્હેણે સ્નેહપૂર્ણ સ્વરથી કહ્યું, "સારૂં."

( ૪ )

રાજ્યના ખજાનચી લાલા કિશનપ્રસાદે મનમાં ને મનમાં જ વિચાર્યું કે રાજકુમારી મન્દ્રાની આ અદ્દભુત આજ્ઞાનું કાંઈને કાંઈ ગૂઢ તત્વ અવશ્ય છે. એક સુસ્વરૂપ યુવાનને સત્યવતીના જેવી સુંદર યુવતિને ઘેર કેદ કરવાની દાંભિક નીતિને લાલા સાહેબ તરત જ સમજી ગયો. લાલા સાહેબ જાતનો ક્ષત્રિય છે. પ્રાચીન સમયમાં થોડા ક્ષત્રિય યુદ્ધ-વ્યવસાય છોડીને લખવાનું કામ કરવા લાગ્યા હતા. કહેવાય છે કે પછી ત્હેમના વંશનું નામ કાયસ્થ પડી ગયું. મતલબ એ કે લાલા સાહેબ કાયસ્થ છે. ત્હેની ઉંમર આ સમયે લગભગ ૩૦ વર્ષની છે: પરન્તુ હજુ સુધી ત્હેનાં લગ્ન થયાં નથી. તે શક્તિની પૂજા કરે છે. ત્હેના શરીરનો રંગ કાળો છે; પરન્તુ તે સમજતો હતો કે કાળો હોવા છતાં પણ સ્વરૂપવાન છું. શરીરની સજાવટ પર અને લુગડાં લત્તાં પર ત્હેનું બહુ જ ધ્યાન રહે છે. ગુપચુપ હસવું, ચોરી કરીને પૈસા મેળવવા. વાતોમાં જમીન અને આકાશનો ફેર બતાવી આપવો, વગેરે તેના સ્વભાવસિદ્ધ ગુણ છે. રાજ્યમાં તે એક જ પરાક્રમી વીર પુરૂષ મનાય છે અને રાજ્યનાં ધનદોલત પણ સર્વ ત્હેના હાથમાં રહે છે તેથી લોકો ત્હેને સેનાપતિ અને મંત્રીની આવશ્યક્તા કરતાં પણ વધારે માને છે. તે રાજકુમારી મન્દ્રા સિવાય બીજા કોઈથી ડરતો નથી. કેમકે ત્હેની શક્તિ, બુદ્ધિ, ચાલાકી વગેરે સર્વ ત્હેની આગળ વ્યર્થ થઈ જાય છે.

લાલા કિશનપ્રસાદ પડોસમાં જ રહે છે. સત્યવતીનું અપૂર્વ-રૂપ અને નિર્મળ ચારિત્ર્ય જોઈને ત્હેનું મન કબજામાં રહ્યું નથી. પરન્તુ જેના કુળ અને શિળનો કાંઈ પત્તો નથી, એવી યુવતિની સાથે વિવાહ કરવા એ મારી આબરૂથી વિરુદ્ધ છે, એમ ધારી તેણે પોતાના અંતરમાં

એમ વિચાર કર્યો કે કોઈપણ રીતે સત્યવતીનું હરણ કરીને ત્હેની સાથે ગાંધર્વ વિવાહ કરી લઉં.

લાલા સાહેબે ઘણી મહેનતે સત્યવતીના હૃદયમાં એક શરદ-ઋતુના વાદળના ટુકડાને ઉત્પન્ન કર્યો છે. સત્યવતી ધારતી હશે કે કિશનપ્રસાદ મ્હને ચાહે છે. જ્યારે મ્હેં તેનો એ અભિપ્રાય સમજવાની કોશિશ કરી, ત્યારે મ્હારા મુખપર એક આશાની રેખા ખેંચાઈ ગઈ. થોડા દિવસમાં તેજ રેખા એક પ્રકારના આન્દોલનથી સમગ્ર હૃદય-માં વ્યાપ્ત થઈ ગઈ, અને ફરી તે એટલી પ્રબળ થઈ ગઈ કે થોડા દિવસ પહેલાં જ્યારે મ્હેં એકવાર સત્યવતીને એકલી જોઈ ત્યારે હું મ્હારા નિઃસ્વાર્થ અને નિરાશ પ્રેમનો પરિચય આપીને ત્હેને સમ-જાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો ત્યારે તે રડવા પણ લાગી ! ને ત્હેને મેં કહ્યું કે કદાપિ મ્હારા ત્હમારી સાથે વિવાહ નહિ થાય, તો હું સંસારને ત્યજીને કોઈ ગુપ્ત તીર્થ પર જઈને મરી જઈશ, અને મરીને ભૂત થઈશ. એ ભૂતની બ્હીકથી અને કરુણાથી અભિભૂત થઈને તે દિવસે સત્યવતીએ કહી દીધું કે, “ સારૂં, ત્હમે આ વાત પિતાજીને કહેજો. ”

લાલાસાહેબ પોતાના મનોરથ સિદ્ધ થવાની આશાથી આજ-કાલ ખૂબ બની ઠણીને રહેતો હતો; પરન્તુ એટલામાં વચમાં એ અખેડો ઉભો થઈ ગયો. ત્હેણે જોયું કે અખેડાની સન્મુખ બૌદ્ધ ભિક્ષુ અને પાછળ રાજકુમારી મન્દ્રા ઉભી છે.

ચતુર કિશનપ્રસાદે જ્યાં ત્યાં આ ગપ્પ ઉડાવી દીધી કે બૌદ્ધ ભિક્ષુ મહાન્ યોગી છે. ત્હેના યોગબળની પ્રશંસા થઈ શકતી નથી. બસ, પછી શું કહેવું ? સ્ત્રી પુરૂષનાં ટોળાં ને ટોળાં દેવદત્તને ઘેર આવવા લાગ્યાં. એ સિવાય લાલાસાહેબ કદિ કદિ સમય મેળવીને સુંદર કુમારિકાઓને સન્યાસિનીઓના વેષમાં અને રૂપવંતી વેશ્યાઓને ગૃહસ્થોની કન્યાઓના વેષમાં પણ ત્યાં મોકલવા લાગ્યો, એટલા માટે કે કોઈ રીતે ભિક્ષુને વિચલિત કરી દઉં. પરન્તુ તેના સર્વ મનોરથ નિષ્ફળ થઈને તે રોળાવા લાગ્યા. તે બૌદ્ધ ભિક્ષુના અજય હૃદય–દુર્ગનો એક અણુ પણ વિચલિત ન થયો. પરંતુ લાલાજીની જુઠી ગપ્પ સાચી થઈ ગઈ. ત્હેનું અસીમ કરુણામય મુખ જોઈને અને ત્હેની સ્નેહમયી વાણી સાંભળીને સેંકડો સ્ત્રી પુરૂષ બૌદ્ધધર્મ ગ્રહણ કરવા લાગ્યાં.

એ વાત ધીમે ધીમે રાજકુમારીના કાન સુધી પણ જઈ પહોંચી. કૃષ્ણત્રયોદશીની સંધ્યાસમયે ત્હેણે સેનાપતિને આજ્ઞા કરી કે "કિશનપ્રસાદને અત્યારે જ મ્હારી પાસે તેડી લાવો."

( ૫ )

તુરત જ કિશનપ્રસાદને હાજર કરી દીધો. સેનાપતિને ત્યાંથી ચાલ્યા જવાનો ઇશારો કરીને રાજકુમારી મન્દ્રાએ ગર્જના કરીને કહ્યું, "કિશનપ્રસાદ, સાચે સાચું કહે, ત્હારો શો અભિપ્રાય છે?" કિશનપ્રસાદે હાથ જોડીને કહ્યું, "રાજકુમારી, આપ સર્વની માતા સમાન છો, અને હું આપનું સંતાન છું. તે માટે હું કાંઈ છુપાવવા ચાહતો નથી. સત્યવતી પર મ્હારો અનુરાગ છે. હું ત્હેને જીગરથી ચાહું છું. પરન્તુ જણાય છે કે આપે તે ન જણાવતાં આ દરિદ્રીના રત્નને કોઈ ગૂઢ ઉદ્દેશથી બીજાને હાથ આપવાનો સંકલ્પ કરી દીધો છે."

**મન્દ્રા**—પાપી, તું ચારિત્રહીન ચોર છે. ત્હારા મુખમાં અનુરાગ અને પ્રેમની વાત શોભા આપતી નથી.

**કિશનપ્રસાદ**—( નમ્રતાથી ) મ્હેં ધીમે ધીમે મ્હારૂં ચારિત્ર સુધારી લીધું છે. હવે હું સત્યવતીને પરણીને કોઈ બીજા રાજ્યમાં જઈને રહીશ.

**મન્દ્રા**—વાહ, કેવો નિઃસ્વાર્થ ભાવ છે! અરે કૃતઘ્ન, તું રાજવંશી અન્નથી ઉછરીને હવે શું વિદ્રોહી બનવા ધારે છે?

**કિશન૦**—વિદ્રોહી કેવી રીતે? મ્હેં એવું શું કર્યું છે?

**મન્દ્રા**—તું ભિક્ષુને લલચાવીને ભ્રષ્ટ કરવા ધારે છે અને ત્હેને માટે અતિશય નિંદ્ય કામ કરી રહ્યો છે. તેનું પરિણામ એ આવ્યું છે કે દેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર વધતો જાય છે.

**કિશન૦**—મારૂં લલચાવવાનું આ સિવાય બીજું કારણ નહોતું કે ભિક્ષુનું મન સત્યવતી પરથી ખસીને બીજી તરફ લગી જાય. અને તમે જે બૌદ્ધ ધર્મના પ્રચારની વાત કહો છો, તો ભિક્ષુને ત્યાંથી કાઢી મૂકવાથી બધો ટંટો પતી જશે. ત્હેના જવાથી જ બૌદ્ધ ધર્મની જડ ઉખડી જશે. રાજકુમારી, હજુ પણ સમય છે—કાંઈ ઉપાય તુરત જ કરવો જોઈએ, નહિંતર ભિક્ષુ સત્યવતીને લઈ ન્હાસી જશે.

**મન્દ્રા**—તું જૂઠું બકે છે.

**કિશન૦**—ના, હું તદ્દન સાચું કહું છું.

મન્દ્રાનો સ્વર ગળગળો થઈ ગયો. આ પહેલાં અંગરાજ્યની રાજકુમારીના કઠોર અવાજને કોઈએ પણ ગળગળો થતાં સાંભળ્યો નહોતો.

**મન્દ્રા**—કિશનપ્રસાદ, શું આ વાત સત્ય છે ?

**કિશન૦**—તદ્દન સત્ય છે. સત્યવતી ભિક્ષુને પોતાનું હૃદય સોંપી રહી છે.

**મન્દ્રા**—અને ભિક્ષુ ?

**કિશન૦**—તે તો ક્યારનો સોંપી ચુક્યો છે.

જેવી રીતે હવાની લહેરોનાં મોજાં વૃક્ષની સાથે અથડાવાથી સનસન કરતો અવાજ થાય છે, તેવી રીતે દુઃખભર્યા અવાજથી મન્દ્રાએ કહ્યું, "શું સોંપી ચૂક્યો છે ?"

**કિશન૦**—હૃદય.

**મન્દ્રા**—પાપી, તું શું સમજે છે કે હૃદય કેવી રીતે સોપવામાં આવે છે ?

કિશનપ્રસાદે મનમાં ને મનમાં જ કહ્યું–હા, બધું સમજું છું. હવે માત્ર ઉપાય કરવાની વાર છે કે પછી તો કામ સિદ્ધ જ સમજવું. ત્યાર પછી ત્હેણે પ્રકટપણે કહ્યું, "રાજકુમારી, આપ મ્હારી વાતપર ત્યારે વિશ્વાસ કરશો, જ્યારે આજ અગર કાલ સાંભળશો કે ભિક્ષુ ન્હાસી ગયો. હવે આ સેવકને માટે શું આજ્ઞા ફરમાવો છો ?"

**મન્દ્રા**—ત્હમે ત્હેને નાસી જતાં રોકજો અને બન્નેને બાંધીને લઈ આવજો. જરૂર હોય તો સેનાપતિની સહાયતા લેવાનું ચૂકશો નહિ. અંગરાજ્યમાંથી એક કુમારીને લઈને..............

**કિશન૦**—ન્હાસવું એ..............

**મન્દ્રા**—ઘણોજ ભારે અપરાધ છે. ત્હેને સખ્ત દંડ કરવો જોઈએ.

કિશનપ્રસાદ ચાલ્યો ગયો.

મધ્ય રાત્રિનો સમય છે, ભિક્ષુ દેવદત્તને ઘેર ધ્યાનમાં મગ્ન થઈ રહ્યો છે, એટલામાં સત્યવતીએ ધીમેથી આવીને કમાડ ઉઘાડયું અને દુઃખભર્યા કણ્ઠથી કહ્યું, "શરણુભૈયા !"

ભિક્ષુએ આંખ ઉઘાડીને કહ્યું:–"કેમ સતી ?"

**સત્યવતી**—શરણુભૈયા, મ્હેં ત્હમને એક વાત કહી સંભળાવી નહોતી. આજ કિશનપ્રસાદ મ્હને ત્હમારી પાસેથી છીનવીને લઈ જશે.

**ભિક્ષુ**—( વિસ્મય પામીને ) તેનું શુ કારણ? એટલું તો હું સમજી ગયો છું કે કિશનપ્રસાદ દુરાચારી પુરૂષ છે: પરન્તુ ત્હને લઈ જવાનો ત્હેને અધિકાર શો છે ?

**સત્યવતી**—કિશનપ્રસાદ મ્હારી સાથે વિવાહ કરવા ચાહતો હતો; પરન્તુ ત્હેની ધારણા પુરી ન થઈ, તે માટે આજ રાત્રે તે મ્હને જોર–જુલમથી લઈ જવાનો છે. આ સંકટમાંથી બચવા માટે મને આ સિવાય બીજો કાંઈ ઉપાય જણાતો નથી કે આ દેશને જ છોડી જવું. ભાઈ, આ દેશમાં ધર્મ જ નથી. હું તો હવે સન્યાસિની થઈ જઈશ અને બુદ્ધ ભગવાનનું શરણ લઈને ઘેરઘેર ભિક્ષા માગી મ્હારૂં જીવન વ્યતીત કરીશ.

ભિક્ષુએ તે કોટડીના સળગતા દીપકની તરફ જોઈ ને એક લાંબો નિશ્વાસ નાંખી કહ્યું, “સારૂ, પ્રભુની ઇચ્છા પૂર્ણ થાઓ. સન્યાસિની બ્હેન, ત્યારે હવે ત્હમે તૈયાર થઈ જાઓ. તને એ તો માલુમ છે ને કે જંગલ ઘણું દુર્ગમ હોય છે. શું તું મ્હારી સાથે દોડી શકીશ ?”

સત્યવતીના હૃદયમાં એક અલક્ષિત શક્તિનો સંચાર થઈ રહ્યો હતો. ત્હેણે આનંદ અને ઉત્સાહથી કહ્યું: “જંગલ શું ચીજ છે તે હું જાણું છું. હું નદી અને પર્વતોને પણ સહેજ વારમાં ઓળંગી જઈશ.”

બધું શહેર ઘોર નિદ્રામાં મગ્ન હતું. ચારે બાજુએ અંધકાર છવાઈ ગયો હતો. રસ્તાપર એક પણ માણસ નજરે પડતું નહોતું. આ સમયે ભિક્ષુ સત્યવતીની સાથે દેવદત્તને ઘેરથી ચાલ્યો ગયો.

( ૭ )

અર્ધ રાત્રિ થઈ ગઈ હતી, રાજકુમારી મન્દ્રા ચમ્પાગઢના સિંહદ્વારને ઓળંગીને ઉભી હતી. તે એક ઘોડાપર સ્વાર હતી અને હાથમાં ધનુષ્યબાણ લીધું હતું. ત્હેણે કુમાર નાયકસિંહને બોલાવીને કહ્યું: “કુમાર, ત્હમે અંગરાજ્યના પુરાણા મિત્ર છો. આ સમયે ત્હમારે મ્હારી એક વાત માનવી પડશે.”

કુમાર નાયકસિંહે પ્રસન્નતાપૂર્વક કહ્યું, “હું ત્હમારી આજ્ઞા પાલન કરવાને માટે તૈયાર છું.”

**મન્દ્રા**—“રાજધાનીમાંથી બહાર જવાના માત્ર બે જ રસ્તા છે. હમણાં થોડી જ વાર પહેલાં બૌદ્ધ ભિક્ષુ કુમારી સત્યવતીને લઇ ને

નાઠો છે. એ ખબર નથી કે તે કયે રસ્તે ગયો છે; પરન્તુ આ બેમાંથી કોઈ એક રસ્તે ગયેલ છે. હમણાં થોડીવાર પહેલાં જ મ્હને આ વાતની ખબર કિશનપ્રસાદ આપી ગયેલ છે, તેથી રાજધર્મ અનુસાર તે બન્નેને રોકવા તે આપણું કર્તવ્ય છે. એક રસ્તે મ્હેં કિશનપ્રસાદ ખજાનચી અને રૂદ્રનારાયણ સેનાપતિને ચાર હોંશિયાર સૈનિકોની સાથે મોકલ્યા છે, અને એક બીજો રસ્તો બાકી છે. ત્હમારી શૂરવીરતાની પ્રશંસા મ્હેં બહુ જ સાંભળી છે, તે માટે હું ચાહું છું કે આ બીજે રસ્તેથી તમે જ જાઓ અને ભિક્ષુ તથા સત્યવતીને કેદ કરી લાવો. ત્હમે ઘોડેસ્વાર થઈને એકલા જાઓ. જરૂર પડશે તો હું પણ ત્હમને મદદ કરીશ. ”

કુમાર નાયકસિંહે એડી લગાવીને પોતાનો ઘોડો છોડી મુકયો. મન્દ્રાને ગભરાએલી અને ચિન્તાતુર થએલી જોઈને નાયકસિંહના મનમાં વારંવાર એ પ્રશ્ન ઉઠવા લાગ્યો કે બૌદ્ધ ભિક્ષુના માર્ગમાં મન્દ્રા કેમ ?

ઘોર રાત્રિ છે, નૈશ ( પૂર્વ ) વાયુ દૂરવર્તી પર્વતમાળાથી વહીને અરણ્યને વ્યાપ્ત કરી રહ્યો છે. તારાઓ ચળકી રહ્યા છે, પૂર્વ તરફના આકાશમાં વાદળાંઓના કોઈ સફેદ ટુકડા આમ તેમ વિખરાઈ રહ્યા છે.

લગભગ એક કોસ ચાલીને સત્યવતીએ કહ્યું : “ શરણ્રૂયા, જણાય છે કે પાછળથી આપણને પકડવા માટે ઘોડેસ્વાર આવી રહ્યા છે.”

ભિક્ષુએ હસીને કહ્યું : “ સત્યવતી, હું મ્હારી જીંદગીમાં એવા ઘણાએ ઘોડેસ્વાર જોઈ ચુકયો છું—ત્હેનો મ્હને જરા પણ ડર નથી; ભય છે તે માત્ર ત્હમારી રક્ષાનો. આ વખતે ફક્ત એકજ ઉપાય છે કે આ ઉંચા પર્વતની જમણી બાજુએથી એક બીજો રસ્તો જાય છે, ત્હમે તે રસ્તેથી ન્હાસો. હું એ બધા લોકોને વળાવીને ત્હમારી પાસે આવી જઈશ. ”

સત્યવતી બ્હીકની મારી કાંઈ ન બોલી શકી અને બતાવેલે રસ્તે નાઠી. થોડા જ સમયમાં ચાર સવારોએ અને સેનાપતિ રૂદ્રનારાયણે આવીને ભિક્ષુને ઘેરી લીધો. માત્ર કિશનપ્રસાદ ઘોડા ઉપર ચઢીને એક બાજુએ ઉભો રહ્યો.

પાંચે સવાર તલવાર ખેંચીને ભિક્ષુને પકડવાની કોશિશ કરવા લાગ્યા.

આ સમયે કિશનપ્રસાદે ચિડાઈને કહ્યું, " સત્યવતી ક્યાં છે ? તે અવશ્ય કોઈ રસ્તેથી ન્હાસી ગઈ. "

તે સમયે વાતની વાતમાં ભિક્ષુએ એક યોદ્ધાના હાથમાંથી તલવાર ઝડપી લીધી અને પછી તે રણસ્થળમાં ઉતરી પડયો. ત્હેના વિલક્ષણ હસ્તકૌશલ અને અસીમ પરાક્રમથી ત્હેણે ચાર યોદ્ધાઓને જોત જોતામાં જ ભોંયભેગા કરી દીધા. બહાદુર યોદ્ધાઓમાંથી રૂદ્રનારાયણસિંહ ભિક્ષુની સામે ઘણા સમય સુધી ટકી રહ્યો. અંતે ત્હેણે કહ્યું: " ભિક્ષુ, ત્હારૂં વીરત્વ અને યુદ્ધકૌશલ્ય અપૂર્વ છે, બૌદ્ધ ધર્મ છોડીને કદી ત્હમે ક્ષત્રિય ધર્મ ગ્રહણ કરત તો અવશ્ય જ કોઈ વિશાળ રાજ્યના સિંહાસનને પ્રાપ્ત કરી શકત. "

ત્હેના ઉત્તરમાં ભિક્ષુએ કહ્યું, " વીર, હું આ સમયે તો ધર્મની રક્ષાને માટે અવશ્ય ક્ષત્રિય જ છું: પરન્તુ કાલ પાછો ગલીગલીમાં ભટકવાવાળો ભિખારી થઈ જઈશ. આ સમયે લૂંટારાઓના હાથથી આ ભિખારીને મ્હારૂં એક ધન—"

આ સમયે અંધકારમાંથી કોઈ સ્ત્રીના કણ્ઠનો શબ્દ સંભળાયો. ભિક્ષુએ જાણ્યું કે થોડે જ દૂર રાજકુમારી મન્દ્રા ધનુર્બાણ લઈને ઉભી છે.

મન્દ્રાએ કઠોર સ્વરથી કહ્યું: " ભિક્ષુ ! ત્હારા ધન-રત્નનો ઉદ્ધાર કરવા કરતાં મ્હારા આ બાણથી ત્હારો ઉદ્ધાર કરવાનો તું યત્ન કર. "

મન્દ્રાનાં નિશાન અચૂક હતાં. ત્હેનું તીક્ષ્ણ બાણ ભિક્ષુનો જમણો પગ વીંધીને નિકળી ગયું !

આ સમયે આકાશ વાદળાંઓથી આચ્છાદિત થવા માંડયું હતું. ઠંડી હવા ખૂબ જોસથી ચાલી રહી હતી. ધીમે ધીમે અંધકાર વધારે વધારે છવાવા લાગ્યો. મન્દ્રા ભિક્ષુને જોઈ શકી નહિ, તે એક વચન માત્ર એ સાંભળી શકી કે, " બ્હેન સત્યવતી, તું નિર્દોષ છે. ત્હારૂં સદા કલ્યાણ થાઓ. "

ભિક્ષુનો આ સ્વર ઘણો જ કરુણ અને દુઃખપૂર્ણ હતો.

આ સમયે વિજળીના કડાકાથી વન-પર્વત કંપી ઉઠયાં.

મન્દ્રાએ પોતાના ધનુર્બાણને ફેંકી દીધું. તે ગાઢ અંધકારમાં ગાંડીની માફક પોકારવા લાગી, " ભિક્ષુ ત્હમે ક્યાં છો ? ભિક્ષુ ત્હમે ક્યાં છો ? " પરન્તુ ભિક્ષુનો કયાંય પત્તો નહોતો. તે ઘોર ગર્જનાથી ક્ષુબ્ધ અરણ્યમાં એજ પ્રતિધ્વનિ સંભળાયો: " ભિક્ષુ, ત્હમે ક્યાં છો ! "

( ૮ )

કુમાર નાયકસિંહ આકાશમાંનાં વાંદળાં જોઈને ઘોડા પરથી ઉતરી ગયો અને એક બહુ જ મ્હોટા પત્થરને ઓથે ઉભો રહ્યો. આ સમયે ત્હેનું મન ઉદાસ હતું. એટલામાં વિજળી ચમકી. ત્હેણે જોયું કે સત્યવતી ત્હેની પાસેથી ન્હાસી જાય છે. તે ત્હેને રોકીને બોલ્યો : " સુંદરી, મ્હેં એક વીરવંશમાં જન્મ લીધો છે, મ્હારી જીંદગીમાં મ્હને બુરા દિવસ અને સારા દિવસ, રણભૂમિ અને રંગભૂમિ સર્વત્ર થોડું ઘણું જોવાનો અવસર મળ્યો છે, તેથી હું કહું છું કે આ અંધારી રાતમાં આ કંટકમય અને પત્થરોની ધારવાળો રસ્તો ત્હારા જેવી અબળાઓને માટે ઘરનું આંગણું નથી. તું ન્હાસવાનો પ્રયત્ન ન કર. "

કુમાર નાયકસિંહને અંગદેશની સર્વ પ્રજા ઓળખતી હતી. સત્યવતી પણ ત્હેને ઓળખી ગઈ, તેથી ઉભી થઈ રહી અને નેત્રોમાં આંસુ લાવીને હાથ જોડી બોલી, " કુમાર, હું અનાથ છું. મ્હને ત્હમે ખૂશીથી કેદ કરો; ભિક્ષુ શરણુભૈયાને છોડી દો. "

કુમાર—ત્હેને છોડી દેવાનો અધિકાર તો મન્ત્રાનો છે. હું ત્હને અવસ્ય છોડી શકું છું. છોડી મુકવામાં કાંઈ અડચણ પણ નથી; કેમકે ત્હને ન્હાસતાં આવડતું નથી.

પાછળથી કોઈએ કહ્યું: " ના, કદી ન છોડતા. એ રમણી મ્હારી પ્રણયિની છે. "

લાલા કિશનપ્રસાદે યુદ્ધસ્થળમાં પોતાની બહાદુરીની સીમા બતાવવા માટે થોડોક દારૂ પી લીધો હતો. તે જરા પાસે આવીને બોલ્યો, " સત્યવતી, આ ત્હમારો દાસ ત્હમારી સ્હામે ઉભો છે. "

સત્યવતીએ કરુણ સ્વરથી કહ્યું : " કુમાર, મ્હને બચાવો. "

" ત્હમને બચાવવાની કોઈનામાં શક્તિ નથી ! " એમ કહીને લાલાસાહેબે સત્યવતીનો હાથ પકડી લીધો.

કુમાર નાયકસિંહે વિચાર્યું કે આ સમયે આની લાતસેવા કરવી એજ વિશેષ ફળપ્રદ થશે. અને કાંઈ કહ્યા સાંભળ્યા સિવાય ત્હેણે તેમજ કર્યું.

સત્યવતીને છોડાવીને કુમારે લાલા સાહેબની ખૂબ પૂજા કરી અને પછી ત્હેને ઝાડ સાથે ત્હેના જ દુપટ્ટાથી કસકસાવીને બાંધી લીધો.

મન્દ્રા વૃક્ષના થડ પાછળ ઉભી રહીને એ સર્વ રમત જોઈ રહી હતી. એટલામાં થોડે જ દૂરથી કોઈનો અવાજ સંભળાયો—" સતી, સતી ! "

સત્યવતીએ કુમારનો હાથ પકડીને કરુણ સ્વરથી કહ્યું:—"કુમાર, એ મ્હારા શરણુભૈયાનો અવાજ સંભળાય છે. ત્હમે ત્હેને કોઈ રીતે બચાવી લ્યો. "

કુમાર નાયકસિંહે કાંઈક આગળ વધીને ગંભીર ભાવથી બોલાવ્યો,-" ત્હમે ક્યાં છો ? "

ભિક્ષુએ સામું પૂછ્યું, " ત્હમે કોણ ? "

કુમ ર—" બૌધભિક્ષુ ! હું નાયકસિંહ છું. ત્હમે કોઈ પ્રકારની બ્હીક ન રાખો. સત્યવતી કુશળ છે, અને લાલા કિશનપ્રસાદને ઝાડ સાથે બાંધેલ છે. "

ભિક્ષુ સમીપ આવી ગયો અને નાયકસિંહનો હાથ પોતાના હાથમાં લઈને બોલ્યો, " ભાઈ, ત્હમને યાદ હશે કે મ્હારા પિતા મહારાજા અજીતસિંહે પાટલીપુત્રના યુદ્ધમાં ત્હમારા પિતાનો જીવ બચાવ્યો હતો. મ્હારા પગમાં બાણ લાગી ગયું છે. ચાલવા ફરવાની મ્હારામાં શક્તિ નથી, તે માટે હવે હું ધીમે ધીમે ચાલું છું અને મન્દાર પર્વતની ગાઢ ઝાડીમાં જે એક પર્ણકુટી છે, ત્યાં જઈને વિશ્રામ કરીશ. કુમાર નાયકસિંહ, આ સમયે ત્હમે જે અબળાના ધર્મની રક્ષા કરી છે તે સત્યવતી મ્હારી ન્હાની બ્હેન છે. કુમ્ભના મેળામાં ત્હેને કોઈ લુંટારો ચોરીથી લઈ ગયો હતો. આટલા સમય પછી ત્હેનો પત્તો મળ્યો છે. હવે ત્હમે સાવધાન રહેજો. મિથિલાની રાજકુમારીને હું ત્હમારી પાસે છોડી જઉં છું. "

ભિક્ષુ ચાલ્યો ગયો. સત્યવતી દોડીને પાસે આવી અને પૂછવા લાગી, " કુમાર, શું હમણાં ત્હમારી પાસે મ્હારા શરણુભૈયા હતા ? હાય તે ક્યાં ચાલ્યા ગયા ? "

નાયકસિંહે કહ્યું: " કુમારી સત્યવતી, બુદ્ધ ભગવાને ત્હમારા ભાઈને આશ્રય આપ્યો છે. મ્હેં પણ હવે ત્હેનું શરણ લઈ લીધું છે. ત્હમારે હવે જરા પણ ડર રહ્યો નથી. ત્હમે આ સમયે આ પત્થરની ખીણમાં થોભી જાઓ. હું જરા આમ તેમ તપાસ કરૂં, કે શી હકીકત છે."

મૂશળધાર વરસાદ વરસી રહ્યો હતો. અંધકાર એટલો ગાઢ હતો

કે એક બીજાનું મુખ પણ સૂઝતું નહોતું. કુમાર નાયકસિંહે વિજળીના પ્રકાશમાં જોયું કે મન્દ્રા ગાંડીની પેઠે ચાલી જાય છે. ત્હેનાં નેત્રો તે ગાઢ અંધકારને ભેદીને ભિક્ષુકનું અનુસરણ કરી રહ્યાં છે. નાયકસિંહને જોઈને ત્હેણે પૂછ્યું, " કુમાર, ભિક્ષુ ક્યાં ગયો ?"

નાયકસિંહે ધીમેથી પૂછ્યું, " કેમ ?"

મન્દ્રા—" નાયકસિંહ ! ત્હમે કદી પ્યાર કર્યો છે ?"

નાયકસિંહે જરા હસીને કહ્યું, " હું સમજું છું કે પ્યારનો પરિચય આપવાનું આ સ્થળ નથી અને સમય પણ નથી. જે વાતને મ્હેં લગભગ સાત વર્ષથી મ્હારા હૃદયમાં છુપાવી રાખી છે, તે–"

મન્દ્રા વચ્ચે જ બોલી:—" કુમાર ! હું ત્હમારા પ્રણય અથવા પ્યારને લાયક નથી. ભાઈ મને ક્ષમા કરજો. આજ મ્હારૂં પાષાણ હૃદય ચૂર્ણ થઈ ગયું છે."

મન્દ્રા પોતે પોતાના સ્વરૂપને ભૂલી ગઈ. ત્હેણે પોતાના મસ્તકને કુમારના વક્ષઃસ્થળ પર નાંખી દીધું. ત્હેના ભીંજાએલા વાળ અને વસ્ત્રોને જોઈને નાયકસિંહ કંપી ઉઠ્યો. ત્હેણે અકળાઈને કહ્યું, "કુમારી મન્દ્રા, ત્હમે જલદી રાજમહેલ તરફ ચાલ્યાં જાઓ."

" ના ભાઈ, મ્હારી જીંદગીનો પણ આ છેલ્લો અંક છે. મ્હેં જેમને મ્હારા બાણથી વિદ્ધ કર્યા છે, ત્હેમનાં ચરણોનું અનુસરણ હવે હું કરીશ. મ્હારો સંસાર અને સ્વર્ગ હવે તે ચરણારવિંદમાં છે." એમ કહેતાં કહેતાં મન્દ્રા રડવા લાગી.

કુમાર નાયકસિંહે ધીમેથી કહ્યું, " સારૂ મન્દ્રા, જાઓ ત્હમે ત્હેમને મન્દાર પર્વતની દક્ષિણ દિશામાં મેળવશો."

એ સાંભળીને મન્દ્રા તે વિષમ માર્ગે ઝડપથી ચાલતી થઈ.

* * * *

વરસાદ વરસી રહ્યો છે. ચતુર્દશીની પાછલી રાત્રિ છે. સત્યવતી કુમારની પાસે આવીને બોલી:—" કુમાર, હમણાં ત્હમારી પાસેથી કોણ ચાલ્યું ગયું ?" સત્યવતી બ્હીકથી કંપી રહી હતી. નાયકસિંહે કહ્યું, " અંગરાજ્યની શક્તિ મન્દ્રા !"

સત્યવતી—" તે ક્યાં ગઈ ?"

**નાયક૦**—" ત્હમારા શરણુભાઈના ચરણુમાં. જુઓ, ઉપર બુદ્ધ શક્તિ છે અને નીચે જમીનપર રાજશક્તિ ! આ સર્વ ત્હમારા ભાઈનો જ મહિમા. "

**સત્યવતી**—" કુમાર, શું ત્હમે મન્દ્રા પર પ્યાર કરો છો ?"

**કુમાર**—" જણાય છે કે કરૂં છું. પરન્તુ શું ત્હમે અમારી બન્નેની વાત સાંભળી લીધી છે ? "

સત્યવતીએ શરમાઈને કહ્યું: " હા, સાંભળી લીધી છે; પરંતુ કુમાર હવે ત્હમે શું કરશો ? "'

સરલાનો આ બાલિકાસુલભ પ્રશ્ન સાંભળીને નાયકસિંહનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે બોલ્યો, " કરીશ કાંઈ નહિ. સન્યાસ લઈ લઈશ. "

**સત્યવતી**—" ના ! ત્હમે સંસારમાં રહો. કદાપિ કોઈ ત્હમારા પર પ્યાર કરતું હોય તો ! "

નાયકસિંહે અભિમાનસહ કહ્યું: " તો હું ત્હમારી સલાહ માનવાને તૈયાર છું "

ધીમે ધીમે વાદળાં વેરાવા લાગ્યાં અને જ્યાં ત્યાં સેંકડો તારા ચમકવા લાગ્યા. પર્વતની એક બાજુએ તદ્દન નિર્જન વનમાં એક જુની ભાંગી તુટી પર્ણકૂટી છે. ભિક્ષુ આ પર્ણકૂટીમાં પત્રોની શય્યા પર સૂઈ રહ્યો છે. પોતાના બાણુવિદ્ધ પગને એક પત્થરની ઉપર રાખેલો છે અને ડાબી ભૂજાનું ઓશિકું બનાવીને નિદ્રા લઈ રહ્યા છે. પગમાંથી રક્ત ટપકીને પર્ણશય્યાને રંગી રહ્યું છે.

હજુ સ્હવાર થવાને થોડી વાર છે. બહુ જ શોધખોળ કર્યા પછી મન્દ્રાએ પર્ણકૂટીના દ્વાર પર આવીને જોયું કે ભિક્ષુ નિદ્રામાં અચેત પડયા છે.

મન્દ્રા પગની પાસે જઈને બેસી ગઈ. ત્હેણે જોયું કે તીક્ષ્ણ બાણુ માંસની અંદર પેસી ગયું છે, તેથી ત્હેને ઘણું કષ્ટ થયું. ત્હેણે એક પ્રકારના વૃક્ષનાં પાંદડાંને હથેળીમાં મસળ્યાં અને ઘા પર બાંધી દીધાં. ત્યાર પછી તે પોતાના સુંદર કેશોને તલવારની ધારથી કાપી કાપીને તે પર બાંધવા લાગી અને અંતે ત્હેણે પોતે પહેરેલા રેશમી કપડાને ફાડીને ગોઠણથી લઈ ને ઘુંટી સુધીના ભાગને ખૂબ કસકસાવીને બાંધી દીધો. આજ ભિક્ષુના ચરણતળોનો સ્પર્શ કરીને

મન્દ્રા પોતાને ઘણી જ ભાગ્યવતી થઈ સમજી. આ સમયે ત્હેના પ્રેમનો પ્રવાહ અરોક હતો. તે પોતાના સંકલ્પિત સ્વામીનાં ચરણોનું ચુંબન કરીને આંસુ વહેવરાવા લાગી. આ સમયે ભિક્ષુએ આંખો ખોલીને પૂછ્યું: " ત્હમે કોણ છો ? "

મન્દ્રા—" દેવ, હું આપનાં ચરણોની દાસી છું.

ભિક્ષુ—( વિસ્મિત થઈને ) " શું હું સ્વપ્ન જોઈ રહ્યો છું ? "

મન્દ્રા—" નાથ, આ સ્વપ્ન નથી, સત્ય છે. ત્હમે મ્હારા જીવન-દેવતા છો. ત્હમારા ચરણને વિદ્ધ કરીને હું આત્મબળિ આપી ચૂકી છું."

મન્દ્રાનો આ સર્વથી પહેલો પ્યાર અગર અનુરાગ હતો. આ સમયે ત્હેનાં નેત્ર પૃથ્વીના પ્રત્યેક પદાર્થને પ્રેમ અને કરુણાપૂર્ણ ભાવે જોઈ રહ્યાં હતાં.

ભિક્ષુ સૂતો હતો તે બેઠો થયો અને બોલ્યો—" મન્દ્રા, હું એક સાધારણ શરીરધારી છું. હું દેવ નથી, પરન્તુ મનુષ્ય છું; વળી સન્યાસી થઈ ગયો છું, તેથી સંસાર મ્હારે માટે નિઃસાર અને શૂન્ય છે. મ્હારો માર્ગ એક છે અને ત્હમારો બીજો છે. ત્હમે સંસાર માર્ગ-માં જ રહો અને ત્હમારા સુયશથી જગતને ઉજ્જવલ કરો. કદિ અવસર આવશે તો હું ત્હમારા યશને જોઈ જઈશ. મન્દ્રા, ત્હમારા હૃદયમાં જે અસીમ કરુણાનો ઉદ્‌ભવ થયો છે, તે હું ધારૂં છું કે અંગરાજમાં શતસહસ્રધારાઓથી વહો અને સર્વને માટે શાન્તિપ્રદ હો."

મન્દ્રાએ હાથ જોડીને કહ્યું, " જીવનનાથ, આપ સંસારને છોડીને ન જાવ. યાદ કરજો, કે આપ પ્રતિજ્ઞાબદ્ધ થઈ ચૂક્યા છો. "

ભિક્ષુ—" કઈ પ્રતિજ્ઞા ? મ્હને તો યાદ નથી આવતી. "

મન્દ્રા—" દેવ, તે દિવસે આપે સ્વીકાર કર્યો હતો કે હું આત્મ-સમર્પણ આપીને અંગરાજ્યમાં કરુણાનો સંચાર કરીશ. તે માટે હવે તે સત્યપાશમાં બંધાઈ રહો. ભિક્ષુ મહાશય, સંસારમાં જ રહો, ત્હેને ન તજો. આપનું જોઈને હું શીખીશ અને આપને મ્હારા હૃદયમંદિર-માં વિરાજમાન કરીને આપની જ પૂજા કરીશ. મ્હને હવે તમ્હારા ધર્મની દીક્ષા આપી દો. ભિક્ષુરાજ, જણાય છે કે બૌદ્ધધર્મ ઘણો જ ઉત્તમ છે. "

ભિક્ષુ—" કુમારી, શું ત્હમે મ્હને સંસારગૃહમાં રાખવા માટે તૈયાર છો ? "

**મન્દ્રા**—" બધી રીતે. ભિક્ષુમહોદય! હવે મ્હારા હૃદયને વિદ્ધ કરીને ન જાઓ. હું મ્હારા પ્રાણ ત્હમને અર્પણ કરી ચુકી છું."

તે ભુવનમોહન મુખથી વિષાદમયી વાણી સાંભળીને **ભિક્ષુ** ઉઠીને ઉભો થઈ ગયો. પોતાના પગમાં પડેલી રાજકુમારીને તે પોતાની શક્તિશાલિની ભુજાઓથી ઉઠાવીને પર્ણકુટીની બહાર લઈ આવ્યો.

પૂર્વાકાશથી ઉષાનાં કિરણો તે બન્નેના મુખપર પડીને એક અપૂર્વ ચિત્રની રચના કરવા લાગ્યાં.

બૌદ્ધ ભિક્ષુકે **મન્દ્રા**ના નિષ્કલંક અને પવિત્ર મુખ પર પોતાનાં બન્ને નેત્ર સ્થાપિત કરીને કહ્યું:—" પ્રેમમયી, તું આટલી વ્યાકુળ કેમ થઈ રહી છે? જ્યારે મહાદેવ જેવા તપસ્વી પણ આ માયાના માનની રક્ષા કરવા સંસારી થઈ ગયા છે, ત્યારે હું તો શા હિસાબ-માં છું? રાજકુમારી, હું હિન્દુ ક્ષત્રિય છું. તેમાંનું કલંક અને જીવહત્યા દૂર કરવાને માટે બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ થઈ છે, પરંતુ બાદ્ધ ધર્મ હિન્દુધર્મથી જુદો નથી, તો પણ હું બાદ્ધ હોવા છતાં પણ હિન્દુ છું. પ્રિયે, ત્હારા પાણિગ્રહણની અભિલાષાથી મ્હેં આજ લગભગ એક વર્ષથી મિથિલાનું સિંહાસન ત્યજી દીધું છે. ભિક્ષુવેશમાં પોતાને છુપાવીને રહેલો આ **શરણસિંહ** જંગલ અને પહાડોમાં રહીને અને નગરોમાં ફરીને જે સ્ત્રીરત્નને શોધી રહ્યો હતો, તે આજ ત્હેને મળી ગયું છે."

**મન્દ્રા**નું હૃદય ઉછળવા લાગ્યું. આ સમયે ત્હેનું પ્રત્યેક રક્તબિન્દુ આનંદથી નૃત્ય કરી રહ્યું હતું. ત્હેણે પોતાનાં પ્રેમપૂર્ણ નેત્રોને શરણની તરફ ફેરવીને હાસ્યમાં કહ્યું: " હું તો પહેલેથી જ સમજી ગઈ હતી કે ત્હમે કોઈ ઢોંગી તપસ્વી છો!"

**શરણસિંહ**—" અને તે માટે ત્હમે આમ બાણવિદ્ધ કરીને સ્વયંવર કરવાની અદ્ભુત યુક્તિ શોધી રાખી હતી કેમ?"

**મન્દ્રા**ને તેનો કાંઈ જ ઉત્તર ન સૂઝયો.

---

# રેણુકા.

( લેખનારઃ—રા. રા. ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા. )

"રાયશી! પરણું તો ત્હને જ પરણીશ, નહિં તો કુંવારી રહીશ."

"મ્હને ત્હારી ખાત્રી છે રેણુ! તું પણ એટલું તો માનજે કે રાયશી બે વસ્તુને જ ચાહે છેઃ એક આ વાંસળી ને બીજી તું રેણુકા."

"એક વાત ખરી, બીજી ખોટી." રેણુકા હસી પડી.

"કેમ ?"

"વિશ્વને મુગ્ધ કરનારી વાંસલડી ક્યાં ને હું ક્યાં?" રેણુકા રાયશી તરફ મીટ માંડી.

"વાંસલડીના સૂર ને ત્હારા નયનની મીટ બન્નેનો પ્રભાવ મને તો સરખો જ છે."

સાયંકાળે ધણ ઉતાવળે ગામ તરફ જતું હોવાથી રસ્તામાં ધૂળની ડમરી ચઢી છે. આખા દિવસના કામકાજથી થાકેલા ખેડુતો માથા પર કોશ ઉપાડી બળદને ઉતાવળા ઉતાવળા હાંકી ઘેર જવાની ઈંતેજારીમાં ચાલ્યા જાય છે. ન્હાની મ્હોટી બાલિકાઓ માથા પર કોઈ લીલા ઘાસની ભારી તો કોઈ છાણાંનો સુંડો ઉપાડી ભેંસોના ટોળાને હાંકતી ઘર તરફ જાય છે. આઠ આઠ દશ દશ વર્ષના ખેડુતબાળકો ન્હાની ચોરણી ને ન્હાના કેડીયામાં સજ્જ થઈ ભેંસ પર સ્વારી કરી

"ઝાંપે ત્હારાં ઝુંપડાં ઘાયલ રે,
ઝાંપે ત્હારાં ઝુંપડાં
આવતાં જાતાંનો નેડો લાગ્યો રે અલબેલીયા."

એ લોકગીત ગાતાં આનંદમાં ભેંસની પીઠ પર લાકડી ફેરવતા જાય છે. ખેતરમાં મજુરી કરી પેટ ભરનાર મજૂરો માથા પર કુંડાની ન્હાની પોટલીઓ અને ચારની ભારીઓ મૂકી અરસપરસમાં વાતો કરતા ગામ ભણી રસ્તો કાપે છે. આ વખતે રેણુકા ને રાયશી પણ આંબાવાડીયામાંથી બહાર નિકળ્યાં.

"રેણુ! આપણી પાછળ આંબાની ડાળ પર કોયલ ટહુકી તે ત્હેં સાંભળી?"

"હા, કેમ ?"

"એ ટહુકાર આપણો સાક્ષી છે હો!" રાયશીએ રસ્તો બદલતાં કહ્યું.

"એકલો ટહુકાર શું કરવા? એ આંબો, એ કોયલ અને આ સૂરજવેણુ નદી પણ સાક્ષી છે, પછી શું?" રેણુએ નદીના નિર્મળ જળમાં પગ મૂકતાં કહ્યું.

શ્યામગામ સૂરજવેણુ નદીને કાંઠડે આવેલું હતું. ગામની સીમ ફળદ્રુપ અને લીલીછમ રહેતી. લગભગ ગામની અરધી વસ્તી તો સીમમાં જ રહેતી. સહુ સહુના ખેતરમાં છાજે છજેલી ઝુંપડીઓ અને ઓથ બનાવી કુટુંબસહિત આઠ મહિના સીમમાં જ વસતા. માત્ર ચોમાસાના ચાર મહિના ગામમાં આવી રહેતા.

આહિરજાતિમાં રેણુકાનો બાપ વેજાણંદ શ્યામગામમાં પટેલ હતો. આહિરજાતિ પોતાને કૃષ્ણની જાતિ તરીકે ઓળખાવે છે. વેજાણંદને પ્રત્યક્ષ જોતાં એવો કંઈ ભાસ થતો કે કૃષ્ણે ગોકુળીયામાં જે જાતિમાં બાળલીલા કરી તે પસંદગી ઉત્તમ હતી.

વેજાણંદ ચાર સન્તાનોનો પિતા છે. ત્રણ પુત્રી ને એક પુત્ર. રેણુકા સહુથી મ્હોટી છે. રેણુકા સોળ વર્ષની ઉમ્મરની થઈ પણ હજુ કુમારિકા છે. રેણુકાની માતા મીઠી પોતાની પુત્રીને હવે સારો વર મળે તે માટે શોધમાં છે. મીઠીની પણ રાયશી પર દૃષ્ટિ મૂળથી જ હતી. રાયશી દેખાવડો તેમજ સરળ સ્વભાવનો અને આનંદી હતો.

વેજાણંદને ત્રણ ખેતર હતાં, પણ વ્યાજખોર વણિકના પંઝામાં સપડાયાથી બહુ ભાગે ગરીબીમાં જ રહેવું પડતું. ગરીબીમાં પણ આ કુટુંબ પોતાને સુખી માનતું. વેજાણંદનું કુટુંબ આઠ મહિના ખેતરમાં જ રહેતું. ત્રણે ખેતર પાસે પાસે નહિ હોવાથી રખોપું કરવા જવું પડતું.

સૂરજવેણુને કાંઠે આવેલા ખેતરમાં રેણુકા રખોપે જતી. તેને નદી ઉતરી રોજ જવું પડતું. એ ખેતરમાં થોડા ભાગમાં જુવાર ઉભી હતી. રેણુકાએ આંબાવાડીયાના છેડા ઉપર એક માંચડો બાંધ્યો હતો. તે માંચડા ઉપર બેસી પંખી ઉડાડતી. કેટલીક વખત તો "દાણે દાણે ખાનારનું નામ લખ્યું છે" એ વિચારે પંખી ઉડાડવાને બદલે માંચડે બેસી હીરની ને રેશમની ફુલવેલના બુટ્ટા ભરતી. રાયશીનું ખેતર વેજાણંદના ખેતરની જોડમાં હતું. રાયશી પ્રસંગોપાત કંઈ કંઈ બહાને શરૂઆતમાં ત્યાં આવતો. ધીમે ધીમે રાયશી અને રેણુ વચ્ચે મૈત્રી થઈ. માંચડે બેસી રેણુકા હીરના દોરડાથી ભરત ભરતી ત્યારે સામે

આંબલિયાની ડાળે ચઢી રાયસી વાંસળી વગાડતો. આ પ્રસંગ વિરલ લાગતો. રેણુકા અને રાયશીનો આ રોજનો કાર્યક્રમ હતો.

આજે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે કોયલની સાક્ષીએ રાયશી-એ રેણુ પાસેથી જે માગવાનું હતું તે માગી લીધું. આ નિર્દોષ આનંદમાં ઝૂલતી વ્યક્તિઓએ ઘણા દિવસથી હૃદયમાં રહેલી પરણવાની વાતને આજ પહેલ વહેલી બહાર પાડી.

નદીના નિર્મળ નીરમાં ઉતરતી રેણુ જ્યારે સ્હામે પાર જઈ ઉભી ત્યારે રાયશીએ આજ પહેલી જ વખત તેને ગૃહદેવીસમી જોઈ. રેણુકા પોતાની થશે એ વિચારે તે લાંબો વખત સુધી આનંદમાં ને આનંદમાં લીન થઈ ત્યાં ઉભો રહ્યો.

( ૨ )

આજે સીમમાં પૂર્ણિમાનો મહોત્સવ છે. શ્યામગામની સીમમાં રહેતી ગ્રામ્ય સુન્દરીઓ દર પૂર્ણિમાએ ચાંદનીના રંગમંડપમાં આ મહોત્સવ ઉજવતી. ગામમાંથી પણ કેટલીક રસિક સ્ત્રીઓ આ નિર્દોષ આનંદમાં ભાગ લેવા ઉત્સાહભરી આવતી.

સૂરજવેણુના કાંઠાથી થોડે દૂર એક ખેતરમાં ખુલ્લો ચોક હતો. આ ચોકની ચારે તરફ આંબા ઝૂલતા હતા. વચ્ચે સુન્દરીઓ રાસ લેતી અને આંબાને ઓથે બેસી પ્રેક્ષકવર્ગ તે રાસ નિહાળતો. કેટલાક યુવાનો વૃદ્ધ ડોશીઓની દૃષ્ટિ ચુકાવી પોતાની ભવિષ્યની પત્નીને સ્નેહ-ભરી દૃષ્ટિએ જોતા. ઉદાર દિલવાળી કેટલીક વૃદ્ધાઓ પોતાની પુત્રીના પ્રેમપાત્ર સાથેના આ નિર્દોષ આનંદને વખાણતી પણ ખરી.

આ રાસમંડળની મુખ્ય નાયિકા રેણુકા હતી. રેણુકાને સર્વ કોઈ બહુ જ સ્નેહથી ચાહતું. ઘણા યુવાનો રેણુકા પોતાની પત્નિ થાય એ અભિલાષે તેનો ચાહ જીતવા પ્રયત્નો કરતા હતા. રેણુકાનું સૌંદર્ય, લાવણ્ય અને છટાની ત્રિપુટી સર્વ કોઈને આકર્ષવા માટે બસ હતી. ત્હેનો કોકિલ કંઠ, મીઠડી હલક અને તાલસૂરનું જ્ઞાન જોઈ દેવો પણ મુગ્ધ થાય એમ સર્વ કોઈ માનતા. ચંદ્રનું સર્વ તેજ, ચંદ્ર-ની સર્વ કળા અને ચંદ્રનું મધુરૂં અમૃત જોવાને, ઝીલવાને ચંદ્ર તરફ નહિ પણ ચંદ્રની ચંદ્રિકા સરીખી રેણુકા તરફ સર્વ નયનો—સર્વ હૃદયો આતુર રહેતાં.

આજનો મહોત્સવ શરૂ થયો. આંબલીઓને ઓથે રસીલો પ્રેક્ષક-વર્ગ ગોઠવાઈ ગયો. ચોકમાં રસિક સુન્દરીઓ રાસ લેવા તૈયાર થઈ. આ રાસની રસનાયિકા રેણુકાએ પોતાના કૃષ્ણ માટે પ્રેક્ષકવર્ગ તરફ હરિણી સરીખાં નયનો ફેરવ્યાં. એક જ દૃષ્ટિથી જણાયું કે રાયશી હજી ગેરહાજર છે. રાયશી વગરનો રાસ ઉપાડવો રેણુકાને ગમ્યો નહિ, પણ યુવાનીના સાગરમાં ઉછળતી અન્ય સુન્દરીઓ હવે થોભી શકે તેમ નહોતું. રસિકતાની અવધિનાં દર્શન અહિં થતાં હતાં. આખરે ન ચાલતાં રાયશી વગર રેણુકાએ રાસ ઉપાડયોઃ—

શરદ પૂનેમની રે હો રાતે,
ગોઠડી કીધી ગોવિંદ સાથે;
મ્હારે ઘેર આવજો રે હો ! દાણી
દાણી મ્હારી નવરંગ ચુંદડી તાણી
મ્હારે ઘેર આવજો હો રંગરસીયા.

શ્યામગામની શ્યામાઓએ જૂદા જૂદા ભાવથી આ ચરણો ઝીલ્યાં. ગાતાં ગાતાંએ રેણુકાની આંખ્યો તો રાયશીની જ શોધમાં ફરતી.

શરદપૂનેમની રે હો રાતે,
ગોઠડી કીધી ગોવિંદ સાથે,
મ્હારે ઘેર આવજો રે હો લાલા
લાલા ત્હમે સહુને લાગો છો વ્હાલા.
મ્હારે ઘેર આવજો રે રંગરસીયા
રસીયા મ્હારા હૃદયકમલમાં વસિયા......

રાસ ચઢયો, કોકિલકંઠ સાથે નૃત્યના ઠમકાર વધ્યા. રેણુકાએ આ રમઝટમાં પણ ફરીથી વાંસળીના સૂર સાંભળ્યા. એજ રાયશીની વાંસળી–રાયશી આવે છે એ વિચારે રેણુકા વધારે ખીલી. ખરેખર રાયશી આવ્યો. વાંસળી હાથમાં રાખી પ્રેક્ષકવર્ગમાં પ્રેક્ષકતરીકે ઉભો. હવે રેણુકા વધારે મનમોહક બની. પ્રથમ રાસ પૂરો થયો. સહુ સુન્દરીઓ ખડખડાટ હસતી હસતી આડી અવળી ઉભી રહી.

બીજો રાસ શરૂ થયો. આ વખતે પણ રેણુકાએ જ મુખ્ય ગોપાંગનાનું પાત્ર ભજવ્યું. પ્રથમ રાસ ગવરાવતી રેણુકા આ બીજા રાસમાં કંઈ ઓર ભાવથી ખીલી. આ રાસના પદે પદે, સુન્દરીઓના કોકિલ-

કંઠના શબ્દે શબ્દે અને નૃત્યના તાલે તાલે રસિકતા વધતી ગઈ. ચંદ્ર પણ આ રાસ જોવા એકી નજરે મીટ માંડી રહ્યો હોય તેવો ભાસ થયો. રેણુકા ગાતી, ફરતી એકજ વ્યક્તિ તરફ નિરખતી, એ વ્યક્તિ રાયશી. એ ગીત અને એ દૃષ્ટિ પૂર્ણ પ્રેમથી ઝીલતો હતો. રાસ જામ્યો.

વાંસલડી વાગે ને મ્હારાં મન હરે,
ત્યાંથી મ્હારૂં દીલડું ગયું છે દૂર જો;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.

આજે તો ઉતારો વ્હાલા અહિં કરો,
ઉતારા કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે વ્હાલે બહુ કર્યો.

આજે તો દાતણીયાં પ્રભુજી અહિં કરો,
કરશું કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે પ્રભુએ બહુ કર્યો.

આજે તો નાવણીયાં રસીયા અહિં કરો,
નાવણ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે પ્રભુએ બહુ કર્યો.

આજે તો ભોજનિયાં પ્રેમી અહિં કરો,
કરશું કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.
આજે તો મુખવાસ (યાં) લાલા અહિં કરો,
મુખવાસ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે લાલે બહુ કર્યો.
આજે તો પોઢણીયાં કહાના અહિં કરો,
પોઢણ કરશું માનેતીને મ્હોલ જો;
આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.
વાંસલડી વાગે ને મ્હારાં મન હરે......

ચરણ પુરૂં થાય તે પહેલાં સર્વ સુન્દરીઓ હાંફતી હાંફતી—હસતી હસતી—તાળીઓ પાડતી છુટી થઈ, લીલા ઘાસની હરીયાળી ભૂમિ પર બેસવા—થાક ખાવા લાગી.

સર્વ પ્રેમી હૃદયમાં વાંસલડી વાગતી જ હતી. રાયશીએ રેણુકાને સાક્ષાત ઉર્વશી કે રંભા જેવી આજે જોઈ. પણ આ જોનાર

એકલો શયશી ન્હોતો. એક અજાણી વ્યક્તિ આ સ્વર્ગ સરીખાં સુખ જોતી ઉભી હતી તેની દૃષ્ટિ રેણુકા તરફ જ હતી. પ્રેક્ષકોમાંથી રાખવું કોઈની દૃષ્ટિ એ અજાણ્યા માણસ તરફ ગઈ હતી. પણ રસીયાઓએ ઝીલતાં ઝીલતાં એ કોણ છે તેનો વિચાર પણ ન કર્યો.

( ૩ )

"દોડો દોડો દોડ...જો..." એ બૂમ એકાએક સૂરજવેણુના પૂર્વના ભાગમાં સંભળાઈ. બૂમનો પ્રતિઘોષ શ્યામગામની આખી સીમમાં થયો. પૂર્ણિમાના મહોત્સવના રસખેલનના રણુકાર હજુ હમણાં જ શમ્યા હતા. રસઘેલી રસિકાઓ થાકથી નિદ્રાદેવીને શરણ થઈ. રસિકડો પ્રેક્ષકવર્ગ પોતપોતાના મનોભાવ પ્રમાણે સ્વપ્નસૃષ્ટિમાં દાખલ થયો. એટલામાં દોડો, દોડો, દોડજોની બૂમે સર્વ કોઈ જાગી ઉઠયું.

રેણુકાનો પિતા વેજાણંદ આ બૂમથી સફાળો ઉઠયો. જે દિશામાંથી બૂમ આવી તે દિશા ધ્યાનમાં રાખી પોતાની કડીયાળી ડાંગ હાથમાં લઈ તે બહાદુર પુરૂષની માફક દોડયો. ચંદ્રમાનું તેજ હજુ પૂર પ્રકાશમાં હતું. અજવાળે અજવાળે તે આગળ વધ્યો. થોડે દૂર એક ગાળી આવતી હતી. આ ગાળીના બન્ને ઉંચા ભાગ પર પીલુડીનાં વૃક્ષોની અલગાર શોભી રહી હતી. વેજાણંદ જેવો ગાળીના મધ્ય ભાગમાં આવ્યો કે તુરત જ ગાળીને છેડે ચાર માણસો ત્હેણે નાસતા જોયા. વેજાણંદને આમાં કંઈક ભેદ લાગ્યો. ત્હેણે ફરીથી બૂમ પાડી "દોડજો, દોડજો, દોડજો" ... વેજાણંદ બૂમ મારતો મારતો પેલા ચાર આદમીને પકડી પાડવાની આશાએ પૂર જોરમાં દોડયો. તે થોડું આગળ વધે તેટલામાં તો ગાળી વચ્ચે એક યુવાનને ઘાયલ દશામાં પડેલો જોયો. પેલા ભાગતા ચોરોને પકડવાનું કામ બહુ અશકય લાગ્યું. જોતજોતામાં તે ચારે જણાઓ જુવારના એક મોલમાં અલોપ થઈ ગયા. બીજી દિશામાંથી અન્ય ખેડુતો પણ દોડી આવ્યા. સર્વેએ ઘાયલ થયેલી વ્યક્તિને તપાસી. તપાસ કરતાં જણાયું કે ઘાયલ થયેલો માણસ જીવતો હતો, માત્ર બહુ માર પડવાથી તેને મૂર્છા આવી ગઈ હતી. થોડીવારે એ માણસ સાવધ થયો. શરીરે બહુ સખત મારને લીધે કળતર થતી હતી. સર્વ ખેડુતોમાંથી કોઈપણ એ અજાણ્યા માણસને ઓળખતું ન્હોતું. ત્હેણે સાવધ થતાં પહેલો પ્રશ્ન કર્યો કે "મારો ઘોડો કયાં ?" ઘોડો ભાગી છુટયો હતો એમ તપાસ પરથી લાગ્યું. મારવા આવનારા

ચાર સિંધી હતા. આ સિંધી જાતનો આ તરફ બહુ ત્રાસ હતો. આ અજાણ્યો યુવાન નસીબવાળો કે જીવથી બચ્યો. એ સિંધીઓ અગાઉથી નક્કી કરીને જ આવ્યા હશે એમ સર્વ કોઈએ કલ્પ્યું.

યુવાન મજબૂત બાંધાનો હતો પણ અત્યારે અશક્ત બની ગયો હતો. બારીક તપાસથી જણાયું કે તેના માથામાં ઉંડો ઘા પડ્યો હતો ને તેમાંથી લોહી નીકળતું હતું.

પોતાનું રહેઠાણ પાસે હોવાથી બીજા ખેડુતોની મદદથી અજાણ્યા યુવકને વેજાણંદ પોતાને ઓથે લઈ આવ્યો. યુવાનને એક ઝુંપડીમાં ખાટલા ઉપર સૂવાડયો. વેજાણંદનું આખું કુટુંબ વેજાણંદ એકલો દોડી જવાથી ચિંતાતુર બન્યું હતું. કોઈ અજાણ્યા યુવાનને સિંધીઓએ માર્યો છે અને તેને લઈ વેજાણંદ આવ્યો છે એ ખબર આસપાસ સર્વત્ર પ્રસરી ગઈ. રેણુકા જે પહેલી બૂમે જ જાગી ઉઠી હતી તેણે પોતાના પિતા સાથે આ યુવાનને પાટાપીંડી બાંધવામાં મદદ કરી. ઘરમાંથી તુરત જ ઘાબાજરીયું શોધી કાઢી તે યુવાનના માથા પર પડેલા ઘા ઉપર લગાડયું. શરીરના બીજા ભાગ પર જે મૂઢ માર પડેલો હતો તેના પર રેણુકાએ પોતાને હાથે શેક કરવો શરૂ કર્યો.

આજુબાજુના દોડી આવેલા સૌ ખેડુતો પોતપોતાને ઓથે ગયા. આ અજાણ્યો યુવાન કોણ છે તેની કોઈને તે વખતે ખબર પડી નહિ. બાકીની રાત્રિ વેજાણંદના આખા કુટુંબે વારા ફરતી આ યુવાનને શેક કરવામાં ગુજારી. રેણુકાએ આમાં મુખ્ય ભાગ લીધો.

યુવાનને જેમ જેમ ઘા ઠરતા ગયા તેમ તેમ વ્યાધિ ઘટતી ગઈ. ઘાબાજરીયાએ લોહી વહેતું અટકયું. યુવાનને આસ્તે આસ્તે વધારે શુદ્ધિ આવવા લાગી. વેજાણંદ થાકથી સૂઈ ગયો. આખું કુટુમ્બ આખો વખત હેરાન થયેલું હોવાથી સર્વ કોઈ નિદ્રાદેવીને આધીન થયાં હતાં. માત્ર રેણુકા શેક કરતી બેઠી હતી.

લગભગ સ્હવાર પડવા આવ્યું. વેજાણંદના ઓથમાં બનાવેલી છાજની બારીમાંનાં છીદ્રોમાંથી સુવર્ણરંગી ઉષાકાન્તનાં કિરણો રેણુકાના મનમોહક મુખકમળ પર પડયાં. યુવાનની બન્ને આંખો ઉઘડી. આસપાસ દૃષ્ટિ કરી તો પોતે એક ખાટલા પર સૂતો છે. પાસે જમીન પર દેવતા સળગાવી એક માંચી પર બેસી દેવાંગના સરીખી સુન્દરી કોમળ હસ્તે શેક કરી રહી છે. એકાએક તેના સ્મૃતિપટ પર ગઈ રાત્રિએ

બનેલા બનાવો ચિતરાઈ ગયા. ગઈ રાત્રિના સુંદરીઓના રાસની નાયિકા તે આજ ? તેનો કોકિલ કંઠ, મધુરી હલક અને આકર્ષક છટાભરી તેજસ્વીતાથી તે મોહિત થયો હતો. તેના મનમાં વિચારો રમી રહ્યા કે ભલે પેલા દુશ્મન સિંધીઓએ મ્હારાપર હુમલો કર્યો. ભલે તે ચાર જણાએ એકત્રિત બળથી મ્હને માર માર્યો. રાજ્યમાંથી મ્હેં તે લોકોને ખસેડયા હોવાથી ભલે તે લોકોએ મારા ઉપર વેર વાળવાની તક લીધી કે જેને પરિણામે આ રાજસિંહાસનને શોભે તેવી રત્નરાણી સરીખી લાવણ્યમયી સુન્દરીની વધારે નિકટમાં આવવાનો મને લાભ મળ્યો. રેણુકા પોતાને શોક કરે છે એ વિચારે જ તે પોતાને થતી સર્વ વ્યથા ભૂલી ગયો. એક ઝૂંપડીમાં વાણુના ખાટલા ઉપર પોતે સૂતો છે, પણ તેને આજે એ ઝૂંપડી રાજમહેલથી અધિક સુખદ લાગી.

તે શ્યામગામ સહિત ચાળીસ ગામનો ધણી હતો. તેનું મુખ્ય ગામ પ્રતાપગઢ હતું. પ્રતાપગઢ શ્યામગામથી ઘણે દૂર હતું, એટલે દરબાર કોઈ વખતે જ શ્યામગામ આવતા. દરેક ગામમાં એક તલાટી અને એક હવાલદાર રહેતો. વૃદ્ધ દરબાર રણમલસિંહ ગયે વર્ષે જ સ્વર્ગવાસી થવાથી આ યુવાન કુમાર પ્રતાપસિંહ દરબારપદું પામ્યો હતો. આ યુવાનકુમાર રાજા થયા પછી કંઈપણ ખબર આપ્યા વગર પોતાનાં ગામડાંઓમાં એકલો લોકચર્ચા જોવા જતો. પોતે કોણ છે તે જણાવ્યા વગર ઘણે સ્થળે તે ફરી આવ્યો હતો, અને જ્યાં જ્યાં સુધારા કરવા ઘટે ત્યાં ત્યાં તે પ્રમાણે બંદોબસ્ત કરતો. શ્યામગામ પ્રતાપગઢથી ઘણું દૂર હતું તો પણ પ્રતાપે ત્યાં એકલા આવવાની ગોઠવણ કરી હતી. તે ઘણું ખરૂં ગામડાંઓમાં જવાને બદલે ખેડુતોને ત્યાં ઝૂંપડાઓમાં રાત રહેતો. એથી પોતાના રાજ્યના ખેડુતોને શું શું દુઃખો છે તે જાણવાની તેને બહુ તક મળતી. રાજાઓ જો ખેડુત સાથે રહી પોતાના પ્રશ્નો ચર્ચે તો દેશ આબાદ બને, એ વિચાર અનુભવથી તેનામાં દૃઢ થયો હતો. પ્રતાપે ગાદીએ આવ્યા પછી ગામમાં રહેલા ચાર સિંધી કુટુંબો કે જે લોકોને તક મળતાં લૂંટતાં અને બહુ ત્રાસ આપતાં તેને તરત જ દૂર કર્યાં. આ સિંધીઓ આથી પ્રતાપ પર બહુ ગુસ્સે થયા અને લાગ મળતાં તેની ખબર લેવી એવા વિચારે તેની દરેક હિલચાલ છૂપે વેશે જોતા. જ્યારે પ્રતાપ ગામડામાં જતો ત્યારે પાસે હથિઆર રાખતો નહિ, કારણ કે તે પોતાને

ઓળખાવવા માગતો ન્હોતો. રાત્રિ પડતાં કોઈ પણ ખેડુતને ત્યાં રાત રહી જતો. જો સગવડ ન થાય તો ગામડામાં જઈ રાત રહેતો. આજે શ્યામગામની સીમમાં કોકિલકંઠી સુન્દરીઓના રાસના રણકાર સાંભળતાં તે ત્યાં જોવા ગયો. ઘોડાને બહારના ભાગમાં બાંધી તે પ્રેક્ષક વર્ગમાં રાસ જોતો ઉભો. પેલા સિંધીઓ આજે તક મળશે એવી આશાએ બહાર વૃક્ષોના ઓથે સંતાઈ રહ્યા હતા.

રેણુકાને રાસમાં ચંદ્રિકા સમી ઘૂમતી જોઈ પ્રતાપ ઘેલો બન્યો. પોતાને બબે રાણીઓ છે પણ રાણીવાસમાં જો રેણુકા હોય તો પ્રતાપ કેવો ભાગ્યશાળી થાય એ વિચારમાં તે ક્યાં ઉભો છે, કેટલો વખત ગયો છે તેનું ભાન ભૂલી ગયો. ચંદ્રની જ્યોત્સ્નિકાને ભૂલાવે તેવી રેણુકા તરફ જ તેની દૃષ્ટિ હતી. રાસ ખલાસ થયો. સર્વ પ્રેક્ષક વર્ગ વિખરાઈ ગયો. શું કરવું તેના વિચારે તે માત્ર એકલો જ ત્યાં કેટલોક વખત ઉભો રહ્યો. રેણુકા ગઈ હતી છતાં પણ "આંખલડીનો ચાળો રે ક્હાને બહુ કર્યો" એ પદનો રણકાર હજુ પણ તેના કાનમાં રમી રહ્યો હતો. તે કેટલું થોભ્યો તેનું તેને ભાન ન રહ્યું. આખરે નિશ્ચય કર્યો કે અત્યારે તો આટલામાં જ ક્યાંક રાત રહેવું અને એ સ્વર્ગીય સુંદરીનાં દર્શન તો ફરીથી કરવાં. બહાર આવી પોતાના ઘોડાને દોરી તે ચાલવા મંડયો. સર્વ કોઈ સૂઈ ગયાં હતાં, ક્યાં રાત રહેવી તે વિચારને બદલે રેણુકાના વિચારે તે આગળ ચાલ્યો. લાંબી ગાળીમાં ચંદ્રના તેજે દાખલ થયો. ગાળી પસાર કરી કોઈ ખેતરમાં રાત ગાળીશ એમ ધાર્યું. આ વખતે પણ એ ગાળીમાં રેણુકાના જ વિચાર કરતો હતો. સિંધીઓએ લાગ જોઈ પાછળથી હુમલો કર્યો. બહાદુર યુવાન ચમક્યો. હુમલાથી ઘોડાની લગામ છૂટીને ઘોડો ભાગ્યો. સ્હામે ચાર અને પોતે એકલો. સારા નસીબે સિંધીઓ પાસે હથીઆર ન્હોતાં, નહિ તો આજે આ મજબૂત માણસ જીવતો રહેત કે નહિ તેની ભારે શંકા હતી. ચાર જણાની સ્હામે પોતે મજબૂતીથી થયો. એક સિંધીની દાઢી પકડી મજબૂત હલાવી ગરદનમાં પકડી નીચે પાડયો. એટલામાં બીજાએ તેના માથા પર કડીઆળી ડાંગ મારી; માથામાં ઘા ફુટયો છતાં આ યુવાન અડગ ઉભો રહ્યો. બીજી પાંચ સાત ડાંગ શરીરમાં તથા પગમાં લાગી. યુવાનને લાગ્યું કે કદાચ આ ચાર સ્હામે પોતે હવે ઉભો નહિ રહી શકે. ત્હેણે બની શકે તેટલા જોરથી 'દોડો, દોડો, દોડજો'ની બૂમ

પાડી. લોહી વ્હેતું હોવાથી અશક્તિ વધી ગઈ. આખરે વેજાણુંદને આવતો જોઈ પેલા સિંધીઓ ભાગ્યા. પ્રતાપની બૂમે બીજા ખેડુતો આવી પહોંચશે એથી પકડાઈ જવાની બ્હીકે પોતાના શિકારને એમને એમ રહેવા દઈ તે લોકો નાઠા. જો વેજાણુંદ આવ્યો ન હોત તો એ લોકો પ્રતાપ બેશુદ્ધ થતાં તેને ઉપાડી જવાનો ઇરાદો રાખતા હતા. આ સર્વ વિચારો ખાટલામાં સૂતેલા પ્રતાપના હૃદયમાં રમી રહ્યા. ભલે જે થયું તે સારા માટે થયું. આ સુન્દરીનું દર્શન પ્રતાપને મન ઈંદ્રાસનથી અધિક લાગ્યું. બીજી પળે બીજો વિચાર પણ આવ્યો કે ગ્રામ્યજનો કેટલાં બધાં ભલાં હોય છે. એક અજાણ્યા માણસનો આવો સત્કાર, આવી સેવા અદ્વિતીય છે. ગ્રામ્યજનો ભોળાં, ભલાં અને કેટલાં પરગજુ હોય છે તેને માટે આનાથી વધારે કયો પ્રસંગ છે ! ફરી એ વિચાર ભૂલાયો. શોક કરતી રેણુકાનાં નયનો તરફ મીટ માંડતાં પ્રતાપે પોતાને પ્રશ્ન કર્યો શું તે પરણેલી હશે ?

( ૪ )

પ્રતાપગઢમાં શિવરાત્રીનો સાત દિવસનો મેળો દર વર્ષે ભરાતો. બાલનાથ મહાદેવના દર્શન અર્થે હજારો ભાવિક ભક્તો આવતાં. આ મેળામાં લગભગ દશથી પંદર હજાર માણુસો એકઠાં થતાં. મેળામાં ગ્રામ્ય રમતોની વિવિધતા બહુ રસમય દેખાતી. જીવનની નવપલ્લવતાનાં દૃશ્યો આ પ્રસંગે ક્ષણે ક્ષણે દેખાતાં. પ્રતાપગઢની બહારના ભાગમાં એક ઉપવન હતું. આ ઉપવનની અંદર મેળાની ઠઠ જામતી. ગ્રામ્યજનો જૂદાજૂદા ગામડેથી ટોળાંઓમાં આ મેળાની મોજ લેવા ઉતરી પડતાં. રાત્રિને વખતે દેશી મશાલો પ્રકટાતી. ક્યહાંક લોકો બે ટોળામાં વ્હેંચાઈ જતા અને સ્હામસ્હામા દુહા બોલવાની હરિફાઈ ચાલતી. ક્યહાંક કાઠીયાવાડી પાણીદાર ઘોડીઓ ઉપર મશાલ સહિત સ્વારી કરી ઘોડદોડની સરતો ચાલતી, ક્યહાંક ડાંડીયારાસની રમઝટ, ક્યહાંક મજીરાં સહિત ભજનોની ધૂન, ક્યહાંક ધીમાં ધીમાં ઢોલક સાથે સુન્દરીઓનાં નૃત્ય ને રાસ જામતા, ક્યહાંક વિદ્યાવિલાસી બારોટો રણશૂરા રજપૂતોની લોકકથાઓ કવિતોમાં લલકારતા, અને ક્યહાંક ક્યહાંક પ્રેમી જનો પરસ્પર નયનથી રાચતાં દેખાતાં. આ પ્રમાણે વિવિધ દૃષ્ટિએ પ્રતાપગઢનો આ મેળો બહુ આકર્ષક દેખાતો.

રેણુકા આ મેળા સમયે પ્રતાપગઢના રાજમહેલમાં અતિથિ તરીકે આજે વેજાણુંદ સહિત આવી હતી. શ્યામગામથી પ્રતાપગઢ ઘણું દૂર હતું એટલે ઘણાં વર્ષોથી આવવાની ઇચ્છા છતાં અવાતું નહિ, પણ આ વર્ષે રાજાના ખાસ આમંત્રણને માન આપી આવવાનું વેજાણુંદે ઉચિત ધાર્યું. વેજાણુંદે સિંધીઓના હાથે ઘાયલ થયેલ પ્રતાપને પોતાને ત્યાં લાવી જે ચાકરી કરી તે પ્રતાપ ભૂલી શકે તેમ ન્હોતું. વેજાણુંદે એક અજાણી વ્યક્તિને ઘાયલ સ્થિતિમાં પોતાને ઘેર લાવી જે આગતાસ્વાગતા કરી હતી, તે ઉપકાર પ્રતાપ વિસરી શકયો નહિં. વેજાણુંદને ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે પોતાનો ઘાયલ અતિથિ તે પોતાનો રાજા જ છે. પ્રતાપ તો રેણુકાના સ્વાગતથી પ્રમઘેલો જ થઈ ગયો. તે ધારત તો રેણુકાને એક ક્ષણમાં પ્રતાપગઢ લાવવા ઉત્પાત કરત. પણ જ્હેણે જીવતદાન આપ્યું, જ્હેણે આતિથ્યસત્કારમાં શહેરીઓને પણ શરમાવે તેવા પ્રેમથી પોતાની ચાકરી કરી તેના તરફ પ્રતાપ જુલમ ગુજારી શકયો નહિ. તેના હૃદયે તેને તેમ કરવાની ના પાડી. એ દિવસ અજાણ્યા મુસાફર તરીકે રહી આરામ થતાં તે પ્રતાપગઢ પાછો ગયો.

પ્રતાપગઢ ગયા પછી પ્રતાપે વેજાણુંદ પર એક પત્ર લખી પોતે કોણ હતો તેની ઓળખાણ આપી, એટલું જ નહિ પણ જે ખાતર બરદાસ વેજાણુંદે કરી હતી તેને માટે બહુ ઉપકારદર્શક ભાવના લખી જણાવી. વધારામાં શિવરાત્રિના મેળા ઉપર કુટુંબસહિત પ્રતાપગઢ આવવા બહુ આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. રાજાને પરમેશ્વર તુલ્ય માનવાની સનાતન આર્યભાવના વેજાણુંદમાં પણ સતેજ હતી. પોતાનો અતિથિ પોતાનો રાજા જ હતો એ જાણતાં તેને બહુ આનંદ થયો. રાજ્યનું આમંત્રણ સ્વીકારતાં ત્હેને બહુ હર્ષ થયો અને રેણુકા તથા બીજી બે પુત્રીઓ સહિત મેળા ઉપર પ્રતાપગઢ આવી રાજ્યનો અતિથિ થયો.

( ૫ )

" રેણુકા ! કહે તો ખરી મ્હારા ઉપર જે ઉપકાર ત્હેં કર્યો છે તેનો બદલો હું શું આપું ? "

" મહારાજ ! આપ અમ્હારા શિરછત્ર છો, અમ્હારાં સદ્ભાગ્ય કે અમ્હારા પ્રભુની સેવા કરવાની અણમોલી તક પ્રાપ્ત થતાં અમ્હે અમ્હારી ફરજ બજાવી. " રેણુકાએ પ્રતાપગઢના રાજમહેલની બારી-

એથી ગઢની બ્હાર ઉપવનમાં મળેલી લોકોની મેદની તરફ દૃષ્ટિ ફેંકતાં વિનયથી ઉત્તર આપ્યો.

"અરે ફરજ કેટલી ! મ્હારો ઘા રૂઝવવા કેટલા બધા પ્રયત્ન ! કોમળ હાથે કલાકો સુધી શેક કરી મ્હારૂં દર્દ ઓછું કરવા ત્હેં કેટલી બધી તકલીફ ઉઠાવી ? નહિ વિસરાય એ ત્હારા ઉપકારો રેણુકા !" પ્રતાપ એકી ટશે રેણુના સુંદર મુખડા તરફ નિહાળી રહ્યો.

"બદલો મ્હારે કાંઈ જોઈતો નથી. માત્ર ત્હમે કહો છો ત્યારે એક ચિજ માગી લેવાની ઇચ્છા થાય છે........"

"માગ માગ ! જે ઇચ્છા હોય તે માગી લે !" રેણુ બોલે તે પહેલાં આતુરતાથી પ્રતાપ બોલી ઉઠયો.

"પ્રતાપસિંહ ! એટલું ધ્યાનમાં રાખજો કે રાજાની ખરી શોભા પ્રજા છે, રાજાનું ખરૂં હિત પ્રજાના હિતમાં છે, પ્રજાના સર્વ અભિલાષો પોષવામાં અને પ્રજાની ઉન્નતિમાં જ રાજ્યની ઉન્નતિ છે, એ ન્યાયે આપ રાજ્ય કરજો."

ગામડામાં રહેનાર આ ખેડૂત બાલિકાના ઉપદેશથી પ્રતાપ અજાયબ થયો. જે ભાવનાથી ત્હેણે આ તક સાધી હતી તે ભાવના તો હજુ હવામાં લટકતી હતી તેટલામાં તો રેણુકાના પ્રભાવશાળી વ્યક્તિત્વે ત્હેને ઝાંખો પાડયો. રાજમહેલમાં વેજાણંદને ઉતારો આપ્યા પછી રેણુકા સાથે કયારે એકાંત શોધાય એ તક તે શોધતો હતો. વેજાણંદને ખેડુતો માટે ભરવાના પ્રદર્શનના કામમાં રોકયો. રેણુકા ને તેની બે ન્હાની બ્હેનોને પોતાની રાણીઓ પાસે કપડાંની બક્ષીસ માટે યુક્તિથી તેડાવી. રેણુકા પણ પોતાની બે બ્હેનો સાથે રાણી પાસે જવા નીકળી. પણ તેડવા આવેલ ખવાસણે કહ્યું કે ત્હમે તો હમણાં અહિં જ રોકાઓ, હું ફરીથી હુકમ લઈ તેડવા આવીશ. એકાંત મળતાં પ્રતાપ આ ચંદ્રાનના પાસે આવી પહોંચ્યો. રેણુકા આ વખતે દરબારગઢની રાજબારીએથી મેળાની મેદની નિહાળતી હતી.

જ્યારે પ્રતાપે રેણુકાને બીજા જ પ્રશ્નો પર વિચાર કરતી જોઈ, તેમજ તેના પ્રભાવે તેના પર કંઈ અદ્‌ભુત અસર કરી ત્યારે પોતે જે વિચારે ત્યાં આવ્યો હતો તે માટે શું બોલવું અને કેમ બોલવું તે વિસરી જ ગયો.

આખરે મૂળ મુદ્દા પર વાત લાવવા તેણે બહુ મહેનતે પ્રયત્ન કર્યો.

"પણ રેણુ! તું જે માગે તે હું આપવા તૈયાર છઉં ત્યારે હું માગું તે તું આપીશ?" આતુર નયને પ્રતાપ નિરખી રહ્યો.

"આપને શું ઓછું છે? રાજવૈભવમાં જે જોઈએ તે સર્વ છે."

"તે સર્વ વૈભવના શોભનને કાજે એક ચીજની ન્યૂનતા છે." પ્રતાપે વાણીને કાબુમાં રાખતાં કહ્યું.

"શેની?" રેણુ કંઈક ભાવ સહમજતી હોય તેમ દેખાઈ.

"કહું?" પ્રતાપ આતુરતાના રસહિંડોલે ઝુલ્યો.

"આપને હરકત ન હોય તો કહો." રેણુ પ્રતાપનાં રસઘેલાં નયનોથી સાવચેત બની.

"રેણુ! મ્હારે સર્વસ્વ છે, માત્ર એક ત્હારા જેવી ગૃહલક્ષ્મીની જ તેમાં ખોટ છે." પ્રતાપે છૂટકારાનો દમ ખેંચ્યો.

રેણુ હસી પડી. પોતાના શિલવન્તા નીતિપૂર્ણ નયનતેજે પ્રતાપને મ્હાત કર્યો. ને કહ્યું, "પ્રતાપસિંહ! એ શું બોલ્યા? આપને તો એક-ને બદલે બે ગૃહલક્ષ્મીઓ છે?"

"હા! પણ હું ત્હારા જેવી ગૃહલક્ષ્મી માગું છઉં." પ્રતાપ રેણુકાનું તેજ સહન કરી શકતો ન્હોતો.

"મહારાજ! આતિથ્યસત્કારનો આ બદલો!?" રેણુએ દૃઢતાથી વચનબાણ ફેંક્યું.

"એટલા માટે જ હું આ યાચના કરૂં છઉં. નહિ તો ગમે તે રીતે ત્હને મ્હારી કરી, હું મ્હારી ઇચ્છા બર લાવત." પ્રતાપ જરા બળવતો બન્યો.

"આપની બે રાણીઓ કરતાં મ્હારામાં આપે શું અધિક નિરખ્યું?"

"રેણુ! તું તો આ દુનિયા પરની દેવી છો. ત્હારા સૌન્દર્યે મ્હને દિવાનો બનાવ્યો છે."

"મહારાજ, સૌન્દર્ય આજ છે ને કાલ નથી તે યાદ છે કે?"

"અરે! ત્હારૂં લાવણ્ય જોઈ દેવતાઓ પણ મુગ્ધ થાય તો હું શેનો યાદ કરૂં?" રેણુ ઢીલી થઈ છે એમ જાણી પ્રતાપ વધારે આતુર બન્યો: "રેણુ! હું ત્હને હવે કહું છઉં કે વ્હાલી રેણુ!

ત્હારા પ્રેમનો હું ભૂખ્યો છઉં. તું મ્હારી સાથે લગ્ન કરી મ્હારી પટ-રાણી થા. કહે કબૂલ છે કે ?"

"મ્હારા પ્રેમના ભલે આપ ભૂખ્યા હો, પણ હું માનું છઉં કે પ્રેમ એટલે શું એ આપ સ્હમજતા જ નથી."

"તું મ્હને સ્હમજાવ ! મૃગનયની ! ત્હારાં નયનોમાં એ પ્રેમ સાક્ષાત્ દર્શન આપે છે."

"માફ કરજો પ્રતાપસિંહ ! આપે સૌન્દર્યનેજ પ્રેમ તરીકે ઓળખ્યો છે. આપના જેવા એવા સૌંદર્યમાં પ્રેમ પીછનારા કરતાં મ્હારો રાયશી સો દરજ્જે ખરો પ્રેમ પીછાણનારો પ્રેમી છે." રેણુકાએ ધીમે રહી સચોટ ખુલાસો કર્યો.

"એ રાયશી કોણ ?"

"મ્હારો પ્રેમી !"

"ગામડીયો ! ?"

"હા ગામડીયો ! પણ માફ કરજો રાજાજી ! એજ ખરો પ્રેમી છે. આપની એ રાણીઓના કરતાં રાયશીની રાણી વધારે સુખી થશે."

"તું પરણેલી તો નથી ને ?"

"હૃદયથી પરણી ચુકી છઉં."

"હું ત્હને જોરજુલમથી પરણીશ તો ?"

"આપની તાકાત નથી કે આપ એમ કરી શકો."

"મ્હારાથી અધિક કોણ છે ?"

"સર્વનો પિતા પ્રભુ. યાદ રાખો રાજા ! કોઈ પણ સ્ત્રી તરફ ખરાબ દૃષ્ટિએ જોશો તો આખા દેશનું સત્યાનાશ કાઢવાનું કારણ આપ બનશો. આપણા દેશની પડતીનાં મુખ્ય કારણોમાં અનીતિ છે. રાજા પ્રજામાં આવી જાતની અનિષ્ટ ભાવનાઓ જાગવાથી દેશને બહુ ખમવું પડે છે એ યાદ છે કે ?"

"જ્યાં પ્રેમ હોય ત્યાં આવા ઉપદેશની જરૂરીયાત નથી." પ્રતાપસિંહે એક ગ્રામ્ય બાળાનું આવું જ્ઞાન જોઈ અજાયબ થઈ વાત ફેરવીને એક વેળા ફરીથી પ્રયત્ન કર્યો.

"રાજા ! પ્રેમને આપ સ્હમજી શક્યા હોત તો આવી વાત કરત જ નહિ."

"તું પરણી મ્હને પ્રેમ શિખાવ." ફરીથી પ્રતાપ ગાંડો બન્યો.

"આપને શું પરણું? એ રાણીઓની જે હાલત છે તેવી જ મ્હારી હાલત થાય. મ્હારામાં સૌંદર્ય છે ત્યાંસુધી તેને પ્રેમ માની આપ મ્હારા તરફ મીઠી નજરે જોશો. એ સૌંદર્ય જતાં બીજી કોઈ રૂપાળી સ્ત્રી જોઈ એ સાથે મ્હને ત્રીજીને બેસાડી આપ ચોથી કરશો. રાજા! આપને ખરો પ્રેમી જોવો હોય તો રાયશીને જ જોજો. એની સાથેનું નિર્દોષ પ્રેમી જીવન આપનાં હાડ, માંસ અને લોહી ચર્મને ચાહનારા સૌંદર્યજીવન કરતાં બહુ ઉચ્ચતર જીવન છે. આજે તો હું છઉં, પણ કોઈ પણ રૂપાળી સ્ત્રીને આપ જુઓ તો લલચાશો નહિ. આ માંસના લોચા, આ મળમૂત્ર અને લોહીવાળું અંગ એને જ પ્રેમના પાત્રરૂપે લેખવા કરતાં આત્માને ઓળખો ત્યારે જ પ્રેમને પારખશો. વધારે શું કહું પ્રતાપસિંહ! એ રાણી સિવાયની બીજી સર્વ સ્ત્રીઓને માતા અને બ્હેન પ્રમાણે લેખો ત્હેમાં જ આપનું અને અમ્હારા દેશનું કલ્યાણ છે." રેણુકાએ પ્રતાપની રગેરગમાં શુદ્ધતા પરોવી.

પ્રતાપ નમી પડયો. પોતાની આ માગણી માટે શરમાયો. એક સાધારણ ખેડૂત રાયશી કરતાં પણ ચાળીસ ગામનો પોતે ધણી ઉતરતી પંક્તિનો છે એમ ત્હેને આજ લાગ્યું. ત્હેનું સંસ્કારી હૃદય ખીલ્યું. "રેણુ! બ્હેન રેણુ! ત્હેં મ્હારો આજે બીજો ઘા રૂઝવ્યો. ત્હેં મ્હને આજે મનુષ્ય તરીકે જીવાડયો—મનુષ્ય તરીકે દુનિયામાં ઉભો રહેવાનો ત્હેં મ્હને આજે સાચો માર્ગ બતાવ્યો."

( ૬ )

વેજાણંદ કુટુંબ સહિત મેળો કરી શ્યામગામ પાછો આવ્યો. રેણુએ મેળવેલી મ્હોટી જીત વિષે તે કંઈ જાણતો ન્હોતો. પોતાની આ ગ્રામ્યબાળા સાથે થયેલો પ્રસંગ નિખાલસ દિલે મ્હોટી રાણીને પ્રતાપે કહ્યો. રાણીએ પ્રતાપને યાદ આપ્યું કે આપણો દેશ જો કંઈ પણ અંશે સુખી હોય તો તે આવી શુદ્ધ ચારિત્રવાન સન્નારીઓને જ આભારી છે. રાણીએ રેણુકાને જૂદી જૂદી જાતના વસ્ત્રાલંકારની ભેટ કરી. ગામડામાં પાકેલા આ સ્ત્રી રત્નને માટે રાણી બહુ ખુશી થઈ.

રેણુએ પ્રતાપગઢમાં બનેલી સર્વ હકીકત રાયશી સમક્ષ કહી બતાવી. પોતે એક રાજાથી પણ અધિક છે એવી રેણુની માન્યતા માટે ત્હેને બહુ આનંદ થયો.

આજે ફરીથી રેણુકા ખેતરને સમીપે આવી. રેણુકાએ આજે પોતાના ગ્રામ્ય પોષાકને બદલે આનંદની ખાતર રાણીએ આપેલા પોષાક-માંથી વસ્ત્રો પરિધાન કર્યાં. તે કોઈ રાજાની રાણીને ભુલાવે તેવી રીતે છટાહિલોળથી એ વસ્ત્રોમાં શોભી રહી. રાયશીને અગાઉથી આ બાબત-ની ખબર હતી તેથી તેણે પણ પોતાનાં વસ્ત્રોમાં ફેરફાર કર્યો. સ્વદેશી શ્વેત ધોતીઉં, શ્વેત પેરણુ અને શ્વેત પીછોડી ખભે નાખી ઉઘાડે માથે હાથમાં વાંસળી લઈ તે આંબાવાડીયામાં આવ્યો.

" વાહરે મ્હારા રાજા ! આજે આ પોષાકમાં ?" રેણુકાએ હસતાં હસતાં અજાયબી બતાવી.

" મ્હારી રેણુકા પોષાક બદલે ત્યારે મ્હારે પણ બદલવો જ જોઈએ."

" મ્હેં તો રાજાને સન્માર્ગે ચઢાવ્યો એ યાદીના સ્મરણચિહ્ન તરીકે આ વસ્ત્રો પહેર્યાં છે."

" ને મ્હેં પણ ત્હેં મ્હને રાજાથી પણ અધિક ગણી ખરો પ્રેમ શું તેનું દર્શન કરાવ્યું તેના સ્મરણચિહ્ન તરીકે આ ફેરફાર કર્યો છે."

રાયશીએ આંબાના વૃક્ષપર ચઢતાં પ્રત્યુત્તર આપ્યો.

રેણુકા માંચડાપર બેસી ભરત ભરે છે તેની સ્હામેના આંબા પર ચઢી રાયશીએ પોતાની વાંસળી છેડી. રેણુકા વાંસળીના સૂરે સૂરે મુગ્ધ બની, રાયશીના મુખદર્શનમાં પ્રેમીની પ્રભાતતારલી દેખાઈ.

" રાયશી ! બસ કર. હું ગાંડી બનતી જાઉં છઉં."

" રેણુ ! ત્હને છૂટ આપું છઉં કે તું રાજાની રાણી થા. તું બરાબર તેને જ લાયક છે." રાયશીએ વાંસળી પરથી ઓષ્ઠ દૂર કરતાં કરતાં મશ્કરી કરી.

" મ્હારો રાયશી–ભેંસો ચારનારો રાયશી–રાજાથી પણ અધિક છે. જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં ત્રિલોકનું રાજ્ય પણ ફૂલ છે. સ્હમજ્યા મ્હારા રાયશી રાજા !"

રેણુએ મસ્તીમાં રંગીત હીરવીટણું રાયશી પર ફેંક્યું.

આંબાની ડાળે કોયલ ટહુકી. બન્નેએ દૃષ્ટિ ઉંચી કરી.

" જોયું રેણુ ! આ કોયલ પોતાની સાક્ષીની ફરી યાદ આપે છે."

" અને આંખની કીકીમાં પણ એ જ જ્યોત પ્રકટી છે."

" રેણુ ! એ જ્યોત ઝીલનારાં નયન હવે બહુ તલસતાં દેખાય છે."

" જેટલાં વર્ષ કાઢયાં છે તેટલા દિવસ હવે નથી કાઢવાના."

" રેણુ ! ત્યારે એ દિવસ ખરેખર આવશે કે જ્યારે રેણુ રાયશી-નું ઝુંપડું પાવન કરશે ? "

* * * *

રાયશી સાથે રેણુકાનાં લગ્ન ધામધુમથી થયાં. આ લગ્નમાં પ્રતાપસિંહે બહુ ઉત્સાહભર્યો ભાગ લીધો. પોતાની રાજા તરીકેની ફરજોનું ભાન કરાવનાર આ ગ્રામ્ય સુન્દરીને તેણે લગ્ન પ્રસંગે ભાઈ તરીકે બે ગામ ઈનામ આપ્યાં. રેણુકા ખરેખર રાયશીની રાણી કહેવાઈ.

લગ્નની ખુશાલીમાં આજે શ્યામગામની સુન્દરીઓએ રાસ લીધો. આજે કંઈ અનેરા ભાવથી રેણુકાએ રાસ ઝીલાવ્યો. પ્રતાપ પણ રાયશી સાથે રાસ જોવા હાજર હતો.

> વાંસલડી વાગે ને મ્હારાં મન હરે,
> ત્યાંથી મ્હારૂં દિલડું ગયું છે દૂર જો;
> આંખલડીનો ચાળો રે કહાને બહુ કર્યો.

પ્રતાપના હૃદયમાં પૂર્વ સ્મરણો રમી રહ્યાં.



# પ્રિયબાલા.

( લખનારઃ—રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ. )

---

આ એક સ્વાનુભવની—તદ્દન ખરી બનેલી વાર્તા છે. હું તમને પ્રથમથીજ કહી નાંખું કે તે એક પ્રીતિલગ્નની કથા છે. હિન્દુ સંસારમાં પ્રીતિલગ્ન કેવું એમ કેટલાક અજ્ઞાન લોકોને પ્રશ્ન થશે; કારણ માત્ર એટલુંજ કે આવા પ્રસંગ તેઓના જોવામાં આવ્યા નથી. પ્રેમકથાનું નામ પડયું એટલે સ્ત્રીમંડળ તરફથી તો તેનો સત્કાર થવાનો. તરૂણ પુરૂષવર્ગ આડંબર જૂદો કરે છે, પણ તેમને પણ વાર્તાના પ્રણયપ્રસંગ પ્રિયતમ થઈ પડે છે. અવિવાહિત વૃદ્ધજન—બુઢ્ઢાઓ અને કેટલાક મહાન્ પંડિતો જેઓ પ્રેમનું નામ સાંભળી મ્હોં બગાડે છે તેઓ પણ હું શરત કરૂં છું કે ખસુસ આ વાર્તા વાંચવાના જ. પાછળથી તેઓ આ વાર્તા પર ગમે તેવા કટાક્ષ કરે, વાર્તાની પ્રેમવર્ણનને નિંદે, પરંતુ તેઓ વાર્તા વાંચવાના એ તો નક્કી. જે વિષય પર મનુષ્યને તિરસ્કાર હોય છે તે વખોડી કાઢવાને પણ તે વાંચે છે તો તેમાં તેને થોડો આનંદ પડતો નથી. તાવલાં, બ્હીડીયાં માણસને લાડુ, બાસુદી, દુધપાક ભારે પડે તેમ, આ વાર્તા પણ ભારે પડવાની. આ પ્રકારનાં માણસોને શું માફક આવે છે ? નિંદા—કુથલી. બીજાનાં દુઃખની વાત એમને ગમતી નથી. તેમનો સ્વભાવ કેવો હોય છે ? જમવા બેસે તો સરસ બનેલું ખાય નહિ, અને જરા કંઈ બગડયું હોય તે બાબત બબડયા કરે. આવા લોકોને પણ અમે અમારી આ વાર્તા વાંચવાને ભલામણ કરીએ છીએ.

અમારી વાર્તાનું નામ શું છે ? 'પ્રિયબાલા.' નામ પણ નવું અને નવું તેમજ સુન્દર. કેવું મઝાનું, કેવું મિઠું નામ ! ઉચ્ચાર કરતાં પણ મ્હોંમાંને મ્હોંમાં રાખવા જેવું નામ. સુંદર નામમાં પણ કાંઈક મોહિની છે. પણ નામ સુન્દર સાથે નામ ધરનાર શરીરે અને સદ્દગુણે પણ સુન્દર હોય તો પછી કાંઈ બાકી ! પ્રિયબાલા ખરેખર સુન્દર હતી. કોઈ તેની વધારે તારીફ કરે, કોઈ ઓછી કરે, પણ સર્વ તેના સૌન્દર્યની તારીફ કરતાં એ તો નિઃસંશય. મને તો તેની યથોચિત પ્રશંસા કરવાને પૂરતા શબ્દ પણ મળી આવતા નથી. તેના સૌન્દર્યનું

વર્ણન સાંભળવાની તમને ઇચ્છા છે ? હોય તો હું યથાશક્તિ વર્ણન કરૂં તે સાંભળો.

તે ઉંચી સીધી સોટા જેવી હતી, પણ બહુ ઉંચી નહિ હો ! નહિ સુકલકડી તેમ નહિ બહુ પુષ્ટ. શરીર ઘણું જ ગોરૂં, આંખ્યો તથા કેશ ઘણા પ્રકાશમાન્, ઘણા કાળા. એવી મનોહર કે તેનાં નયનમાં જ મિઠ્ઠી વિશ્રાંતિ લેવાને તમે હમેશાં ઉત્સુક રહો. બળતા ઉનાળામાં તમે કોઈ લીલી વાડીમાં શીતળ છાયાવાળા શાંત તળાવપર નજર રાખીને કોઈ દિવસ બેઠા છો ? પ્રિયબાલાને જોઈને તમ હૃદયને તેટલી જ ઠંડક લાગે. આ સ્થિતિમાં જ પ્રિયબાલાના મનોહર વિચારશીલ વદનથી જે શાંતિ, જે નિશો, જે વિલાસનો ઉદ્ભવ થાય છે, તેનો બરાબર ખ્યાલ આવી શકે.

પણ આથી ભૂલ ખાતા નહિ. પ્રિયબાલાનું મ્હોં હમ્મેશાં વિચારશીલ રહેતું નહિ. પવનની મધુર લહરીથી સુંદર શાંત સરોવરમાં પણ જેમ તરંગ દૃષ્ટિએ પડે છે, તેમ પ્રિયબાલામાં ઘણી વખત આનંદ હાસ્ય–તરંગ દૃષ્ટિએ પડતા. તમે તેને આનંદમાં જૂઓ, હાસ્ય કરતી જૂઓ તો તમે પણ આનંદમાં આવી જાઓ, તમે પણ હસો. કોઈ બેદરકારક બનાવથી અથવા દયાજનક દેખાવથી તેને આંસુ આવેલા હોય તો તમારૂં ગમે તેવું કઠિન હૃદય હોય પણ તમને આંસુ આવે.

પ્રિયબાલાનાં મનોહર નયન ! તેની કેવી અસર ! ચાહ્ય તો તે ગંભીર થવાને આજ્ઞા કરે, ચાહ્ય તો તે હસાવે, ચાહ્ય તો તે રડાવે. શાં સુંદર નયન ! મૃદુ છતાં મહા પ્રબલ લોહચુંબક. ન્યૂટને તો ગુરૂત્વાકર્ષણ ગદ્ય શીખવ્યું, પદ્ય શીખવવાનું પ્રિયબાલા માટે રહ્યું હતું.

માવલાં—માંદલાં, ચ્હીડીયાં માણસો, કંટાળેલા અવિવાહિત પુરૂષો ખરે જ આ વર્ણનથી ચ્હીડાવાના.

મારૂં અને પ્રિયબાલાનું ઓળખાણ એક મિત્રને ત્યાં થયું હતું. મિત્રને ત્યાં ચાર પાંચ મેમાન હતા. મને પણ તેને ત્યાં જમવા બોલાવવામાં આવ્યો હતો. બનેલું એમ કે મારાં મિત્રપત્નીની તબીયત નરમ; તેથી પ્રિયબાલા રસોઈ કરવાને આવી હતી. મારા મિત્રપત્નીની તે બ્હેન થાય. આટલાં બધાં માણસોની રસોઈ કરી સર્વને જમાડયાં,

અને પોતે પણ જમી. ઘણી સ્ત્રીઓ જ્યારે તેમને ઘરના કામકાજમાં કાંઈ શ્રમ લેવો પડે છે ત્યારે તેમનું મ્હોં ચઢે છે, તેઓ નિરૂત્સાહી બની જાય છે, અને બબડતી જાય છે, અને કામ કરતી જાય છે. પ્રિયબાલા હસ્તી જતી હતી અને કામ કરતી જતી હતી.

સ્હાંજે ચ્હાને વખતે પણ બધાં માટે ચ્હા તેણે તૈયાર કર્યો, ને બધાંને આપ્યો. આ વખતે અમે ચાર જણ જ હતાં. પ્રિયબાલા, મારો મિત્ર, તેની સ્ત્રી અને હું. ચ્હાની સાથે પૂરી હતી. બીજી કેટલીક નાજુક છોકરીઓની માફક પ્રિયબાલા ખાવા બાબત ખોટી શરમ રાખતી નહિ, પોતાને જોઈએ તેટલી પૂરી ચ્હા પોતે લેતી. કેટલીક છોકરીઓ, કેટલીક સ્ત્રીઓ થોડું જમવામાં માન હોય તેમ ભૂખ કરતાં ઘણું ઓછું ખાય છે. કેટલીક એવી હોય છે કે પારકે ઘેર જમવા જવું હોય તો થોડું જમીને જાય, અથવા બીજે થોડું જમે અને પછી ઘેર આવી પાછું રાંધેલું અથવા કાચુંકોરૂં ખાય. હેતુ એટલું જણાવવાનો કે ફલાણી તો ઘણું જ થોડું જમે છે. તેની તે જ જો પોતે એકલી જમવાની હોય તો બે સ્ત્રીના જેટલું જમે. પ્રમાણમાં વધારે ખાતી હોય—ઠીક ખાતી હોય એવી તે શ્રીમંતની છોકરી હતી. સારી પેઠે જમે તેવાં તન્દુરસ્ત મજબૂત માણસ મને તો ઘણાં જ ગમે.

આ પછી અમે ચાર જણ ચોપાટ રમવા બેઠાં. આ રમત એવી છે કે શાંત સ્વભાવનાં મનુષ્યો પણ બીજાં રમનારની જીત જોઈ તથા પોતાની હાર જોઈ પોતાનો મિજાજ ખોઈ બેસે છે. પ્રિયબાલા મ્હાત થતી વખતે કદી મિજાજ ખોતી નહિ, તેમ તક આવ્યે દાવ પણ ચૂકતી નહિ. અમે બન્ને પણ કેટલીક વખત સ્પર્ધામાં આવી જતાં. આ વખતે મને રમતમાં ઘણો જ રસ પડતો. કેટલીક વખત મારાથી પક્ષપાત પણ થઈ જતો. બે જણની સોગટી મારવાની હોય અને તેમાં એક પ્રિયબાલાની હોય તો તે હું બચાવી લેતો. રમતમાં પ્રિયબાલા હારી, પણ ખિન્ન થઈ ગઈ.

આ દિવસથી તે સુંદર બાલાનો મને મોહ લાગ્યો. ક્ષણ પ્રતિક્ષણ તે મારાં વિચારનયન આગળ આવીને ખડી થતી. તેને વિષે મ્હને સ્હેજ પણ વિચાર થાય કે તે મારી આગળ આવીને હાજર થતી. પ્રિયબાલા એજ મારૂં વિશ્વ હતું એમ કહું તો ખોટું નહિ. મારા કેટલાક ખાસ મિત્રો શિવાય બીજાં સગાંવહાલાં તરફ હું બેદરકાર બની ગયો. હું બેદરકાર બનું તેની સગાં વહાલાંને બિલકુલ પરવા નહોતી,

કારણ કે હું નિર્ધન હતો: હું તેમને ઓછાં બોલાવું, તેમને ઘેર ઓછો જાઉં તો તેમના મનથી તો ઓછી પીડા.

પણ આ મનોહર બાલાના વિચારમાં તલ્લીન રહેવાથી શો લાભ ? મેં સારી વિદ્યા સંપાદન કરી હતી. બે ચાર માણસનો નિભાવ કરૂં તેટલું કમાતો પણ હતો. ધીમે ધીમે બચાવતાં રકમ એકઠી થવાનો સંભવ હતો. પણ હાલ તો મારી પાસે રકમ એકઠી થઈ નહોતી, એટલે નિર્ધન જેવોજ હતો. નિર્ધનને કોણ કન્યા દે—દેવાનો વિચાર પણ કોણ કરે ? **નિર્ધન માણસ સારી વિદ્યાવાળો હોય છે તો પણ ઘણા માણસો-કહેવાતા મોટા સમજુ માણસો પણ-કન્યા આપતાં વિચાર કરે છે, ધનવાનના છોકરા બેવકુફ હોય છે તો પણ લોકો કન્યા આપવા પતંગીયાંની માફક ઝંપલાવે છે.** આથી પ્રિયબાલા સાથે લગ્ન થવાની આશા રાખવી તે વૃથા હતું. છતાં હું તેને ચહાતો એ નિઃસંશય. લગ્ન અશક્ય હતું ત્યારે તમારે તે વાત જ મૂકી દેવી હતી એમ કોઈ કહેશે. પણ પ્રેમ શું ચીજ છે તે આમ કહેનાર જાણતા નથી. પ્રેમ અને સંધિવાનું દરદ એ બન્ને સરખાં છે. તેમાં ફસાયા એટલે ચસકાય જ નહિ. પ્રેમાસક્ત મનુષ્યને જરાક વિવેકથી વર્તવાને કહેવું એ કોના જેવું છે ? વાથી વાંકા વળેલા તથા જકડાઈ ગયેલા માણસને ' ટટાર થઈ દોડ ' એમ કહેવા જેવું છે. મારા કેટલાએક મિત્રોએ બરાબર આ જ રસ્તો લીધો. તેમણે મને કહ્યું, ' કોઈની પાસે કહેવડાવો, હા કહે તો ઠીક, નહિ તો વાત વેગળી મૂકવી. '

મેં તેમને જવાબ આપ્યો, ' મારા જેવો ગરીબ માગું કરાવે તેથી શું વળે એવું હતું ?'

ત્યારે એક જણે કહ્યું, ' ત્યારે તો બે રસ્તા માત્ર છે, કાંતો તે વાત જ મૂકી દેવી–

હું બોલી ઉઠ્યો, ' તે તો કેમ બને ! '

' ત્યારે તો અલ્પ સમયમાં સારૂં ધન સંપાદન કરવું. '

' તે શી રીતે ? '

' આફ્રિકા બાફ્રિકા જેવે સ્થળે જઈને. '

' પણ ત્યાં જઈને આવતાં પણ સ્હેજ ત્રણ ચાર વર્ષ નીકળી

લગ્ન. અને ત્યાં સુધી પ્રિયબાલા કુમારી રહે નહિ. અવશ્ય તેનું લગ્ન અન્ય કોઈ સાથે થાય !'

'હા વખતે એમ પણ થાય. કારણ કે પ્રિયબાલાની ઉમ્મર મોટી છે. એટલે તે કુમારી રહી શકે એમ નથી. પણ એમાં શું ? પૈસા એકઠા થશે તો પ્રિયબાલા નહિ તો તેની બ્હેન. બીજી ઘણીએ કન્યાઓ મળશે.'

મેં આનો કાંઈ જવાબ આપ્યો નહિ. મને તેના પર તિરસ્કાર થયો. પ્રિયબાલા પર મને જે પ્રેમ થઈ આવ્યો હતો તેવા પ્રેમનો તેને અનુભવ થયો નહોતો. આવા માણસને તો પ્રેમની ખુબી સમજાવવી તે પણ નિરર્થક હતું.

આમ ગુંચવાડામાં હું આવી પડયો હતો. મારા પેલા મિત્રને મેં મારી હકીકત કહી નહોતી કારણ કે તેની સ્ત્રી તરફથી તે પ્રિયબાલાનો સંબંધી થતો હતો. હું સારી સ્થિતિમાં હોત તો નક્કી વાત કરત. અને કદાચ ન કરત તો તે સામો મને પ્રિયબાલા માટે કહેવા આવત. પૈસાની ખુબી ન્યારી છે.

આમ કરતાં કરતાં એક વર્ષ નીકળી ગયું. વખતને જતાં વાર લાગે છે ? તેમ તે કોઈની વાટય પણ જૂએ છે ? તમે હસો, રડો, તેની તેને ઓછી જ દરકાર છે ? એની સ્વારી ચાલી તે ચાલી. મહા સમર્થ રાજાઓ પણ તેને અટકાવી શકતા નથી. પ્રિયબાલા પરનો મારો પ્રેમ તેવોને તેવો જ અખંડ, અચલ રહ્યો. પણ મારી સ્થિતિમાં એવો કાંઈ ફેરફાર ન્હોતો થયો કે હું સગપણ માટે કહેવડાવી શકું. મારી જેટલી પ્રિયબાલા પર પ્રીતિ હતી તેટલી તેની મારા પર હતી કે નહિ તે જાણવાનું મને કશું કારણ મળ્યું નહોતું. તેની પ્રીતિ જાણવામાં આવે તો કહેવડાવવાની કાંઈક હિમ્મત પણ આવે. નિર્ધનતાએ મારૂં મોં બીડી દીધું હતું. મારાથી તે બાબત શબ્દ પણ બોલી શકાતો નહિ. જેને પ્રેમનો અનુભવ થયો હશે તેને મારી લાગણીનો કાંઈક ખ્યાલ આવશે. કાંઈક જ આવશે, કારણ કે પૂરો કયારે આવે કે પ્રિયબાલાના પ્રેમનો અનુભવ થાય ત્યારે જ. અને તે અશકય છે, પ્રિયબાલા એક જ છે.

આવી દુઃખદ સ્થિતિમાં હું હતો. દારિદ્ર કારાગ્રહમાંથી મુક્ત થવાની કાંઈ પણ આશા નહોતી. તેવામાં એક સવારે બે કાગળ

આવ્યા. આવા બનાવ ઘણી વખત વાર્તાઓમાં જ બને છે, ખરા તો મારી પેઠે કોઈકના સંબંધમાં જ બને છે. મારા એક વૃદ્ધ કાકા વ્યાપાર અર્થે આફ્રિકા ગયેલા હતા. તે બે વાર પરણેલા હતા. તે બંને સ્ત્રીઓ ગુજરી ગઈ હતી. તેમનાથી મારા કાકાને કાંઈ સંતાન થયું નહોતું. તેઓના મરણ પામવાના સમાચાર આ કાગળમાં હતા. તેમણે પોતાની સઘળી મિલ્કત—આશરે ૪૦ હજાર રૂપિયાની મિલ્કતનું વિલ (મૃત્યુપત્ર) મારા લાભમાં કર્યું હતું. તે વિલ તેમણે ત્યાંની એક સોલિસિટરની પેઢીને સોંપ્યું હતું. તેમના મુંબઈના એજન્ટોને આ બાબત ખબર આપી હતી, અને તેઓએ મને મુંબઈથી આ ખબર આપ્યા હતા.

આ પત્ર વાંચી મને ઘણો જ આશ્ચર્ય–આનંદ થયો. ફરી ફરીને મેં તે કાગળ તપાસ્યો. ફરી મારૂં તથા મારા કાકાનું નામ જોયું. આ ખબરથી મને ઘણોજ ઉત્સાહ આવી ગયો. લક્ષ્મી વિલક્ષણ ચીજ છે. ભલેને કેટલાંક સાધુડાં તેનો તિરસ્કાર કરે. લક્ષ્મીથી ઘણા અનર્થ થાય છે એમ કહેવાય છે; પણ તેમાં લક્ષ્મીનો દોષ નથી, મનુષ્યનો દોષ છે. નિર્ધનતામાં એકદમ ધન આવી પડે તેની અસર કાંઈક અદ્ભુત થાય છે. નિરુત્સાહી ઉત્સાહી બને છે, સહેજ માંદા માણસ ટટાર થઈ જાય છે, બીરૂ નિર્ભય બને છે.

આ કાગળના હરખમાં ને હરખમાં બીજો કાગળ ઉઘાડવો ભૂલી ગયો હતો તે સાંભર્યું. તે પત્ર ઉઘાડ્યો. પરબીડીયું મોટું હતું પણ તેમાં કાગળ એક કડકો માત્ર હતો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

પ્રિયતમ,

તમારી મારા પર પ્રીતિ છે તે તથા તમારી નિર્ધનતાને લીધે સગપણ માટે તમે મારાં માતપિતાને કહેવડાવી શકતા નથી તે કોઈ પણ પ્રકારે મારા જાણવામાં આવ્યું છે. મારી તમારા પર પ્રીતિ છે કે નહિ તે તમારે આ લેખ ઉપરથી સમજી લેવું. તમે મારાં માતપિતાને કહેવડાવશો તો હું મારાથી બનતો યત્ન તમારા ને મારા હિતને માટે કરીશ. નિડરપણે તમારે મારાં માતપિતાને કહેવડાવવું.

અધીન

**પ્રિયબાલા.**

હવે કાંઈ હર્ષની સીમા ! હું પ્રિયતમ અને તે મારી પ્રિયતમા ! ચાલ હમણાં જ મારા મિત્રને કહી આવું. શું કહેવું ? કે મારા કાકા

ગુજરી ગયા ! વાહ ! સ્વાર્થ વાહ ! કાકા ગુજરી ગયા તેનું મને કાંઈ સ્નાન સૂતક ખરૂં કે ? અત્યાર સુધી તે તો મને સાંભર્યું જ નહોતું. કાગળ લખનાર અંગ્રેજ એટલે લુગડાં ઉતારીને વાંચજો એમ એ ક્યાંથી લખે ? સ્નાન સૂતકમાં એ શું સમજે ? કાકાના મૃત્યુ બાબત બે ચાર સગાં વહાલાંને પહેલાં કહી આવ્યો ને ઘેર બેઠો. નાત્યના લોકો ભેગા થવા લાગ્યા. મેં પણ લોકાચાર પ્રમાણે ઓ ! ઓ ! ઓ ! કરવા માંડ્યું. ઘણાંએ પ્રયત્ન કરૂં પણ ખરૂં રડવું આવે નહિ. અને કોઈ દહાડો પરાણે પોક મૂકેલી નહિ તેથી તેમ પણ ન બન્યું. પણ મારાં એક પરોપકારી ફોઈ હતાં તે મારી આગળ આવી પહોંચ્યાં અને ધીમેથી કહેવા લાગ્યાં કે ' અલ્યા જરા બૂમ તો પાડય. કાકા મરી ગયા છે તે કેમ જણાય ? ' પૂજ્ય ફોઈ ! નાનો મોટો એમના હાથ નીચે થયેલો, એટલે તેમની આજ્ઞા મારે માથે ઉઠાવવી પડી. મોટેથી પોક મૂકી મેં રડવા માંડ્યું. પણ ભૂલ ખાતા નહિ. આંસુ એક પણ પડ્યું નહિ. મારે બદલે બીજું કોઈ હોય તો તેને પણ આંસુ ન આવે, ખોટાં આણે ત્યારે. ઢોંગ કરતાં મને આવડે નહિ, નહિ તો આંસુ કેટલાં ! આંખ્યો ભીની કરતાં વાર કેટલી ? સઘળા એકઠા થયા અને નદીએ ન્હાવા ચાલ્યા. નદી ઉપર જ મારા પેલા મિત્રને મેં વિલની વાત કરી. નાહી પાછા ઘેર આવ્યા. મારા મિત્રે કોઈ બીજાને વાત કરી. એમ વાત ચાલી અને આખી નાત્યમાં વાત પ્રસરી ગઈ. આવી વાત પ્રસરવા સામે કોઈક જ વાંધો લે છે. કાકાને બે માસ થયા એટલે મારા મિત્રે પ્રિયબાલાના પિતાને વાત કરી અને તેણે તે વાત ખુશીથી સ્વીકારી. ત્રીજે મહિને સારો દિવસ જોઈ ગોરને ચાંલ્લો કરવા મોકલ્યો. સગપણ થયું. કાકાનો શોકબોક ન નડ્યો ? ના, ન નડ્યો. અમારી નાત્ય શોકીલી ન્હોતી. જરૂર પડયે રૂડા કામ માટે મહિનામાં પણ બતાવવાનો મિથ્યા શોક મૂકી દેતી.

ચાર, પાંચ ને છ મહિના થયા એટલે તો મારા લગ્નનો દિવસ ઠર્યો. હવે કાંઈ સુખની પરિસીમા !

લગ્ન થઈ ગયાં. લગ્નમાં જ પ્રિયબાલા જોડે વાર્તાચિત કરવી શરૂ કરી. એ તે કાંઈ ધીરજ રહે !

' પણ શી વાત કરી ? '

' એ કાંઈ કહેવાય કે ? '



# સ્નેહ પ્હેલાં સાન.

( લેખક:—રા. રા. **મલયાનિલ,** બી. એ. એલએલ. બી. )

---

તે ફકીર હતો કે ભીખારી ? કાળી કામળીને વચમાં બાકું પાડી એણે ગળામાં નાખી હતી ખરી, પણ તે વારંવાર હાથ પહોળા કરી કફનીને ઉંચી કરતો હતો અને ઘણીવાર પવન ખાતો હતો. માથા ઉપરથી વાળ કઢાવી નાંખી એ ઉઘાડે માથે ચાલ્યો જતો હતો ખરો, પણ તડકાની અંદર એ પોતાનું કશકોલ–કમંડળ ટોપીની માફક પ્હેરતો હતો. હાથમાં કાળા મણકાની માળા હતી પણ શા જાપ જપવા એ તેને ન્હોતા આવડતા. બીજા હાથની બગલમાં વળ પાડેલી ડાંગ હતી અને હથેળીમાં કોઈ હલકી જાતના ધૂપનો પ્યાલો હતો. તે ફકીર હતો કે ભીખારી ?

કામળી જેટલા ભાગ ઉપર કફની કરી ઓઢી હતી તેની નીચેનું બદન ગોરૂં જણાતું અને ઉઘાડા હાથ, પગ અને ગળાના ભાગ ઉપર ગંગા જમનાની સંગમ રેખાઓ તરી આવતી હતી. બીજા ફકીરોની માફક એ ખડતલ ન હતો. કારણ કે કલાકેક ચાલી એ બજારની દુકાનોના ઓટલા ઉપર બેસી જતો હતો. બીજા ફકીરો જેમ જનાર આવનારની પાછળ ભટકતા દોડતા તેમ એ દોડતો નહતો. અલખ જગાવવાની એનામાં ખૂબી જ ન હતી. લોકના ટોળામાં કોઈને શોધતો હોય તેવો તેનો ડોળ હતો. તે ફકીર હતો કે ભીખારી ?

જે રાતના ચાંદે વસંતને કહ્યું કે 'તું ત્હારા પૂર બ્હારમાં આવી છે તો મ્હારૂં પણ જોશ આજ જોઈ લે. દુનિયાને અજબ રોશનીમાં ગરકાવું છું કે નહિં ?' તે જ રાતના કોયલોએ આંબાના મ્હોર ખાઈ ખાઈ પોતાના સૂર તીણા કરી રાખ્યા હતા. તે જ રાત્રે ગુલાબની કળીઓ સંધ્યાકાળ પછી ઉઘડી હતી. દક્ષિણ દિશાનો પવન જે આખો દિવસ મોગરાની કુંજમાં ભરાઈ બેસી રહ્યો હતો તે સફાળો અત્યારના જ ઉભો થયો, અને આમ ચોગરદમ દિલને ઘૂમરાવી નાખે તેવી ખુશનુમા પથરાઈ ગઈ, ત્યારે સરોવર પોતાનું સોહામણું રૂપ બતાવે તેમાં શું આશ્ચર્ય ? એની સપાટીની ઉપર ચાંદની છાયા તરતી

તો અંદર આછાં ચળકતા વાદળાંવાળું સર્વ આકાશ. કોયલો જો બ્હાર ટહુકતી તો પોતાના ચારે ખૂણામાંથી એમની સ્હામો લલકાર થતો. પવન પ્રથમ એમાં રમીને જ બધે ઉડતો.

કિનારા ઉપર સ્હામે પાર ટેકરીઓ હતી અને ત્યાં ઉંચી સપાટી ઉપર કેટલાંક આંબાવાડીઆં હતાં. એ ટેકરીઓ ઉપરથી વચ્ચેનાં કેટલાંક ઝાડ કાપી નાખી ટોચ ખુલ્લી કરી હતી જેથી ઉંધાઈ જતા ચાંદ અને સૂરજ છેલ્લું છેલ્લું પણ દર્શન આપવાનું વિસરી ન જાય. બન્ને બાજૂએ ઝાડની ઘટા ઉંચી સપાટી ઉપર અને નીચાણમાં છલકાતું-લ્હેરાતું સરોવર.

પણ આ બીજી બાજૂએ ઝુલતાં પાંદડાંની વચમાંથી ઝાંપો ઉઘાડી કોણ ઉતરે છે ? ત્યાં અંધારૂં છે પણ આજૂબાજૂમાં પથરાયલાં બધાં કિરણોનું અજવાળું એકઠું કરી એમના નાકની સળી કે કાનનું ફુલ, કે ગળાનો હાર કે ચમકતી આંખ-કંઈક ચળકે છે ખરૂં.

હરિણીની પેઠે ચારે બાજૂ નજર નાખતું-કોઈ જોશે તેના ભયથી કે અત્યારના પોતાના બદનના દેખાવની શરમથી, ત્રણ સમોવડી સાહેલીઓનું ટોળું ઝાડની ઘટાની નીચેની છાયાઅંદરથી ચંદ્રની સ્હામે હરીફાઈ કરતું બ્હાર આવી ઉભું રહ્યું.

કોઈ કહેશે કે કોઈ ત્યાં ફરનારની-જીંદગીની બહારે પહોંચેલા મુસાફરની-પ્યારના જોગીની, અરે ! હરકોઈની પણ પહેલી નજર ક્યાં પડત ? જો ચાંદમાં કદાચ ઇનસાનની વસ્તી હત તો દુનિયાની ખૂબસુરતી ભૂલી તેઓ પોતાની આંખ આજે ક્યાં દોરત !

એ ત્રણમાંની એકનીજ કળાઓ આજે કહેવાની છે. સરોવરની કાળી મટોડીને શણગારતી-આંખની કીકી જેવી જણાતી કાળી ઝાડીની ઘટામાં ચળકતા તારાની, સૂતેલાં કમળની કોમળતાવાળીની, અડોઅડ વળગ્યા શિવાય પણ સુન્દર દિલની, સુંવાળાશ, નરમાશ અને હુંફ જણાવી દેનારની, અને તેની કલ્પનાના સુખમાં બેભાન બનાવી દેનાર તે એકનીજ છબિ દોરવાની છે.

શરીરપરનાં સર્વ વસ્ત્રો ઉતારી નાખ્યાં હતાં: માત્ર તળાવમાં ન્હાવા વાસ્તે એક ઝીણો સુતરાઉ બદામી રંગનો સાળુ પ્હેરેલો હતો. ગળામાંની મોતીની માળા, ઉપર કપડું છતાં આબેહુબ જણાતી હતી. માથા ઉપરથી અંબોડા ઉપર કોર વગરની કિનાર પડી ગઈ હતી અને તેની આછી સફેતીમાં વેણીની સફેતી ભળી ગઈ હતી. માટીમાં

કૂદતી બન્ને સાહેલીઓને બન્ને હાથની આંગળીએ ભરાવી તે તળાવ-
ના પાણી તરફ રમતમાં અડબડીઆં ખાતી આકાશમાંની વીજળીની
ચપળતાની ચાલે જતી હતી. માત્ર ચાલ ધીમી હતી અને આંખને
એક વાર આંજી નાખ્યા છતાં તે ફરી વાર જોવાને લલચાવતી હતી.
જો ત્યાં અત્યારે કોઈ જોનાર હશે તો તેના નસીબમાં કેવી ખરાબી લખી
હશે ! તેની જીંદગીમાં કેવાંએ મીઠાં ઝહરની પ્યાલીઓ છૂપાવીને
કિસ્મતે રાખી હશે !

પાણીની એક લહર આવી તેને રમતી રમતી પગ વતી ઉડાડી
ચંદ્રની સ્હામે જોતી તે બાળા ઉભી રહી. ત્યાં તો એક સાહેલીએ નજર
ચૂકાવી છાલક મારી. પહેરેલું વસ્ત્ર ભીંજાવાથી શરીર સાથે ચોંટી ગયું.

શરમાઈ જઈ—સાહેલીથી કે રોશનીથી, કે પોતાનાથી જ—ગાલે
શેરડો પડતાંની સાથે જ તેણે પાણીમાં ડૂબકી મારી દીધી. ફરી બ્હાર
આવવાની હવે તેને હિંમત આવશે ખરી ? તે ક્યારે આવશે ?

પણ પેલી ટેકરીની ટોચ ઉપર કોણ કમનસીબ ઉભો હશે ?
તેનાથી હવે સીધા ઉભા કેમ રહી શકાતું નથી ? કપાળના તિલક જેવું,
બીજના ચાંદ જેવું વાંકું તે શું ટેકવે છે ? તે ટેકરી ઉતરે છે અને આસ્તે
આસ્તે કિનારા તરફ આવે છે. માથે રજપૂતનો સાફો અને શરીર
પર જરીઆની જામો એ ઉપરથી તે કોઈ રાજવંશી લાગે છે. તેના
હાથમાં તલવાર છે, અને સુરવાળ ઉપર એક પગે સોનાનું
સાંકળું છે.

બાળાઓની જળક્રીડા પૂરી થઈ. ત્હરાણે પણ સાહેલીઓએ પેલી
હંસિનીને પાણીની બ્હાર ઉભી રાખી અને કોરાં વસ્ત્રો આપવાની ના કહી.
ડિલને સંકોચતી, છૂપાવતી તે કિનારે ગઈ, અને પોટલી છોડવા લાગી.
પવન ફરફરે, કોયલ બોલે, ઝાડ સુસવાટના એકથી બીજે જવાથી લાંબો
ફફડાટ ચલાવે, અને ઉપર આસમાન અજબ નૂરથી ગરી પડે તેવે
વખતે આ વસ્ત્ર કાં બદલતાં હશે ? અને તેમને જોવાને આ બેવકુફ
ખોટી કાં થતો હશે ?

પદ્માએ રૂપેરી ચાર આંગળની કિનારવાળી સફેત રેશમી સાડી
પ્હેરી. કાળા ભમ્મર જેવા વાળ ઉપર આડી પડેલી તેની કોર, દષ્ટિ-
મર્યાદા ઉપર ચંદ્રરેખા જેવી, રજપૂતની આંખ ઉપર ચંદનરેખા
જેવાં, તે સોહામણી અપ્સરાને લાગતી હતી. તેવાજ રંગની રેશમી
ઝીણી તસતસતી ચોળી પહેરી.

સુન્દરતામાં સુન્દરતા મળી, સાકરમાં અમૃત ભળ્યુ, તેમ એના સુકોમળ અંગ ઉપર ચાંદની જેવું શુભ્ર વસન શોભવા લાગ્યું. પલાળેલું કપડું જાતે જ નીચોવવા ફરી સરોવરમાં તે ગઈ. સાડી ઊંચી થતાં તેના સફેત પગ કાળા પાણીમાં ચળકવા લાગ્યા.

દિલમાં જખમ હવે ઉંડા પડ્યો.

"તે કોણ હતી ? માનવ કે અપ્સરા ?" અપ્સરા જોયા શિવાય પણ તે રજપૂતને તેની કલ્પના થઈ. કારણ ખૂબસુરતીની ટોચ તે અહિં જોતો હતો. રમતીઆળ હસતો ચ્હેરો, જોનારના બળી ગએલા હૃદય જેવી તેની ભમર, ઘાયલના કારી જખમ જેવા ઉઘડેલા તેના ઓઠ, અને ખૂબસુરતીની સાથે જતું તેનું પ્રેમળ વિવેકભર્યું હૈયું. તે માનવ હતી કે અપ્સરા ?

હવે તે થોભી શકે તેમ નથી. પૂછ્યા શિવાય તે રહેનાર નથી. "આવી મોડી રાત્રે સરોવરમાં ન્હાવા આવતી હશે તો કોઈ રજપૂતની જ કન્યા હશે–કોઈ સૂર્યવંશી કે ચંદ્રવંશીની જ કન્યા હશે, તો શું તે મ્હારી સાથે વાત કરશે ? મ્હને જોઈ કદાચ તે ચીસ પાડશે તો !"

કેવી રીતે ઓળખાણ કરવી તેનો થોડી વાર વિચાર કરી તે જરા પાસે ગયો અને ઝાડની ઝઝુમતી ડાળીઓની નીચે અંધારામાં બેસી, "અરેરે ! કોઈ મ્હને મદદ ન કરો ? હું બેભાન છું. કોઈ મ્હને બચાવો !" એમ કરુણ સ્વરે તે બોલ્યો.

જંગલની આવી શાંતિમાં એનો અવાજ ઝબકી ઉઠ્યો. ટેકરીઓની વચમાંથી એનો પડઘો પડ્યો. સરોવર પણ જાણે ગાજી ઉઠ્યું. ઓચિંતું પેલી મુગ્ધાઓએ પાછળ જોયું. "અહિં આવે વખતે કોણ હશે ? બેન ! ચાલો જોઈએ તો ખરાં. કોઈ પાણીમાં પડી ગયું હશે. મ્હને તરતાં આવડે છે." વગેરે બોલતી બન્ને સાહેલીઓ અવાજ તરફ વળી.

જઈને જુવે છે તો એક રાજકુંવર જેવો પુરૂષ સૂકાં પાંદડાં ઉપર તલવાર અને શૂરવીરતા આઘાં મુકી, હાથ અને હિંમત ભોંય ઉપર પ્રસારી, આંખ અને મરદાઈ મીંચી દઈ, કરુણ સ્વરે પોકારતો હતો.

"એમના કપાળમાં તિલક છે, પગમાં સાંકળું છે. કોઈ રજપૂત લાગે છે."

"ભાઈ! તમને શું થયું છે ? તમે અજવાળામાં આવો તો તમને જોઈએ. તમને કાંઈ કરડયું તો નથી ?"

એક સાહેલીએ તેને હાથ આપ્યો તેને ટેકી તે ધુતારો સરોવર ઉપરની સૂકી મટોડી પર જઈ બેઠો. પદ્મા ઉભી રહી હતી. સાહેલીઓ તેની પાસે બેઠી.

જાણે ચિત્ત સ્વસ્થ થયું હોય તેમ "તમે કોણ છો ? મને અહિં તમે લાવ્યાં ?" એટલું એ પુરૂશે પૂછ્યું.

"હા ભાઈ, તમને શું થયું છે ?"

"મ્હને–મ્હને બીજું કાંઈ નથી થયું. રાતના હું અહિં ફરવા આવ્યો હતો. કલાકથી હું પેલા ઝાડ નીચે ઉભો રહ્યો હતો. ત્યાર પછી મ્હને અંધારાં આવવા લાગ્યાં. મ્હારાથી ત્યાં બેસી જવાયું. તમે કહેશો કે તમે કોણ છો ?"

"આ પદ્માબેન. આ ગામના પટેલની દીકરી છે અને અમે એમની બેનપણીઓ છીએ."

"હં. ત્યારે તો તમે આ સ્હામેના બગીચામાંથી આવ્યાં હશો. ત્યાં પટેલનો બંગલો છે ખરો. તમે મ્હને ઓળખો છો ? હું કુમાર જયપાળ."

"કુમાર જયપાળ !" બાળાઓએ એક એકના સ્હામું જોયું. "આપણા પાટવીકુંવર." કંઈક માન ને કંઈક લજ્જા સાથે તે ત્રણે જણ ખમચાયાં. "ત્યારે તો એમની સાથે વાત કેમ થાય. એમનો તો મલાજો પાળવો જોઈએ." કુંવર તેમની લાગણીઓ સમજી ગયો ને કહ્યું, "જો તમે મ્હારાથી જરાક પણ શરમાવ તો હું મરૂં એટલું તમને પાપ છે. હું તમને કોઈ પણ પ્રકારની ઈજા નથી કરવાનો. મ્હને પણ તમે તમારામાંની એક બેનપણી સમજજો."

"કુમારને આ શું થયું હશે ? તે પોતાનું અભિમાન મુકી રંકની નરમાશથી–ગરીબાઈથી કેમ બોલતા હશે ? કોઈ દિવસ આપણા જેવાં સામે તે નજર પણ ન માંડે." ત્રણે જણીઓ આ એકજ જાતનો વિચાર કરતી હતી. પણ કારણની એમને કલ્પના પણ ન હતી. દુઃખી છે, દીન છે એ તો દેખીતું હતું. પાટવીકુંવર જાણી એમને લાગણી ઉત્પન્ન થઈ. મદદ માગે છે તો તે આપવાને તત્પરતા બતાવી.

"આપણી સાથે એ ક્યાંથી બોલે ? પણ શું મલાજો છોડી એમની સાથે વાતો થાય ? કદાચ કોઈ જાણે તો ?" હા. 'કોઈ જાણે તો' એજ મલાજો પાળવામાં દાબ–સ્વતંત્રતાની આડખીલી. બ્હીક ન હોય, લોકલજ્જા ન હોય, તો સ્ત્રી અને પુરૂષ બન્ને એકજ

જાતિનાં. બન્ને મિત્ર. અહિં એકાન્ત હતું. સરખી સાહેલીઓ સાથે જયપાળ કંઈક ઉંમરમાં મોટા છતાં સ્નેહી થવાને યોગ્ય જ વયવાળો, અને વળી પાટવીકુમાર. એ પડદો ભૂલી ગયાં. પડદો તે લોકલજ્જા-અને પિતાની બ્હીક.

પણ કદાચ કુમાર હેવાનપણું બતાવે તો ? કોણે એની મનોવૃત્તિ પરખી હતી ? તો અબળાનું જોમ તમે જોયું છે ? તમારી લોકલજ્જા —પરતંત્રતા—એમની ઉપર ઓઢાડેલી તે કૃત્રિમતા ખસેડી લો અને એમનું પૂરૂં જોમ જુવો. એ તમને બતાવી આપશે કે ચારિત્ર્ય તે શું છે ? સાચું સ્ત્રીતત્વ તે પુરૂષત્વ આગળ કોઈ પણ દરજ્જે ઉતરે છે ખરૂં ? સીતાની સહનશીલતા, રાણકદેવીનો પ્રાણત્યાગ, વીરમતીનું શાર્ય— આમાંનું ગમે તે પણ એમના હૃદયમાં જાગી આવે છે. અને જેમનામાં સતીત્વનો અંશ પરાપૂર્વથી ચાલ્યો આવ્યો હોય છે તેઓ પુરૂષના પશુત્વ-ને એક ક્ષણમાં હરકોઈ પ્રકારે પટકી નાખશે. સતીઓની આગ હજૂ બળે છે. લોર્ડ બેન્ટીંકે કાયદો ઘડી સતી થવાનો ચાલ બંધ પાડયો પણ ભાવનાને બંધ નથી કરી.

ઊંધા પગ વાળી ત્રણે જણ રહામાં બેઠાં. લાંબા પગ કરી પાછળ હાથનો ટેકો રાખી કુમાર બેઠો. માથેથી સાફો નીચે મુકયો. ચંદ્રના પ્રકાશમાં લાંબા વાળની વચમાં ચમકતું ગૌર મુખ, ભરેલા ગાલ, અને રાતા અધર ઓપવા લાગ્યાં. બન્ને સાહેલીઓની વચમાં છતાં જરા પાછળ બન્નેને ખભે હાથ રાખી માથેથી છેડો ખસી ગએલો તેને સંકોરવો ભૂલી જઈ, બોલ્યા શિવાય ચાલાક અને સકુતુહલ આંખે, પદ્મા—આસ-માનની પરી તેના સ્હમું એકી ટસે જોઈ રહી હતી.

રાત્રીના નવ વાગી ગયા હતા છતાં જાણે વસંતનું સ્હવાર. જીવનની વસંત અને ગુલાબના જીવન જેવો તે સમયનો ભાગ લાગતો હતો. ચોગરદમ શાંતિ છતાં આ મીઠી વાતચિત કોયલના રણકાર જેવી હતી. ચારે યુવાન તેથી જગત્ સઘળું તારૂણ્યમાં ડૂબ્યું હતું.

અન્યોન્ય કુતુહલ સમાપ્ત થયું. એક એકને જોવાય ત્યાં સુધી જોઈ રહ્યાં. ઓળખ્યા પછી શું બોલવું તેની કાંઈ સૂઝ ન પડી.

બાળાઓને જવા તૈયાર થતી જોઈ કુમાર બોલ્યોઃ "તમારે જવું હોય તો ભલે જાઓ. પણ જો મ્હારી ઉપર કંઈક તમને લાગણી હોય તો તમે એક વચન આપતાં જાઓ. અને તે એ કે ફરી ક્યારે આવશો ? અને આવશો ત્યારે મને તમારી સાથે આ પ્રમાણે વાતચિત

કરવા રજા આપશો? મ્હારાથી શરમાશો નહિ. હું ઈશ્વરના સોગન ખાઈને કહું છું કે તમને કોઈ જાતની ઇચ્છાથી હું બોલાવતો નથી. મ્હારી લાગણીઓ હું અત્યારે જ તમને જણાવત, પણ તમને ઓળખ્યા પછી મ્હારી બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. હું ગૂંચવણમાં પડી ગયો છું. મ્હારે તમારી સાથે વાતચિત કરવી છે." 'તમારી' ઉપર ભાર મૂકી એણે પદ્મા તરફ જોયું. નજર એક થતાં એણે નીચું જોયું. જરા ખમચાઈ અને પછી હિંમત આણી બોલી: "મ્હારી સાથે ? ભલે. તેને વાસ્તે હું તૈયાર થઈ આવીશ. પડવો છે એટલે કાલે જ અમે અહિં આવીશું. અજવાળીઉં અમને બહુ ગમે છે અને તેમાં ચૌદશ, પુનમ અને પડવેને દિવસે તો અમે નક્કી જ અહિં આવવાનાં. તમે જાણો છો ને કે અમે પડદામાં રહીએ છીએ? આથી સાંજનાં કે સ્હવારનાં તો અમારાથી બ્હાર નીકળાતું જ નથી. અને રાતના તો કોઈ વાંધો લેતું નથી."

જે મીઠાશથી, હિંમતથી અને મિત્રની માફક તે બોલી એ ઉપરથી રાજકુંવર તો અંજાઈ ગયો. એ કેળવાયલી છે એમાં તો શંકા જ નથી. શુદ્ધ, સ્પષ્ટ અને શરમ છતાં ગભરાયા વગર કેવી સફાઈથી એણે વાત કરી!

ઓ જયપાળ! ત્હારા હૃદયને ઠેકાણે રાખ. જે મૂર્તિને જોતાં જ—ત્હેના સ્વરૂપ પરથી જ જેના ગુણની—દિલની પરીક્ષા થઈ જાય છે તે કેમ જાણ્યું કે ત્હારા ઉપર પ્યારની એકકે રેખા પડવા દેશે? એ નિર્દોષ છે તેનીજ એના મ્હોં ઉપર ખૂબસુરતી છે જેને લીધે તું અંજાય છે. એ શુદ્ધ છે તેનોજ એની આજૂબાજૂ પ્રકાશ પડે છે જેને લીધે તું ગુલામ બને છે. સુન્દરતા તે બદનની નહિ પણ દિલની સફેતીમાં છે, જેને લીધે બદનને સફેતી મળે છે. મોહક છબિ તે કદિ પણ ગણિકાની નથી, તમે ભલે તેમાં રમણીયતા જુવો. નિર્દોષ આંખ તે સલજ્જ અને પ્રેમળ વૃત્તિનું જ પરિણામ. જીગરની નેકી તેની ચહેરા ઉપર ગુલાબી રોશની. કલાનો સાચો પરીક્ષક તે બન્નેને ઓળખી શકે છે અને તેમનો ફેર પીછાની શકે છે.

તું બસ કર—પૂરો વિચાર કર. આ મોહ છે કે પ્રેમ? વિષય છે કે શુદ્ધ વૃત્તિ?—અને શક્ય છે કે અશક્ય? ઘણો ઘણો પ્રયત્ન કરી એણે મનને કાબુમાં લેવા માંડયું પણ તે હાર્યો જ. તે શૂરવીર હતો કે કાયર?

પણ તે શો સવાલ હશે ? પદ્મા તે કયારનોય જાણી શકી હતી. એક મિનિટમાં હજાર વાર નજર પોતાના ઉપર પડેલી તે ચતુર કન્યા સમજ્યા વગર રહે ખરી ?

પ્રેમની ખૂબી શું કેળવાયલા જ જાણે છે ? જુવાનીનું જીગર-કમાન જેવી આંખ અને વ્હાલસોયો સ્વભાવ શું ભણેલા જ પીછાને છે ? બાગમાં ફુલ છે પણ માળી વિના એની ખૂબસુરતી નથી. હીરામાં પાણી છે પણ ઝવેરી વિના તેની કદર નથી. વાક્યમાં કવિતા છે પણ સહૃદય વગર તેને કોઈ સમજનાર નથી, તો જીગરના પ્યારને જ્ઞાનનો પ્રકાશ વધારે ખૂબીથી કાં ન બતાવે ?

ઓ કેળવાયલા પ્યારના ગુલામો ! તમારી જ ટોળીનો—હાથે જ ગુલામી કબૂલનારો અને એ ગુલામીમાં જ જીંદગીની મજા માનનારો —પરતંત્ર હિંદના વતની જેવો તે પણ ઉભો છે. એની આંખમાં ઊંઘ નથી જો કે આખું જગત્ ચૂપ છે. એના જીગરમાં શાંતિ નથી જો કે આસમાન ઢળેલું છે.

રાજગઢીના કોટને અડાડીને અગાશી કરી હતી અને તેમાં રાજ-મહેલની બારીઓ પડતી હતી. નીચે ખાઈનું પાણી જરા ઉંડાણમાં આમથી તેમ આછી લહરી લેતું હતું અને સ્હામો બ્હારનો મ્હોટો કિલ્લો જેની દિવાલ ઉપરથી ગામનાં ઘર અને વચમાં વચમાં કાળાં ઝાડ જણાતાં હતાં.

રાત્રીના બાર વાગ્યા હતા. તેને ચેન નથી. હમણાં જે ચિત્ર જોયું હતું તે ચારે બાજૂ તર્યાં કરે છે. સ્હામેના કિલ્લાની ભીંતો ઉપર, પાણીની સપાટી ઉપર, આકાશમાં કે કાળાં ઝાડવાં ઉપર એજ રમ્ય, રમતીઆળ, રસીલી તસ્વીર નજર આગળ ફર્યાં કરે છે. ઈશ્વરની માફક તે સર્વવ્યાપી હતી. ચાંદની માફક એને રોશની હતી. ગુલાબની એને સુરખી હતી—ગુલછડીની એને કોમળતા હતી. પ્યારની જ ઘડેલી, દયાથી જ સોહામણી, નમનતાઈ—સલૂકાઈના આભૂષણવાળી તે દિવ્ય આકૃતિ જગાએ જગાએ એને દેખાતી હતી.

" શું તે મ્હને ચાહશે ? અને શું હું ચાહું ? એને મ્હારૂં સર્વસ્વ અર્પણ કરૂં ? " આ એનો સવાલ. " એ પટેલની કન્યા. મ્હારાથી એને કેમ સ્વીકારાય ? મ્હારા કુળને કલંક—મ્હારી કેળવણીની ખામી—મ્હારી અણસમજ અને બેવકુફી નહિ જણાય ? " આ એની ગુંચવણ.

" કાલે એને હું શું પૂછીશ? મ્હારાથી એમ નહિ પૂછાય કે તું મને કબૂલ રાખીશ ? અને એમ કેમ કહું કે હું ત્હારો થઈ ચૂકયો છું–દાસ છું–ગુલામ–છું ?–પણ શું તે આવશે ? "

પ્યારનો જોગી પવન પાવડી ઉપર ચઢયો હતો. પટેલની–પર-જાતની–ઉતરતી પંક્તિના નગરજનની એ કન્યા–એના મોહમાં કે પ્યારમાં પડી શું કરવું ? એની સાથે કોઈપણ કાળે લગ્નસંબંધ કેમ બાંધી શકાશે ?

હાય ! હાય ! હિંદુ સંસાર ! સ્ત્રીનું સ્ત્રીત્વ–ચારિત્ર્ય–સૌન્દર્ય સર્વ કોરાણે મૂકી નાત અને કુળના દરજ્જાનું આટલું બધું માન ! એક જન્મ જેવો અકસ્માત જીંદગીઓની ખુવારીનું મૂળ !

તે હજાર વિચાર કરે છે. લાખ કલ્પનાઓ અને કરોડો મનો-રથસૃષ્ટિઓ ઉભી કરે છે. તે અક્કલમંદ હતો કે પાગલ ?

**બીજી રાત્રના**—ચાંદે એક કળા બાજૂ કરી હતી તે કળા તે પરીને મળી હતી. આજે એમના સરોવરમાં રમવાના લેબાસ ન હતા. અન્ય કપડાં શિવાયના ઝીણા ઝીણા સાળૂ આજ ન્હોતા પ્હેર્યાં; પણ સંપૂર્ણ સજ્જ થઈ વસંતની કે શરદની મૂર્તિ જેવી–આંબાની મંજરીઓ જેવી તે ત્રણે સખીઓ ત્યાં આવીને બેઠી. તે જ તળાવ–તે જ કાળી મટોડી–તે જ આંખની ચમક અને જુવાનીની ઝબક.

છૂપાતો છૂપાતો જયપાળ આવ્યો.એના હાથમાં તલવાર નથી, જરીનો જામો નથી, રેશમી સાફો નથી, સાદા રજપૂતના લેબાસમાં, પણ રાજવંશી વીર્ય ઝળકાવતો–નયનોમાં ગુમાન રાખતો પણ જીગરમાં રંક બની ગએલો–જાનને ઝુકાવી દેવા તૈયાર થએલો તે ત્યાં આવી કમર પર હાથ મૂકી ઉભો રહ્યો.

બોલું બોલું થાય પણ શું કહેવું ? કયે શબ્દે મનની વૃત્તિઓ જણાવવી ? અને તેમ કર્યાં પછી હલકાઈ જણાઈ તો ! કાંઈ હરકત નહિ તેની કળા પ્યારનીએ કરી રાખી હતી. સાફાના આંટા વચ્ચેથી એણે એક કાગળનો ટૂકડો કહાડયો અને પદ્માના હાથમાં મૂકયો.

આ વીસમી સદીની વાત છે, પંદરમીની નહિ. કેળવણીની કિંમત તો જૂના વિચારનાં કુટુંબો પણ સમજતાં થયાં હતાં. જ્ઞાન જે સ્વપ્ન હતું તે સત્ય કર્યું હતું અને તેમાં રાજ્યનો કાયદો ન સમજે તેને સમજાવે. પદ્મા ભણેલી હોય તેમાં શી નવાઈ ! પણ ભણેલાની ઇર્ષ્યા ઉછળતા લોહીનું રક્ષણ અને મ્હોટે ભાગે લોકલજ્જા ઊંચા

ગણાતાં કુટુંબોની સ્ત્રીઓને ઉઘાડેછોગે ફરવા નહોતાં દેતાં. કદાચ કોઈ મોગલ કે પઠાણ અલાઉદ્દીન કે સલીમ ઉપાડી જાય તેનો ભય નહોતો, પણ લાંબા કાળથી ચાલી આવેલી રીત હજી ઊંચા ગણાતા કુટુંબ જાળવી રાખતા હતા.

પદ્માએ ચીઠ્ઠી હાથમાં લીધી. કાળા મરોડદાર અને ઘૂંટીને કહાડેલા અક્ષર અને વસંત પુનમનો બીજો દિવસ–સોયનો શાર પરોવવામાં કુશળ પદ્માને તે વાંચતાં વાર ન લાગી. જયપાળ આતુરતાની ટોચ ઉપર હતો. શું જવાબ આપશે એ વિચારથી એનું હૃદય ધડકતું હતું. બન્ને સખીઓ કુતુહલથી ચિઠ્ઠીના પાછલા ભાગ ઉપર જોઈ રહી હતી.

"જેનું શરીરનું–હૃદયનું– બળ જતું રહ્યું છે, જે પ્યારને ખાતર પ્રાણ આપવા તૈયાર થયો છે તેને તમે ચાહશો ખરા ?"

ટૂંકો અને ટચ, સીધો જ સવાલ—" ચાહશો ખરા ?" અંત વાંચતાં પદ્માના મુખ ઉપર ત્રણ છાયાઓ ફરી ગઈ. એક ક્રોધની, બીજી દયાની અને ત્રીજી ગંભીરતાની.

ચિઠ્ઠી વાંચી ઘડીકવાર તે શાંત રહી. પછી હૃદયનું આખું બળ એકઠું કરી, ઉશકેરાઈ ગએલી હોવાથી કમ્પને રોકી રાખવા યત્ન કરતી બોલીઃ

" કુંવર સાહેબ ! જરા અણઘટતું લાગશે પણ મ્હારા મનના વિચાર તમારી આગળ ખુલ્લા કરૂં છું. હું પ્રેમને નથી માનતી, પ્યારને ખાતર પ્રાણ આપનાર તે તો શબ્દોમાં ! મ્હેં તો કોઈએ એવાં રત્ન નથી જોયાં કે સાંભળ્યાં. કોઈક વખત તેની લ્હેરીઓ વાઈ ગઈ હશે; પણ મ્હને જોતાંજ તમે સાચા પ્રેમમાં પડી ગયા એ વાત તો તદ્દન જૂઠી. તમે મ્હારા રૂપને જ જોયું. "

થઈ રહ્યું. સવાલનો બીજો જ જવાબ. પોતાનીજ નહિ પણ પ્યારમાત્રની બેકદર અને અજાણ. અને શું એના રૂપ માત્રથી જ અંજાયો ? શું એ ખરૂં કહે છે ? હૃદય ઉથલી ઉથલી બ્હાર આવે છે, આંખ નિંદ ભૂલી જાય છે, જીંદગી બેજાન થવાને તૈયાર થાય છે તે શું મોહને ખાતર ? તું ભૂલી, પદ્મા. પ્રેમનો તને કડોર અનુભવ હશે. રસમાં ત્હેં નિરાશા દીઠી હશે. પણ મ્હારૂં હૃદય ત્હને ખાત્રી કરી આપશે કે પ્રેમ એ શું છે ? ખ્વારી તે શું છે ? નટની પેઠે તે બળે જતો હતો. દરવેશની પેઠે તે સર્વસ્વ અર્પણ કરતો હતો.

" તમે ભૂલો છો " તેણે પદ્મા તરફ ફરી કહ્યું: " મ્હેં રૂપ માત્ર જોયું તે વાત ખરી, પણ તમે ધારો છો કે આ ચહેરો એ કાળા જીગરની છાપ છે ? આ મીઠી બોલી તે જાદુગરણીની કળા છે ? આ સ્પષ્ટ, સરળ જવાબ તે અણઘડતાની નિશાની છે ? અને દુનિયામાં પ્રેમ નથી અને મોહ છે એ વાત તમને ખોટી પાડી આપું તો ? પ્રેમનાં જોડાં તમારી આંખ આગળ ખડાં કરૂં તો ?

" વાદવિવાદની આ વાત નથી. ચાલો ઉભા થાઓ અને જ્યારે લાવો ત્યારે એ જોડાંને જોવા હું તૈયાર છું. "

જયપાળનું મગજ અહિંથી જ ખસ્યું. " શું બોલું છું, કોને લાવવાની વાત કરૂં છું, એ બનશે કે નહિ એનો વિવેકપૂર્વક વિચાર તે કરી શક્યો નહિ. લાગણીના આવેશમાં એ કંઈ કંઈ સોગન ખાવા લાગ્યો અને જે અત્યાર સુધી બુદ્ધિ શુદ્ધ હતી તેમાં ગાંડછાનું આ પહેલું ચિહ્ન પ્રગટ થયું.

પ્રેમીઓની પરીક્ષા કરવા જનારની પોતાની જ પરીક્ષા થવાની હતી. " પ્યારની જ કદર નથી. ત્યારે આ દિલને ક્યાં ઉઘાડું ? જેને વાસ્તે તે આતુર છે તે તો સમજતી નથી. તેનું દુઃખ તે પીછાની શકતી નથી. અંદરની લ્હાય કોણ બીજું બુઝાવશે ? પ્રેમીઓની પરીક્ષા કરી એમને એની આગળ રજૂ કરૂં તો શું એ મ્હને કબૂલ રાખશે. અને હું મ્હારૂં સર્વસ્વ છોડી એના જીવનનું અડધું અંગ થઈ શકીશ ? માબાપ મ્હને છોડશે, નગર મ્હને વખોડશે, સ્નેહીઓ મને ઠપકો આપશે, એ સર્વ વેઠવા તૈયાર છું. તે ખુબસુરત છે એટલું જ નહિ પણ હરકોઈને બંદીવાન બનાવે એવી એનામાં ખૂબી છે. "

સાહેલીઓ તો આ નાટક જોઈ જ રહી હતી. નવી નવી છાયાઓ ચારે જણના મુખ ઉપર છવાઈ ગઈ હતી: કુતુહલની સખીઓ પર, જવાબ જાણવાની પદ્માપર—ગુંચવણની જયપાળ પર.

કુમારે સાફો હાથમાં લીધો. " પ્રેમની સાબીતી આપું તો જ હું સાચો પ્રેમી." એમ કહેતાં દેવીને જેમ નમન થાય તેવી રીતે તે પરીને તેણે નમન કર્યું, અને રજા લઈ ઉત્સાહથી તે ચાલ્યો.

**તે ફકીર** હતો કે ભીખારી ? તે ફકીરના લેબાશમાં રજપૂત શાહજાદો હતો. પ્યારને ખાતર તે ફકીર થયો હતો. ઘરબાર છોડી તે દૂરનાં શહેરોમાં ભટકતો હતો. પ્રેમીઓ શું બજારમાં હોય છે ? આશક

માશુક શું રસ્તામાં દિવાના થએલાં મળે છે ? તે કોને શોધી કાઢશે ? કોના ઘરમાં છૂપો પેસી પ્યારનું જોડું પરખી કાઢશે ?

પૈસો કશકોલ–કમંડળમાં ફેંકવા કોઈ આવતું તો તેને ઉભો રાખી પૈસો પાછો આપતો અને ભીખમાં એટલું પૂછતો કે "પ્યારને ખાતર પ્રાણ આપનારાં તમે જોયાં છે ?" કોઈ કહેતું કે "મ્હારે ત્યાં તો રોજ લડવાડ થાય છે." કોઈ કહેતું કે "મ્હારી સ્ત્રી તો ક્યારનીએ કુવે પડીને મરી ગઈ." તો કોઈ એને દિવાનો સમજી આડું જોઈ ચાલ્યાં જતાં.

આ આગલા જમાનાની વાત નથી કે તમને પ્યારનાં જોડાં આંગળીને વેઢે ગણાવું. આ જમાનામાં કોણ તેનો પત્તો આપશે ? વીસમી સદી તે સ્વાર્થસાધક યુગ છે. કેળવણી લીધા છતાં આત્મભોગ એ દૂરની વાત થઈ છે. પોતાની મતલબ સધાતાં આખી દુનિયાની જરૂર પુરી થશે–પોતાને જાળવતાં સૌ કોઈ શીખશે તો આખી આલમ એની મેળેજ ઉંચી આવશે–એજ આ જમાનાનો વાદ છે. સ્વચ્છંદ અને સ્વતંત્રતા તે એક ત્રાજવામાં બેઠાં છે તો પ્યારને ખાતર પ્રાણ આપનાર ક્યાંથી જોવાં ? શહેર ભટકો, ગામડાં ભટકો કે જંગલ ભટકો, પણ જ્યાં સુધી સ્થળ કરતાં કાળના ઉંડા છૂપાયલા ખૂણાઓમાં નજર નહિ જાય ત્યાં સુધી શુદ્ધ પ્રેમની સાબીતી નથી મળવાની.

કેટલીક વખત ભીખને બ્હાને તે હવેલીઓમાં પેસી ગયો હતો. સુતાર લુહારની દુકાનોમાં ડોકીઆં કર્યાં હતાં અને ગામડીઆ-ઓનાં ઝુંપડાંમાં ધૂપ કરી આવ્યો હતો. ગામના પાદરે બેસી નાવી-ઓની સાથે વાતો કરી, ધોબીઓના ઘાટ જોયા, પણ પ્યારનું હવાઈ રૂપ એની નજરે ક્યાંય ન પડયું. કેટલાંક તો પૈસો કમાવામાં એવાં પડયાં હતાં કે બાળકની ખબર ન લે તો બુજર્ગની ખબર ફરજંદ ન લે. એકજ નિગાહ અને તે જરની. દુનિયા તે પ્યાર નહિ પણ તકરાર છે તે આ જમાનાની કલામ છે.

નીરાશ થઈ તેણે પોતાના વતન તરફનો રસ્તો લીધો.

તડકે ફર્યાથી ચામડી કાળી થઈ હતી. ખાવા પીવાનું પુરૂં ન મળ્યાથી ગાલ પણ બેસી ગયા હતા. ગમે ત્યાં સુઈ રહેવાથી શરીર પર ચાઠાં પડયાં હતાં. તો પ્યારને ખાતર ફકીરી કાં લીધી ? તેને પોતાને જ ખબર ન હતી કે ઘરબાર કેમ છોડયું ? તવારિખોમાં સાંભળ્યું હતું કે પ્યારના દિવાના જોગી થાય છે. તેઓ જંગલે જંગલ ભટકે છે

અને નિરાશ થયેલું પોતાનું જીવન રખડી રવડી પૂરૂં કરે છે. ભવિષ્ય-માં એને અંધારૂં તો ગાઢું થઈ ગયું હતું, પણ હજી એક આશાનું કિરણ ચમકતું હતું. એક વખત પદ્માને પગે પડી પોતાની આફતો જણાવી અને દિલ પીગળે તો કદાચ તે સ્વીકારે.

જ્યારે સાંજ પડી ત્યારે તે સરોવરના કિનારા પર એક માટીની ભેખડ ઉપર જઈ બેઠો. ઉપર આમલીનું ઝાડ ઝઝુમતું હતું. કમળ ઉપર ઉદાસી આવતી હતી. સુરજ રાતો થતો હતો. પાંદડાં રંગાતાં હતાં. રહવારમાં કુદરતને જે હોંશ હોય છે તે સાંજના નથી જણાતી.

સ્હામા કાંઠા ઉપર સારસની જોડલી દીઠી. એક આમ જાય તો બીજું પણ ત્યાં જ. એક ઉડી તળાવ વચ્ચેની લીલ અને ચારથી છવાએલી ભોંય ઉપર બેસે તો બીજું પણ ત્યાંજ. ધોળું છતાં શિંદુરી-આ–ઉજળું તે પંખીનું–જોડું ચિત્તને મુગ્ધ કરતું હતું. બરફની રોશની, આફતાબની રતાશ અને બાળકની નિર્દોષતા એમના ઉપર ચોંટી રહ્યાં હતાં. કુદરતની–કીરતારની–એમના પર મહેરબાની હતી.

પણ ઓચિંતું સુસવાટ કરતું તે શું ગયું ? અને એક સારસ પંખી જમીન પર કેમ પડ્યું ? ટેકરી ઉપરથી ઊંચું થયેલું જણાયું.

તરફડતું તે પડ્યું. પાંખની અંદરથી લોહી વહ્યું અને ચીચી-આરી પાડતું તે ઘડીમાં શાંત થઈ ગયું. ચાંચથી તેને અડકી ચીસો પાડતી તે પંખીણી ભોંય ઉપર ચાંચ ઘસવા લાગી. શબને તળેથી ઊંચકી ઉઠાવવા લાગી. પણ ભીલ આવ્યા છતાં એ હઠતી કેમ નથી ? " આ જ તે પ્રેમની સાખીતી. હું એને મરવા નહિ દઉં. લઈને પદ્માને બતાવું કે પ્યારને ખાતર પ્રાણ આપનાર આ જો. "

હોંસમાં તે ઉઠ્યો અને ભીલને કહ્યું: " હું કુમાર જયપાળ. જો આ મ્હારી મહોર. " કહી ફેંટમાંથી વીંટી કાઢી બતાવી. જો સારસીને મારી તો [illegible] લઈશ. મ્હારે તેનું કામ છે. "

ઊંચકીને તે લઈ જવા લાગ્યો. પણ પોતાની લાંબી ડોક ઘસતી તે જમીન ઉપર પડી અને કાંઠા ઉપરના કાદવમાં ચાંચ–આંખ–મ્હોં સર્વ દબાવા દીધું.

હવે એને શી રીતે લઈ જવાય ?

નિરાશાની હવે હદ થઈ હતી. ઘણાક દિવસ ભટકયાથી પગ પણ લોથપોથ થઈ ગયા હતા. ત્યાં કિનારા પર બેસી રહ્યો અને વારંવાર

ધ્યાન ખેંચવાને " અહાલેક અહાલેક " બોલવા લાગ્યો. રાત પડી ત્યાં-સુધી ઝાંપા આગળ જોયા કર્યું.

અવાજ સાંભળી કુતુહલથી એક પછી એક તે સોહામણું ટોળું આવ્યું. ફકીરને જોયો. તે ફકીર હતો કે ભીખારી ? ધારીને જોતાં તે રજપૂત શાહજાદો જયપાળ હતો.

" પદ્મા, હવે હદ થઈ. જોડાં શોધ્યાં પણ કોઈએ હાથ નથી લાગ્યું. શહેર જોયાં–ગામ જોયાં–જંગલ ભટકયો પણ તમને બતાવવા જેવું આ આંખ ઉપર કોઈ ન આવ્યું.

" જો પંખીમાંથી કબુલ રાખો તો તો બતાવું. મ્હારી નજર આગળ તે સારસી આપઘાત કરી મરી ગઈ. હજી એમનાં શબ ત્યાં પડયાં છે. બીજે તો હું જઈ શકું તેમ નથી. હવે શરીર કામ કરી શકે તેમ નથી. મ્હારી દોરી તમારા હાથમાં છે. જો દયાળુ હો તો દયા કરો. પ્રેમાળ હો તો પ્રેમ આપો. હું મ્હારી નાત જાત કે પદવી સર્વ કારણે મૂકી તમારી સાથે મ્હારી જીંદગી ગુજારવાને તૈયાર થઈ ગયો છું. તમારો ગુલામ છું–તમને પગે પડું છું." બેશુદ્ધ થઈ ને પદ્માના પગ આગળ ઘુંટણીએ પડયો.

પદ્મા અને સખીઓ મૂઢ જેવી ઉભી રહી હતી. પદ્માને દયા આવી. તેને ઉભો કરવા લાગી. પીઠ ઉપર હાથ ફેરવતી–" પાણી લાવો અને એમની આંખ ઉપર છાંટો. મ્હારા ખોળામાં માથું ગોઠવી એમને જરા તમારા પાલવવતી પવન નાખો." વગેરે શબ્દોથી સખીઓને આજ્ઞા કરતી, ગભરાયલી પદ્મા ખોળો પાથરી બેઠી.

એજ સ્ત્રીધર્મ–સમાજસેવા અને પવિત્ર ચારિત્ર્ય. જરા પણ સંકોચ, બ્હીક કે અપવિત્ર લાગણી શિવાય તે કુમાર જયપાળને શુદ્ધીમાં લાવવાને પ્રયત્ન કરવા લાગી. કપાળ ઉપર હાથ ફેરવ્યો અને પ્રયત્ન કરતાં જ્યારે જયપાળે આંખ ઉઘાડી તેના સ્હામું જોયું ત્યારે તરત જ તેણે કહ્યું:

" ભાઈ ! હું તો વર્ષો પ્હેલાં વરી ચૂકેલી છું. મ્હારી ચૂપકી વાસ્તે મ્હને માફ કરો. હું તો કહેતું ભૂલી, પણ તમે પૂછવું કેમ વિસરી ગયા ? "

---

# લલિત—માધુરી.

## પૂર્વાભાસ.

### ( ૧ )

જહાંગીર પાદશાહના શાસનકાળમાં એક દિવસ પ્રાતઃકાળે શાંતિપુરના ઘાટમાં એક નાનકડી હોડી ઉપર કાષાય વસ્ત્રધારી એક યુવક ઉભો છે; અને ખારવાને હોડી હંકારવા આજ્ઞા આપે છે. સમીપના તીરપ્રદેશમાં એક ચૌદ વર્ષની બાલિકા એક નજરે આ બનાવ જોતી જોતી ઉભી છે. બાલિકા નીરવ, અને કાષ્ટપુતલિકાવત–નિશ્ચેષ્ઠ છે. નૌકા ચાલવા લાગશે એવું બાલિકાએ જોયું, કે અતિ ગદ્‌ગદ્ કંઠે બોલીઃ—" સિધાવો. મારી વાત ન સાંભળતાં જ સિધાવો ! "

આ અવાજ કર્ણે પડતાં નૌકા ઉપરથી કુદકો મારી યુવક નીચે ઉતર્યો; અને બાલિકાની સમીપ જઈ પોતાના કરયુગલમાં તેનો કર લઈ બોલ્યો, " માધુરી, આટલું સમજાવી છતાં તું સમજી નહિ ? હું જો અહિં રહીશ તો તને વિશેષ દુઃખ થશે. તું વિધવા છે, તારી સાથે મ્હારો વિવાહ થવાનો હવે સંભવ રહ્યો નથી. હશે, એ આપણા અદૃષ્ટનો દોષ. અથવા એ આપણા દુર્ભાગી સમાજબંધનોનો દોષ. જો અત્યારથી જ દુષ્ટ લોકો અનેક પ્રકારની નિન્દા કરવા લાગ્યા છે; અને તારા પવિત્ર નામ ઉપર કલંક ચઢાવે છે, એ મારાથી સહન થતું નથી. હા ! શું કરૂં ? તને પ્રાપ્ત કરવાની હવે આશા નથી, અને તારી અપ્રાપ્તિથી મારૂં જીવન સ્મશાન–તુલ્ય છે. તેથી જ મેં પ્રતિજ્ઞા કરી છે કે તારા પવિત્ર નામ ઉપર કલંક રહેવા દઈશ નહિ. હું સન્યાસ લઈ, વને વને, પર્વતે પર્વતે, અને ગામે ગામે રખડીશ, અને ભગવાનનું ધ્યાન ધરી તને ભુલીશ—ના ના, ભુલવા યત્ન કરીશ. ભુલી શકીશ કે નહિ તે જાણુતો નથી. માધુરી, બહુ વિચાર કર્યા પછી મને આ રસ્તો જ યોગ્ય લાગ્યો છે. મને ન દેખવાથી તને કેટલોક સમય દુઃખ થશે, તે હું જાણું છું; પરન્તુ સમય મને ભુલાવશે, તો હવે મને પ્રયાણ કરવામાં તું અડચણરૂપ ન થા. "

બાલિકા નીચું મસ્તક કરી ઉભી હતી. તેના મુખારવિન્દમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તેનાં બન્ને લોચનોમાંથી પ્રબળ વેગે અશ્રુ બહાર નીકળવા તૈયારી કરતાં હતાં. પરન્તુ બાલિકા પોતાના અપાર હૃદયબળે એ ચક્ષુજલને ચક્ષુમાં જ રોકી રહી હતી.

બાલિકાના બન્ને હાથ યુવકે પોતાના કરસંપુટમાં લઈ અતિ સ્નેહભાવે ગદ્ગદ્ સ્વરે કહ્યું, " માધુરી, તું પણ શપથ લે, કે મને ભુલવા યત્ન કરીશ. "

હવે બાલિકાએ પોતાનું મસ્તક ઉંચું કર્યું, અને પરાણે ભગ્ન-રવે તે બોલી, " જાઓ, ભુલાશે તો ભુલીશ. "

યુવક વધારે શબ્દ બોલ્યો નહિ. વધારે સમય રોકાય તો તે માધુરીનો પરિત્યાગ કરી નીકળવા અસમર્થ બને, એવો સંભવ હોવાથી તે એકદમ હોડી ઉપર ચડી ગયો. અને બોલ્યો:—" હવે જલદી હોડીને ચાલતી કરો. " ખલાસીએ હોડીને સડસડાટ ચાલતી કરી.

હોડી ગંગાના પ્રવાહમાં સડસડાટ ચાલવા લાગી. જે ઘાટ ઉપર બાલિકા ઉભી હતી, તેથી થોડે છેટે જ ગંગાનો પ્રવાહ વક્ર દિશામાં વહેતો હતો. માધુરી અનિમિષ લોચને એ વક્ર પ્રવાહ ભણી ગતિ કરતી નૌકા ભણી જોઈ રહી. જેમ જેમ નૌકા લોચનપથથી અદશ્ય થવા લાગી, તેમ તેમ બાલિકા ઘાટનાં પગથીઆં ઉતરી આગળ વધવા લાગી. જ્યારે તેના કંઠ પ્રદેશ પર્યન્ત જલ થયું, ત્યારે નૌકા દેખાતી બંધ થઈ. થોડીવારે નૌકા નદીનો વાંક વટાવી આગળ ચાલી, એટલે માધુરી નૌકા જોઈ શકી નહિ. આથી હતાશ થઈ, બાલિકા કાતર સ્વરે બોલી: " ડુબી મરૂં ? ના. મરીશ નહિ. મરવાથી લાભ શો ? " પછી સ્નાન કરી, તે ધીરે ધીરે બહાર નીકળી, અને મંદ મંદ પગલે ઘેર આવી.

( ૨ )

આ ઘટના પછી કેટલેક વર્ષે એક સન્યાસી સન્ધ્યાકાળે દશાશ્વમેધ ઘાટે આવી ઉભો રહ્યો. કેટલીકવાર તે આમ તેમ દૃષ્ટિપાત કરવા લાગ્યો. રાત્રિનો કેટલોક ભાગ વ્યતીત થયો હતો; એટલે અત્યારે ક્યાં આશ્રય લેવો, એ વિષે તે વિચારતો હતો. એક બીજો સન્યાસી તેની સમીપ ઘાટ ઉપર બેસી, ગંગાની શોભા નિહાળતો હતો. તે આગન્તુક સન્યાસીની પાસે આવી બોલ્યો, " મહાત્મન્, આપ શો વિચાર કરો છો ? " આગન્તુક બોલ્યો, " આજે વારાણસીમાં ક્યાં રાત્રિ વ્યતીત કરવી, એ વિચારમાં છું. "

ઉત્તર આપતાં સામેનો સન્યાસી બોલ્યો, "પ્રભો! ગત એક વત્સરથી કાશીમાં સન્યાસીને રહેવાને કશી મુસ્કેલી નથી. દિલ્હીની મતિબાઈ નામની એક નર્તકીએ પોતાનાં પાપોના પ્રાયશ્ચિત્ત માટે અહિં એક મોટું છત્ર સ્થાપેલું છે. એ છત્રમાં (ક્ષેત્રમાં) સન્યાસીઓને વાસ્તે શયન ભોજનના સારી વ્યવસ્થા છે."

આગન્તુક બોલ્યો, "એ સ્થળે હું કયે રસ્તેથી જઈ શકીશ?"

બીજો સન્યાસી બોલ્યો, "મારી સાથે ચાલો, હું પણ ત્યાં જ નિવાસ કરૂં છું."

બન્ને કંઈ વાત કરતા કરતા સાથે જ ચાલ્યા. થોડે દૂર લીલી વૃક્ષ-ઘટામાં દેખાતું એક વિશાળ મન્દિર દર્શાવી, બીજો સન્યાસી બોલ્યો, "પણે **માધુરી-મહીમા** દેખાય, જુઓ."

આગન્તુક સન્યાસી આ શબ્દો સાંભળી, સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. કેટલીકવાર સ્તબ્ધપ્રાય બની તે સુન્દર મન્દિર નિહાળી બોલ્યો, "માધુરી-મહિમા શું?"

બીજો સન્યાસી બોલ્યો, "ભાઈ, આપને જે મકાનની મેં વાત કરી, તે જ તે."

"આપે કહ્યું હતું કે કોઈ નર્તકીએ એની સ્થાપના કરી છે, તે જ એ ને?" આગન્તુક બોલ્યો.

"હા. દિલ્હીની મતિબાઈ નામની નર્તકીએ એની સ્થાપના કરી છે. ચાલો, બધું દેખાડું. આ સંબંધે હું જે જાણું છું તે પણ તમને જણાવીશ."

આગન્તુક સન્યાસી વધારે વચન બોલ્યો નહિ. બીજા સન્યાસીની સાથે સાથે તેણે એ વિશાળ મકાનમાં પ્રવેશ કર્યો. મકાનમાં પેસતાં જ સન્મુખ એક ભવ્ય શિવમન્દિર હતું. શિવમન્દિરના પહેલા પગથીઆ ઉપર જ એક રમણીની મૂર્તિ હતી અને મૂર્તિના મસ્તક ઉપર આ પ્રમાણે લખેલું હતું:—

**અભાગિની માધુરીની વિજ્ઞપ્તિ કે**
**મહાત્મન!**
**આપનાં પવિત્ર ચરણારવિન્દો આ પાપિણીના**
**હૃદય ઉપર સ્થાપન કરી, ચરણરજ આપી,**
**મ્હારાં પાપની નિવૃત્તિ કરશો.**

આગન્તુક સન્યાસી ત્યાં જ ઉભો રહ્યો અને બોલ્યો, "આ મકાનનો વિશેષ પરિચય મેળવ્યા સિવાય હું એક પગલું પણ આગળ વધી શકીશ નહિ."

આગન્તુક સન્યાસીની આ વાત સાંભળી પેલો સન્યાસી અત્યંત આશ્ચર્ય પામ્યો. અને તેના મુખ ભણી નિહાળી રહી ધીરે ધીરે બોલ્યો, "આ માધુરી–મહિમાનું મકાન બંધાવનારની વધારે ઓળખાણ હું આપી શકીશ નહિ. હું તો માત્ર એટલુંજ જાણું છું કે, દિલ્હીની કોઈ ધનાઢ્ય નર્તકીએ ભારતભૂમિના સન્યાસીઓ માટે આ સુન્દર ઇમારત ચણાવી છે. જે સન્યાસી આ સ્થળમાં આવે તેની પૂરી કાળજીથી આદરસત્કાર કરવો, એવો અહિંઆં બંદોબસ્ત કરવામાં આવ્યો છે. એમ કરતાં જે ખર્ચ થાય તે બધો એ નર્તકી જ પૂરો પાડે છે. આ ક્ષેત્રનું નામ નર્તકીએ તો "પ્રાયશ્ચિત્ત–નિવાસ" રાખ્યું હતું. પરંતુ એક વર્ષ પછી અહિંના બધા સન્યાસીઓએ એકત્ર થઈ વિચાર્યું કે આ અભાગિનીના મસ્તક ઉપર એક વર્ષમાં લાખ કરતાં પણ વધારે યોગીઓની ચરણરજ પડી છે, એટલે તેના પાપનું પ્રાયશ્ચિત્ત સંપૂર્ણ થયું છે. માટે હવેથી આ નિવાસનું નામ "માધુરી–મહિમા" કહેવું. ત્યારથી આ મકાનનું નામ "માધુરી–મહિમા" પડ્યું છે. બન્ધુ, આ સિવાય વધારે હું કશું જાણતો નથી."

બીજો સન્યાસી આગન્તુક સન્યાસીના મુખ તરફ જોઈ રહ્યો. જોયું તો પેલો આગન્તુક સન્યાસી પાષાણની પ્રતિમા પેઠે સ્તબ્ધ બની ઉભો હતો, અને લાગતું હતું કે તે આગન્તુક બાહ્ય જ્ઞાનશૂન્ય બન્યો હતો. આથી અતિ આશ્ચર્ય પામીને પેલો સન્યાસી બોલ્યો, "બન્ધુ, આપ અસ્વસ્થ થયા લાગો છો. એકદમ આમ અસ્વસ્થતા થવાનું કારણ?"

આગન્તુક, તેની વાતનો કંઈ ઉત્તર નહિ આપતાં મહાકષ્ટે બોલ્યો, "મહાત્મન્, આ માધુરીની મૂર્તિ ઉપર કોઈ કારણે હું ચરણ મૂકીશ નહિ. એટલે અત્યારે હું કોઈ બીજે ઠેકાણે રાત્રિ વ્યતીત કરીશ. આપને વૃથા કષ્ટ આપ્યું, તે માટે ક્ષમા કરશો."

આટલું બોલી તે આગન્તુક સન્યાસી ત્વરિત પગલે એ મકાનમાંથી પ્રસ્થાન કરવા લાગ્યો. બીજો સન્યાસી બોલ્યો, "આપના આવા વર્તનથી મને વિસ્મય થાય એમાં સંદેહ નથી, આનું કારણ પૂછવાનો પણ મને અધિકાર નથી. તોપણ આજે સદ્‌ભાગ્યથી મને ક્યા મહાત્માનું દર્શન થયું તે તો આપ જણાવશો કે?"

આગન્તુક બોલ્યોઃ—“ આ દાસ માધુર્યાનંદને નામે પરિચિત છે. ” આટલું કહી તે સત્વર “ માધુરી–મહિમા ”નો પરિત્યાગ કરી પલાયન કરી ગયો. જ્યાં લગી તે દેખાયા કર્યો, ત્યાં લગી બીજો સન્યાસી વિસ્મિત લોચને તેની તરફ નિહાળી રહ્યો. જ્યારે તે દૃષ્ટિથી અગોચર થયો ત્યારે ધીરે પગલે બીજો સન્યાસી “ માધુરી–મહિમા” માં ગયો. ચાલતાં ચાલતાં તેનો ચરણ માધુરીની મૂર્ત્તિના વક્ષસ્થળ ઉપર પડયો. તરતજ પોતાનો પગ ઉપાડી લઈ, વિચારમાં પડી તે બોલ્યો, “ આ અભાગિની માધુરી કોણ ? અને આ મહાત્મા માધુર્યાનન્દ તે કોણ ? ”

( ૩ )

આ બનાવ બન્યા પછી કેટલેક વરસે તિર્હૂત પ્રદેશની રાજધાનીમાં એક ભવ્ય વિવાહોત્સવની ધામધુમ ચાલી. જહાંગિર પાદશાહે એક માણસને “ મહારાજા લલિતકેશરી ” એવો ઇલકાબ આપી આખા તિર્હૂત પ્રદેશનો રાજ્યભાર તેને શિરે મૂકયો. નૂતન મહારાજા નૂતન રાજધાનીમાં આવીનેજ પોતાનો વિવાહ મોટી ધામધુમથી કરવાના હતા. “ મહારાજા લલિતકેશરી ”ના સદ્ગુણથી, ઉદારતાપૂર્ણ દાનથી અને વિશાળ દિલથી, દેશનાં આબાલ વૃદ્ધ માણસો મુગ્ધ થયાં; અને દિગન્તમાં તેનો જયધ્વનિ ગજાવી રહ્યા. રાજાના વિવાહોત્સવમાં અતિ આનંદે સૌ એકત્ર થયાં, અને આખા દેશમાં આનંદ મંગળ વર્તાઈ રહ્યો.

મહારાજાનું કોઈ અંગિત સગું સંબંધી હશે નહિ, એમ લાગતું હતું, કેમકે જો હોય તો તેઓ વિવાહ સમયે નક્કી હાજર થાત. પરંતુ પિતા, માતા, બન્ધુ કે કોઈ સ્વજન આવ્યું નહિ. તે કઈ જાતિના હશે, તે પણ કોઈ જાણતું નહિ. મહારાજાના પોતાના સદ્ગુણે, લોકો તેમના પ્રતિ એટલા આકર્ષાયા હતા કે તે વાત કોઈએ તેમને પૂછી પણ નહિ. પરંતુ અસંખ્ય દંડી, સન્યાસી, યોગી, અબધુતો, અને પરમહંસો ટોળાબંધ રાજધાનીમાં આવ્યાં. આજે એકસો, કાલે બસો, પરમ દિવસ પાંચસો, એમ અસંખ્ય સાધુજનોની ભરતી રાજધાનીમાં થવા લાગી. મહારાજા પોતે અત્યંત ભક્તિભાવથી તેમનો આદરસત્કાર કરવા તથા તેમને માટે અગણિત અર્થ વ્યય કરવા લાગ્યા. એમાંના અનેક તો મહારાજાના ઘણાજ પરિચિત હતા; એ વાત સમજવામાં કોઈને કંઈ પણ વિલંબ લાગ્યો નહિ. પરંતુ તિર્હૂતવાસીઓ તો આથી આશ્ચર્યચકિત જ બની ગયા. હજુ તેઓને સમજાતું નહોતું કે મહારાજાનો વિવાહ કોની સાથે કરવાનો છે ?

થોડા વખતમાં જે મહારાણી થનાર છે તે પણ ત્યાં આવેલ નહોતી. તે ક્યાં છે ? અથવા ક્યાંથી આવનાર છે, તે કોઈ જાણતું નહોતું. વાજીંત્રો વાગવા લાગ્યાં, નૃત્યગીત ચાલવા લાગ્યાં, અને રાત્ર દિવસ આમોદ-પ્રમોદ થવા લાગ્યો. પરંતુ વિવાહિતા વધુ ક્યાં છે ? આખું નગર દીપમાલાઓથી ઝળહળવા લાગ્યું, પુષ્પમાલાઓથી સુરભિત થયું, રંગબેરંગી ધ્વજાપતાકાઓથી દેદિપ્યમાન થઇ રહ્યું, પરંતુ તિર્હૂતની ભાવિ મહારાણી ક્યાં છે ? આ વિચારે કોણ વિસ્મિત ન થાય ! તિર્હૂતવાસીઓના વિસ્મયનો પાર નહોતો. પરંતુ મહારાજને કશી વાત પૂછવા કોઈની હિમ્મત ચાલી નહિ. હવે આ અતિ અદ્ભુત વિવાહોત્સવ શી રીતે સંપૂર્ણ થાય છે, તે જોવા સર્વ અત્યંત ઉત્સુક થઈ રહ્યાં.

વિવાહનો મંગલ દિવસ આવી પહોંચ્યો. આમન્ત્રિત સજ્જનોથી નગર ભરાયું. વિવાહમંડપ મહા કિંમતી સામગ્રીથી સુશોભિત કરવામાં આવ્યો. ચારે બાજુ વાજીંત્રો વાગવા લાગ્યાં. વરરાજાના વેષમાં આભૂષિત બની મહારાજ વિવાહ-મંડપમાં પધાર્યા, અને આસને બિરાજ્યા. હવે કન્યાની જ અપેક્ષા હતી. હજુ એ સ્થળમાં પરણનારી કન્યા આવેલી ન હોવાથી બધા જ ઉત્સુક, વ્યાકુલ અને આશ્ચર્યમગ્ન હતા.

તે વખતે બહાર એકદમ " મહારાણીનો જય " એવો જયધ્વનિ થયો, અને અત્યંત નાદથી વાજીંત્રો વાગવા લાગ્યાં. સૌએ તે તરફ જોયું તો આઠ હજાર સન્યાસીથી વિંટાએલી, કષાય-વસ્ત્રધારિણી, અપાર રૂપ લાવણ્યવતી એક સન્યાસિની, સાક્ષાત્ કઇલાસેશ્વરીની પેઠે દિગન્તોને પ્રકાશિત કરતી, ધીરે ધીરે વિવાહસ્થળે આવવા લાગી. એ સન્યાસિનીના સૌન્દર્યનું વર્ણન થઇ શકે તેમ નહોતું. તેને જોતાંજ આખી સભા સ્તબ્ધ થઈ ગઈ, અને એકદમ ઉભી થઈ તથા વિસ્તારિત લોચને એ દિવ્ય મૂર્તિને નિહાળી રહી. એ સન્યાસિની ઘણા માણસોને પરિચિત હતી. અનેક માણસો જુદી જુદી રીતે તેના ઉપકારવશ થયેલાં હતાં. તેને નિહાળતાંજ આનંદમસ્ત બની, બધાં માણસો ઉચ્ચનાદે, એકી અવાજે, ધ્વનિ કરી બોલ્યાં, " જય માતાજી મહારાણીનો જય " સન્યાસીઓ પોતપોતાને આસને બિરાજ્યા. સન્યાસિની વિવાહમંડપમાં વધૂને માટે નિર્મિત કરેલા સ્થાન ઉપર વિરાજી ! બધા જ નીરવ ! બધા જ નિશ્ચેષ્ટ ! અગણિત જનસમૂહમય એ સભાસ્થળમાં એક સોયનું પતન થાય તો તેનો પણ શબ્દ

સંભળાય એવી ત્યાં શાન્તિ પથરાઈ ગઈ? બધા જ ઉત્સુક! અને બધા જ આશ્ચર્યમગ્ન! અહા! આ શો વ્યાપાર? વિખ્યાત સન્યાસિની, માતાજી મહારાણી, સન્યાસિના વેષનો ત્યાગ કરી ત્રિકૂટ-નાં મહારાણી થયાં.

વિવાહવિધિ શરૂ થઈ. પુરોહિતે ધીરે સ્વરે પૂછ્યું, "મહારાણી-નું નામ?"

સન્યાસિની વિનીત સ્વરે બોલી, "દાસીનું નામ માધુરી."

---

# ખંડ પહેલો—માધુરી.

## પરિચ્છેદ પહેલો.

### બાલ્યકાળ.

ગંગાતીરે આવેલા શાન્તિપુરમાં વાચકોએ જે બાલિકાને નૌકા નિહાળતી જોઈ હતી, જે બાલિકા યુવકને જવા દેતી નહોતી, અને જેને છેલ્લે અતિ શોકાતુરપણે વિદાય આપતી જોઈ હતી, તેનું નામ માધુરી હતું.

માધુરી, શાન્તિપુરના રહેવાસી રામમોહન મુખોપાધ્યાય નામના ગરીબ બ્રાહ્મણની એક કન્યા હતી. એ ગામનાં કેટલાંક ઘરો રામ-મોહનના યજમાનનાં હતાં. તેથી તેની સંસારયાત્રા સુખથી ચાલી જતી. રામમોહન ગરીબ હોવા છતાં પણ તેમાં તેને કશું પણ દુઃખ ન-હોતું. જ્યારે એક રૂપીએ એક મણ ચોખા મળતા, ત્યારે આ દેશમાં અન્નનું કષ્ટ તો કોઈને હતુંજ ક્યાં? વળી મુખોપાધ્યાય મહાશયનો પરિવાર પણ એવો મ્હોટો નહોતો. તે પોતે, તેમનાં ધર્મપત્ની, અને આ એક કન્યા. આ સિવાય લલિતપ્રસાદ નામે એક બાળક પણ તેમના કુટુંબમાં હતો. મુખોપાધ્યાયને બ્રહ્માર્પણથી કંઈક જમીન મળેલી હતી તેથી, તથા યજમાન તરફથી જે કંઈ પ્રાપ્તિ થતી, તેથી સુખપૂર્વક વ્યવહાર ચાલતો. આથી તેને કશી તંગાશ આવતી નહિ, અને દરિદ્ર

હોવા છતાં પણ, તે મહા સુખી હતો. માત્ર એક દુઃખ હતું, અને તે એ કે ધર્મપરાયણ બ્રાહ્મણી પ્રૌઢ વયની થયા છતાં તેને કશી સંતતિ થઈ નહોતી. આથી માબાપ–હીન લલિતપ્રસાદ નામના એક બાળકને ગ્રહણ કરી, પુત્રભાવે લાલન–પાલન કરી ઉછેરવા માંડ્યો હતો. ધર્મપરાયણ બ્રાહ્મણીને લલિત પોતાની જનેતા જ જાણતો; કેમકે તેણે પોતાની ખરેખરી જનેતાનું મુખ કદી પણ દીઠું નહોતું.

લલિત, એ ધર્મપરાયણ બ્રાહ્મણીની એક ખાસ બેનપણીનો પુત્ર હતો. એ બેનપણી લલિતને જન્મ આપી, કાળનો કોળીઓ થઈ હતી. કેટલેક દિવસે લલિતના પિતાનું પણ મૃત્યુ થયું હતું, એટલે મુખોપાધ્યાય મહાશયે એ સ્વજાતિની બ્રાહ્મણીના પુત્રને ઉછેરવાની ઇચ્છા કરી હતી. આમાં એ મહાશયને કશી હરકત આવી નહિ. તેમણે મહા સંભાળથી લલિતપ્રસાદને ઉછેરવા માંડ્યો. ખરેખરૂં કહીએ તો એ બાળકનું નામ લલિતપ્રસાદ પણ તેમણેજ પાડેલું હતું. આ દમ્પતિને યત્ને એ બાળક દિનપ્રતિદિન વધવા લાગ્યો. તેનું લાવણ્ય ખીલવા લાગ્યું. તેને જે માણસો નિહાળે તે કહેતાં કે " અહા ! કેવું સુંદર બાળક ! "

લલિતની ઉંમર ૭ વરસની થઈ, તે વખતે પ્રૌઢ બ્રાહ્મણ–પત્નીને પેટે એક પુત્રી જન્મી. તેમ છતાં એ દમ્પતિનો લલિત પ્રતિ વાત્સલ્યભાવ લેશ પણ ઓછો થયો નહિ. એ કન્યાનું નામ માધુરી. લલિતની સાથે માધુરી દિનપ્રતિદિન મોટી થવા લાગી. એક ડાંખળીને વળગેલાં બે પુષ્પો હોય તેમ આ બાળક અને બાલિકા અપાર શોભવા લાગ્યાં. માધુરીના જેવી રૂપવતી કન્યા પણ તે સ્થાનમાં એકે હતી નહિ.

લલિત વિખ્યાત પંડિત તર્કરત્ન મહામહોપાધ્યાયની પાસે ભણવા જવા લાગ્યો. અલ્પ સમયમાંજ તે સંસ્કૃત સાહિત્યમાં પંડિત થયો. ન્યાય, વેદાન્ત અને દર્શન–શાસ્ત્રોનો પણ તેણે અભ્યાસ કર્યો. પ્રતિદિન ઘેર આવી માધુરીને કેળવણી આપતો. માધુરી પણ પોતાની તીક્ષ્ણબુદ્ધિને બળે સારી શિક્ષિતા બની. જ્યારે ચૌદ વર્ષનો લલિત અને આઠ વરસની માધુરી, મુખોપાધ્યાય મહાશયની સન્મુખ બેસી, સુંદર સ્વરે સુન્દર સંસ્કૃત શ્લોકોનો પાઠ કરતાં, ત્યારે એ દેખાવ જોઈ બધાંજ મુગ્ધ થઈ જતાં. બન્ને રમતાં, જમતાં અને પાઠ કરતાં કરતાં પણ સાથે જ રહેતાં. જ્યારે બન્ને પ્રાતઃકાળમાં ઉઠી, એક સાથે

સુન્દર સ્વરે ગીત—ગોવિંદનું લાલિત્યપૂર્ણ સંગીત આરંભતાં ત્યારે રસ્તે આવતાં જતાં માણસો પણ મન્ત્રમુગ્ધવત્ સ્તબ્ધ બની ઉભાં થઈ રહેતાં.

આવી સ્થિતિમાં બન્ને વચ્ચે ગાઢો પ્રેમ બંધાય એમાં નવાઈ શી? લલિત મોટી ઉંમરનો થયો ત્યારે પાડોશીના મુખથી તેણે પોતાની ખરી હકીકત જાણી. જો કે મુખોપાધ્યાય અને તેની ધર્મપત્નીએ કદિ પણ લલિતને એવી વાત જણાવી નહોતી કે તે તેમનો પુત્ર નથી. પણ પાડોશીઓ કાંઈ એવી સાવધાની રાખે ખરાં? નહિ જ. તેઓ તો જનસ્વભાવ પ્રમાણે સદા પરચર્ચામાંજ કુશળતા દર્શાવનારાં હતાં. તેમણે લલિતને ખરી હકીકત દર્શાવી દીધી. પરંતુ તેથી લલિતને માઠું લાગ્યું નહિ. ઉલટું પોતાનું પાલનપોષણ કરનાર મુખોપાધ્યાય અને તેની પત્નીનું અહેતુક વાત્સલ્ય જોઈ લલિતના હૃદયમાં તેમના પ્રતિનો ભક્તિભાવ અનંતગણો વધ્યો. અત્યારે લલિતે યૌવનની સીમામાં પ્રવેશ કર્યો હતો, અને કાવ્ય નાટકોના અભ્યાસે પ્રેમ શી વસ્તુ છે, તે તે સમજતો થયો હતો. વળી તે એટલું પણ સમજ્યો હતો કે માધુરી મારી બેન નથી. માધુરીના આકૃત્રિમ પ્રેમે તેના હૃદયમાં હવે નૂતન પ્રકારના પ્રેમના અંકુરો ફૂટયા, અને એ અંકુરો ભગિનીના પ્રેમ કરતાં શતગણા જોરવાળા લાગ્યા. લલિત બુદ્ધિમાન અને મોટી ઉંમરનો હોવાથી આ બધું સમજી શકયો હતો. પણ માધુરી આ કશું—મનના પરિવર્તનનું તત્ત્વ—સમજી શકતી નહિ. તોપણ કુદરતી રીતેજ મનના ધર્મો પોતપોતાનું કાર્ય કર્યે જતા હતા. એ બંને એક મુહૂર્ત પણ એક બીજાની આંખોથી દૂર રહી શકતાં નહિ. બંને પરસ્પર પ્રેમની ગંભીરતામાં મગ્ન થઈ ગયાં હોય તેમ લાગતું. એ પ્રેમ પણ એવો કે જેની સીમા નહિ તેમજ અન્ત પણ નહિ.

---

## પરિચ્છેદ બીજો.

---

### વૈધવ્ય.

માધુરીની ઉંમર અગિયાર વર્ષની થઈ ત્યારે બ્રાહ્મણીના મનમાં લલિત સાથે પોતાની પુત્રીનો વિવાહ કરવાની ઇચ્છા ઉપજી. આથી તેણે પોતાના સ્વામી પાસે એ ઈચ્છા પ્રગટ કરી. પરંતુ એ વાતમાં

તેનો પતિ સંમત થયો નહિ. તે બોલ્યો:-"ના એવું બને નહિ. માધુરી લલિતને પોતાનો સહોદર બન્ધુ સમજે છે, એટલે લલિતની સાથે માધુરીનો વિવાહ કરી શકાય નહિ, ને જો વિવાહ કરીએ તો લોકોમાં નિંદાપાત્ર થઈએ."

"લોકો શું બોલશે?" એ વિચારે આ દેશમાં જેવા અને જેટલા અનર્થો થાય છે તેવા અને તેટલા અનર્થો બીજા કોઈ દેશમાં ભાગ્યેજ થતા હશે. મુખોપાધ્યાય મહાશયે એક લાયક વર શોધી તેની સાથે માધુરીનો વિવાહ કર્યો. લલિત મુખથી એક શબ્દ પણ બોલી શકયો નહિ. માધુરીના લગ્ન પ્રસંગે મનનું દુઃખ મનમાંજ સમાવી લલિતે કામકાજમાં ભાગ લીધો. પણ આ વખતે તેના મનમાં કેટલું કષ્ટ થતું હશે તે બીજું કોણ સમજી શકે? હૃદયના કેટલા ઉંડાણમાંથી એ માધુરીને ચહાતો હતો તે કોણ સમજી શકે? પરંતુ એવું દુર્ભાગ્ય નીકળી આવ્યું કે માધુરીને પરણ્યાં ત્રણ માસ તો પૂરા થયા નહોતા તેટલામાં તેનો પતિ આ લોકનો પરિત્યાગ કરી સ્વર્ગમાં સંચર્યો. માધુરીના લલાટમાં સાસરે જવાનું નિર્માણ થયેલું જ નહિ! માધુરી હતભાગિની-દુઃખિની હિંદુ બાળવિધવા [illegible] રહી!

આ માઠા સમાચાર સાંભળ્યા ત્યારે માધુરીની માતા પોતાનું કપાળ કૂટી કૂટીને અપાર રોઈ. માતાનું રૂદન જોઈ માધુરી પણ રોઈ. પણ શા માટે રોવાય છે એ વાત માધુરી સમજી શકતી નહોતી. પોતાનું કપાળ ફૂટી ગયું છે, તે માધુરી શી રીતે સમજી શકે? પોતાની એકની એક સોનાની પ્રતિમાને ખોળામાં બેસાડી વૈધવ્ય વેશ ધારણ કરાવવાનું હૃદયભેદક કાર્ય બ્રાહ્મણીથી બની શકયું નહિ. આથી માધુરીના હાથનાં કંકણો અને અલંકારો તેના અંગપરજ રહ્યાં.

વખત જતાં અભાગિની માધુરીના વૈધવ્યની વાત સૌ ભૂલી ગયાં. માધુરીને તો ભૂલવાપણું હતું જ ક્યાં? તે તો સ્વામીને ઓળખતી હતી જ ક્યાં? વૈધવ્ય શું કહેવાય એનું તેને ભાનજ ક્યાં હતું? એ બિચારી તો લલિતના પ્રેમમાંજ મગ્ન હતી. એટલે બે દહાડા પછી જ પહેલાંની પેઠે હસવા લાગી. પરન્તુ લલિતના મુખારવિન્દપરથી હાસ્ય ઉડી ગયું હતું. તેનો સર્વસ્વ વિનાશ થયો છે, તે લલિત સારી પેઠે સમજ્યો હતો. હવે માધુરીને પ્રાપ્ત કરવાની આશા નથી. અને તેને લીધે, આ જીવનમાં કદિ સુખી થવાનો સંભવ પણ નથી. એ

વિચારથી લલિતના હૃદયનું બળ, આશા, વિશ્વાસ એ બધાં ભાંગી ભૂકો થઈ ગયાં હતાં. હવે આ જીવનનું પ્રયોજન શું છે ? એવા વિચારે લલિત હતાશ થઈ ગયો હતો. પરન્તુ સરલ સ્વભાવની માધુરી આ કશુંજ સમજતી નહોતી. માધુરીના હૃદયમાં આઘાત થાય નહિ, એટલા માટે લલિત પોતાના હૃદયની અસહ્ય પીડા તેની પાસે કદિ પ્રકાશિત કરતો નહિ. વળી પહેલાંની પેઠે એ બન્ને જણા એક સાથે પાઠ-પઠન, રમત-ગમત, અને વસવાટ કરવા લાગ્યાં. અને એમ બીજાં બે ત્રણ વર્ષ પણ વ્યતીત થયાં. હવે માધુરી યૌવનની પૂર્ણ કળાથી ખીલી ઉઠી, તેનું સૌન્દર્ય હવે પોતાના શરીરમાં સમાતું નહોતું. પ્રતિદિન સેંકડો લોકોની દૃષ્ટિ તેના ઉપર પડવા લાગી. જે જુએ તે માધુરીને રુપે મુગ્ધ અને ઉન્મત્ત થતાં. હવે માધુરી પણ પોતાની અવસ્થા સમજી. તેના મુખ ઉપરથી હાસ્ય ઉડી ગયું, અને ત્યાં વિષાદે વાસ કર્યો. માતાપિતાએ ઉતાવળે વિવાહ કરી દઈ, પોતાનું ભાવિ વિષાદમય કર્યું છે, તે બધું હવે તે સમજવા લાગી. વળી તે મનમાં ઉંડું ઉંડું સમજી કે જો લલિત ન હોય તો મારૂં જીવન, પ્રાણ, અને મન બધાં શૂન્ય જેવાં છે. પરંતુ હાય, હવે લલિતને પ્રાપ્ત કરવાની આશા ક્યાં છે ?

એક દહાડો સન્ધ્યાકાળે ચિન્તાતુર ચિત્તે લલિતપ્રસાદ ઘર ભણી આવતો હતો. આ સમયે ચારે દિશાએ અન્ધકાર છવાઈ ગયો હતો. લલિત પાછળ હતો, અને બે માણસો તેની આગળ આગળ વાતો કરતા ચાલતા હતા. લલિત પાછળ આવે છે, એવું આગળ ચાલનારા-ઓને ભાન નહોતું. તેમાંનો એક માણસ લલિતનું નામ દઈ કંઈક બોલ્યો. એટલે પોતાનું નામ સાંભળી લલિત ચમકી જઈ, શી વાત-ચિત થાય છે, તે સાંભળવા ઉત્સુક થયો, અને ધીરે ધીરે પગલે તેમની પાછળ ચાલવા લાગ્યો. આગળ ચાલનારા માણસમાંથી એક જણ બોલ્યો, “કેમ ભાઈ! લલિતની એ વાત સાંભળીને ?”

બીજો બોલ્યો, “યાર એવું બોલ માં. માધુરી બહુજ પવિત્ર સ્ત્રી છે.”

પહેલો માણસ બોલ્યો, “અગ્નિ પાસે ઘૃત કેટલીકવાર ઓગળ્યા સિવાય રહી શકે ? પહેલું તો એવી લાવણ્યવતી સુન્દરી, બીજું યૌવને છલકાઈ જતી, અને વળી વિધવા, એટલે ગમે તેવી પવિત્ર કાં ન હો ? એવી પવિત્રતા કેટલા દહાડા નભવાની ? ખરે લલિત ભાગ્યશાળી છે.”

આ વાત સાંભળતાં લલિતના હૃદયમા વજ્રાઘાત થયો. અહો મનુષ્યો આવાં દુષ્ટ હોય છે ? લલિતને ચારે દિશાએ અન્ધકાર ફરી વળ્યો દેખાયો. જે વાત કદિ પણ પોતાના હૃદયમાં ઉદ્ભવી નહોતી તેનો હૃદયમાં ઉદય થયો. આહા ! દેવીતુલ્ય પવિત્ર–ચરિત્ર માધુરીના પવિત્ર નામ ઉપર લોકો આવું કલંક ચડાવે છે ? અને મને પણ મનુષ્યો આવો ઘોર પાતકી માને છે ? હાં ! મારે માટે મનુષ્યો ચાહે તે ભલે બોલે, પરન્તુ માધુરીને કુલટા કહે, તે મારાથી લેશ પણ સહન થતું નથી. હવે શું કરવું, અને શું ન કરવું, એ વિષે તે કશું નક્કી કરી શકયો નહિ. ઉન્મત્ત થયો હોય તેમ લલિત ઘેર આવ્યો અને વિચારવા લાગ્યો, “ હે પ્રભુ ! તમે આવું કેમ કર્યું ? અભાગિની માધુરીના કયે દોષે તમે આવી ભયાનક દશા અમારે માથે નાખી ?”

## પરિચ્છેદ ત્રીજો.

### ગૃહત્યાગ.

ઘરમાં આવી લલિત પોતાની પથારીમાં લાંબો થઈ પડયો. શરીરે ઠીક નથી એવું બહાનું બતાવી, તે કશું જમ્યો પણ નહિ. તેના શરીરની અસ્વસ્થતાની વાત સાંભળી માધુરી તેના ઓરડામાં આવી. અને આદર–પ્રેમથી બોલી, “ લલિત, આજે તમને શરીરે શું થયું છે ? શી પીડા થઈ છે ? ”

પરાણે લોચન મીંચી રાખી, દુઃખિત બની, લલિત બોલ્યો, “ ના, ના, એવું કાંઈ નથી. એ તો જરા માથું દુઃખે છે. ”

માધુરી પોતાનો કોમળ કર લલિતના કપાળ ઉપર મૂકી બોલી, “ લ્યો હું માથું દાબું છું. હમણાં જ આરામ થઈ જશે. ”

લલિતે આજ લગીમાં કદિ પણ કરેલું નહિ તે આજે કર્યું. રોષભાવે તેનો હાથ દૂર ખસેડી અતિ ગંભીર ભાવે ભયભિત સ્વરે તે બોલી ઉઠયો, “ ના. ના. ના. તું અહિંથી જા. ”

માધુરીએ પોતાના આખા જીવનમાં આવો ભાવ લલિતમાં કદિ પણ જોયો નહોતો. તે વિસ્મિત થઈ, આંખો વિકસાવી, લલિતના મુખ ભણી નિહાળી રહી. તેનું શશિસમું વદન ધીરે ધીરે વિષાદના કૃષ્ણમેઘે છવાવા લાગ્યું. તેનાં વિશાળ લોચનો અશ્રુજળે ભરાઈ ગયાં.

આવી સ્થિતિમાં કેટલીકવાર ઉભી રહી. છેલ્લે કંઈ ન બોલતાં ધીરે પગલે ત્યાંથી ચાલી ગઈ.

લલિત સમજ્યો કે માધુરીના હૃદયમાં આઘાત થયો છે. એથી તેનું પોતાનું હૃદય પણ ભેદાઈ જવા લાગ્યું, પરન્તુ ઉપાય શો ? ભગવાને તેને પોતાને એટલું કષ્ટ આપ્યું હતું કે, તે તેના પોતાના સિવાય બીજું કોણ સમજી શકે ? સૌ ઉંઘી ગયાં, પણ હતભાગી લલિતની શય્યા આજે કંટકમય બની હતી. શય્યામાં પડી તે આમ તેમ આળોટવા લાગ્યો, અને આખી રાત્રિ મહા દુઃખે કહાડી. છેલ્લે ઘર છોડી કોઇ દૂર દેશમાં નીકળી જવું ઉત્તમ છે, એવો નિશ્ચય કર્યો. તેણે ધાર્યું કે " અહિં રહીશ તો દુષ્ટ લોકો માધુરીના પવિત્ર નામને કલંક ચઢાવશે; પણ જો હું અહીંથી ચાલ્યો જઈશ, તો પછી લોકો એની વિરુદ્ધમાં કશી વાત કરી શકશે નહિ. વળી માધુરી બુદ્ધિમતી, વિદુષી અને ધર્મપરાયણ, પરમ સાધ્વી સ્ત્રી છે. હું અહિંથી ચાલ્યો જઈશ, તો તે ધર્મપથે–બ્રહ્મચર્ય સાચવી–જીવન વ્યતીત કરશે, એમાં કશો સંદેહ નથી. સાધારણ સ્ત્રીઓના જેવી માધુરી દુર્બળ ચિત્તની નથી. તેના હૃદયમાં અપાર બળ છે. એટલે કદિ પણ તે ધર્મમાર્ગથી ચલિત થશે નહિ. ચંદ્રસૂર્ય ભલે ભય પામે, પણ માધુરી કદિ પણ ધર્મભ્રષ્ટ થવાની નથી. એટલે તેને ઘેર રાખી જવામાં કશી ચિન્તા નથી."

" વળી મ્હારી ગેરહાજરી થશે તો માધુરી મને ભૂલી, સુખે કે દુઃખે જીવન વ્યતીત કરી શકશે. અને જો હું અહિંજ રહીશ, તો તે પણ દીર્ઘકાળ બળ્યા કરશે–તે પણ ચિરદુઃખિણી થશે. વળી વિશેષ તો દુષ્ટ લોકો દુષ્ટ ચર્ચા કરવાનું ભૂલશે નહિ, એટલે આ અવસ્થામાં મારે ગૃહત્યાગ કર્યા સિવાય બીજો ઇલાજ જ નથી. "

" ગમે તેમ થાઓ પણ હું અહિં રહી શકીશ નહિ. અહિં રહીશ તો જરૂર હું ગાંડો થઈ જઈશ. સન્યાસી થઈ દેશેદેશ, જંગલે જંગલ, અને પર્વતે પર્વત આથડવાથી કેટલેક દહાડે પણ હું માધુરી-ને ભૂલી શકીશ. સન્યાસ લેવાથી કોઈ વખત પણ હું શાન્તિલાભ મેળવી શકીશ." આવા વિચારો કરી લલિતે છેલ્લે ગૃહત્યાગ કરવાનું નક્કી કર્યું.

"માધુરીને કહ્યા સિવાય ચાલ્યો જઈશ તો અવસ્ય તે મને મમતાહીન, હૃદયહીન, બ્રહ્મરાક્ષસ જેવો માની લેશે. અથવા એવો આઘાત વખતે તે સહન પણ કરી શકશે નહિ. તેને કહીશ તો પણ તે

કંઈ બોલશે નહિ. આમ હોવાથી માધુરીને કહ્યા વિના ચાલ્યા જવું એ તો કોઈ રીતે યોગ્ય નથી."

બીજે દહાડે માધુરીને એકાન્તમાં બોલાવી લલિતે મનની બધી વાત કહી. ગંભીર ભાવે માધુરીએ બધું સાંભળ્યું. પરન્તુ એક પણ શબ્દોચ્ચાર કર્યો નહિ. તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુપ્રવાહ પ્રબળ વેગે નીકળવા ઇચ્છતો હતો; પરન્તુ મહાકષ્ટે માધુરીએ એ પ્રવાહને રોકી રાખ્યો. તેનું મુખ લાલચોળ થઈ ગયું. લલિત દુઃખિત સ્વરે બોલ્યો, "માધુરી, મેં બધું જ કહ્યું છે, ને સમજાવવા જેવું બધું સમજાવ્યું છે. હવે વધારે શું કહું? મને વિદાય આપ. તું બુદ્ધિશાળી છે. તને હું વધારે શું સમજાવું?"

ત્યારે માધુરી બોલી, "જઈ શકો તો જાઓ." આટલું બોલી બીજું કંઈજ ન કહેતાં ત્વરિત પગલે તે ત્યાંથી ચાલી ગઈ.

લલિતના હૃદયમાં હવે મહાયુદ્ધનો આરંભ થયો, અનેક વિચારોને અન્તે તેણે પલાયન કરવાનું નિશ્ચિત કર્યું. મોટા મળસકામાં જ્યારે સૌ ઉંઘી ગયેલાં હોય ત્યારે ઉઠી છાનામાનું બહાર નીકળી જવું, એવો નિશ્ચય કરી, તે પ્રાતઃકાળમાં ઉઠ્યો, અને ચાલવા લાગ્યો. માધુરી આખી રાત્ર જાગૃત જ હતી. પગલાના અવાજે ઉભી થઈને તે પણ નિઃશબ્દે તેની પાછળ પાછળ ચાલી.

લલિતે પહેલે દિવસે એક હોડીવાળા સાથે છાનોમાનો ઠરાવ કર્યો હતો, એટલે તે ઘાટ ઉપર નૌકા લઈ આવ્યો હતો. રાત્રિ જ્યોત્સ્નામય હતી. નભોમંડળમાં ચંદ્રમા ખીલી, પોતાની સ્વચ્છ પ્રભા ભૂતલ ઉપર પાથરતો હતો. એ જ્યોત્સ્નાના પ્રકાશમાં દેવીપ્રતિમા જેવી, માધુરી લલિતની પાછળ પાછળ ચાલતી હતી. જ્યારે લલિત નૌકા ઉપર ચઢ્યો, ત્યારે માધુરી ધીરે સ્વરે બોલી, "લલિત! જાઓ. જઈ શકો તો જાઓ!"

લલિતે ચકિત થઈ પાછું ફરી જોયું તો તટમાં માધુરીને ઉભેલી દીઠી. ત્યાર પછી જે જે હકીકત બની, તે અમે પૂર્વાભાસના પ્રથમ અંકમાં લીધી છે.

---

## પરિચ્છેદ ચોથો.

### વિધવા વેષ.

લલિતના દેશત્યાગની વાત માધુરીએ કોઈને કહી નહિ. રોજ લલિત પ્રાતઃકાળમાં ઉઠી ફરવા જતો એટલે રામમોહન તથા તેમનાં પત્નીએ લલિતને સવારમાં ન જોયો છતાં કશું લક્ષ આપ્યું નહિ. પરંતુ બપોર થયા, જમવાનો સમય થઈ ગયો, છતાં લલિત ઘેર આવ્યો નહિ ત્યારે તેને માટે ચિન્તા કરવા લાગ્યાં. મુખોપાધ્યાયે લલિતને શોધવા માંડ્યો, પણ કશો પત્તો લાગ્યો નહિ. લલિત ગામમાં જ્યાં જ્યાં જતો ત્યાં સર્વત્ર મુખોપાધ્યાય ફરી વળ્યા, પરંતુ કયાંઈ પણ લલિતનો પત્તો મળ્યો નહિ. ત્યારે નીરાશ થઈ તેઓ ઘેર પાછા ફર્યાં.

બ્રાહ્મણ અને તેની સ્ત્રી એ બન્ને લલિત ઉપર પેટના દીકરા જેવું વહાલ રાખતાં એટલે લલિતને માટે ચિન્તાતુર થઈ ગયાં. અત્યાર લગી તેમણે માધુરી તરફ લક્ષ આપ્યું નહોતું, પરંતુ તે બન્નેએ અત્યારે માધુરી તરફ જોયું તો તેનું હસતું વદન વિષાદમેઘે છવાઈ ગયેલું હતું. લલિત કયાં ગયો છે, એ વાત માધુરી જાણતી જ હશે, એમ ધારી તેમણે તેને પૂછ્યું. માધુરી બોલી, " તે હું શું જાણું ?" બહુજ પૂછપાછ કરવાથી છેલ્લે તે બોલી કે, "સન્યાસી થઈ એ દેશ છોડી ચાલ્યો ગયેલ છે."

બન્ને એક સાથે બોલી ઉઠયાં, "શું સન્યાસી થયો ? શા માટે ?"

માધુરી વધારે કાંઈ બોલી નહિ. ધીરે ધીરે ત્યાંથી ચાલી ગઈ. ત્યારે બ્રાહ્મણ બ્રાહ્મણી એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યાં. આજ લગી જે વિષે કદિ વિચાર પણ ઉપજ્યો નહોતો, તે વાત એકદમ વિદ્યુત્વેગે તેમના અંતઃકરણમાં ઉદય થઈ. બ્રાહ્મણી રોતી રોતી બોલી, "એ બધો આપણાં ફુટેલાં નશીબનો દોષ છે. તમે જો મારી વાત માની, લલિત સાથે માધુરીને પરણાવી હોત તો આજે આ દશા ન થાત, અને આપણું સર્વસ્વ નષ્ટ ન થાત."

બ્રાહ્મણની બન્ને આંખો અશ્રુથી ભરાઈ ગઈ. તે અતિ દુઃખિત થઈ બોલ્યો, "હું મહા મૂર્ખ છું તેથી નજરે જોયા છતાં આંધળો બન્યો, ને તારી વાત સાંભળી નહિ. એટલે અત્યારે લલિતે જે કર્યું છે, તે સારૂં જ કર્યું છે."

"છાતી પાસે ચિતાનો અગ્નિ રાત દહાડો ભડભડાટ સળગતો હોય ત્યારે કોણ ન સમજે?" આટલું કહી બ્રાહ્મણી ત્યાંથી ચાલી ગઈ. બ્રાહ્મણ મનમાં મનમાં કહેવા લાગ્યો, "લલિતે ઠીકજ કર્યું છે; નહિ તો મહાકલંક લાગત અને વખતે મુલકમાં મ્હોં પણ દેખાડી શકાત નહિ."

શાન્તિપુરમાં સૌ લોકોએ લલિતના પરદેશગમનની વાત સાંભળી. કોઈ કોઈ કહેવા લાગ્યાં કે "એ મહાધાર્મિક હતો, તેથી નક્કી સન્યાસી થઈ ગયો હશે." તો કોઈ કહેવા લાગ્યું કે "તેનાં માબાપ ભૂત થઈ ભમે છે, એટલે એને ઉપાડી ગયાં હશે." તો કોઈ બોલ્યું કે "માધુરી ન મળવાથી પાણીમાં ડૂબી મુવો હશે."

આડોશી પાડોશી માધુરીને પ્રશ્નો પૂછી વિવિધ વાતો પૂછવા લાગ્યાં. પરન્તુ તે કોઈને કશો પણ ઉત્તર આપતી નહિ. માધુરી હવે પહેલાંની માધુરી નહોતી. આ બનાવથી તેના સ્વભાવનું સંપૂર્ણ પરિવર્તન થઈ ગયું હતું.

માધુરીને વિધવા થયાને આજે લગભગ ચાર વરસ થયાં હતાં, પરન્તુ તે માત્ર બાલિકા જ રહી હતી. તેણે વિધવાનો વેશ ધારણ કર્યો નહોતો; અને વિધવાની પેઠે તે રહેતી પણ નહિ. તેની જનેતા પોતાની એકની એક પુત્રીને વિધવાનો નિષ્ઠુર વેશ પહેરાવી શકી નહોતી, અને માધુરીએ પણ કદિ એ વાત મન ઉપર આણી નહોતી. વિધવા કોને કહે છે તે પણ તે સમજતી નહોતી. પરન્તુ લલિતના અદ્રશ થયા પછી તેનામાં પરિવર્તન થઈ ગયું. તેણે એક દહાડો પોતાની માને પૂછ્યું, "મા, હું શું વિધવા નથી?"

આ પ્રશ્ને બ્રાહ્મણીથી રોઈ પડાયું. જેની છાતી ઉપર સળગતી ચિતા જેવી પૂર્ણ યૌવના વિધવા પુત્રી સળગતી ન હોય, તે સિવાય બીજું કોણ આ બ્રાહ્મણીનું દુઃખ સમજી શકે? નીચું મુખ કરી વ્યાકુળ બની, જનેતા રોવા લાગી; પરન્તુ માધુરીએ માતાના રોવા ઉપર દૃષ્ટિપાત પણ કર્યો નહિ. સમીપમાં એક પત્થર પડેલ હતો તે ઉપાડી, કરનાં કંકણો ઉપર પછાડી, કંકણોના કકડે કકડા કરી નાંખ્યા, અને વિશાળ ચોટલો છોડી નાખી થોડા થોડા વાળ તોડી તેને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યો. પછી વિષાદ–પૂર્ણ હાસ્ય કરી બોલી, "મા હું વિધવા છું, મારૂં નશીબ ઘણા દિવસથી સળગી ગયું છે, તો હવે શું મારે સધવા વેશે રહેવું યોગ્ય છે? હું બ્રાહ્મણકન્યા છું, વળી વિધવા છું, તો સધવાને વેશે રહું તો લોકો શું બોલે? આમાં તું રૂએ છે શા માટે?"

અરેરે ! માતાના હૃદયનું દુઃખ તે શી રીતે સમજે ? માતાથી હવે સહન થઈ શક્યું નહિ. એ બિચારી રોતી રોતી ત્યાંથી જતી રહી, એટલામાં ત્યાં મુખોપાધ્યાય મહાશય આવ્યા. તેમણે કન્યા તરફ જોયું. જોતાંજ લાગ્યું કે પોતાની પુત્રીએ વિધવાવેશ ધર્યો છે. એકદમ જાણે તેના હૃદયમાં કોઈએ છરી ભોંકી હોય, તેવી વ્યથા થઈ. બન્ને હાથે પોતાની છાતી દાબી તેઓ ઘર બહાર ચાલ્યા ગયા. જે પિતાનો આવો સર્વનાશ થયો ન હોય, તે મુખોપાધ્યાયનું કષ્ટ શી રીતે સમજી શકે ?

પરન્તુ માધુરી રોઈ નહિ. તેની આંખમાં કોઈએ કદિ પણ જળ દીઠું નહિ. આ અસહ્ય કષ્ટ તે શી રીતે સહન કરતી હશે, એ તેનું મુખ જોતાંજ સમજી શકાતું હતું, પરન્તુ તે કદિ રોતી નહિ. જો રોતી હોત તો તેનું કષ્ટ ઘણુંજ ઓછું થાત. તે બે ત્રણ વાર બોલી, "હું વિધવા–હું વિધવા, મારે શું વિધવાની પેઠે રહેવું ન જોઈએ ?"

## પરિચ્છેદ પાંચમો.

### વિધવાનું દુઃખ.

બીજું પણ એક વર્ષ ચાલ્યું ગયું. લલિતનો કશો પત્તો મળ્યો નહિ. તે ક્યાં ગયો છે ? શું કરે છે ? જીવતો છે કે મરણ પામ્યો છે ? તેના સમાચાર કોઈને મળ્યા નહિ. કોઈએ મેળવવા મહેનત પણ કરી નહિ. એક વર્ષ થયું નથી ત્યાં તો શાન્તિપુરના લોકો તેનું અસ્તિત્વ પણ ભૂલી ગયા. તોપણ મુખોપાધ્યાય અને તેની પત્ની તેને કદિ કદિ સંભારતાં. પણ જેના રોમે રોમમાં લલિતનું નામ અંકિત થયું હતું, તે માધુરી લલિતને એક ક્ષણ પણ ભૂલી નહિ. મુખોપાધ્યાય મહાશય, અને તેની પત્નીને લલિતને ભૂલી જવાનું ઈષ્ટ નહોતું, પણ તે જો પોતાને પૂર્ણ યૌવના વિધવા પુત્રી ન હોત તો! પરન્તુ પોતાને ઘેર સળગતી ચિતા રૂપ પ્રાપ્ત–યૌવના વિધવા પુત્રી હોવાથી મનનું કષ્ટ મનમાંજ સમાવી, તેઓ કંઈ પણ પ્રત્યય કર્યા સિવાય નિશ્ચેષ્ટ થઈ ગયાં. લલિતના જવાથી તેમને કંઈક ઓછું લાગ્યું; પરન્તુ સમાધાન કરી મન સ્થિર કર્યું. સરળ હૃદયની બ્રાહ્મણી કોઈ કોઈવાર લલિતને

સંભારી રોઈ પડતી, પરન્તુ માધુરી રોતી નહિ. કેમકે તેણે હૃદયને દૃઢ કર્યું હતું.

એકદમ તાવના પ્રબળ ઘાતમાં મુખોપાધ્યાય મહાશય પથારીવશ થયા, અને બે દહાડામાં તો આ લોક છોડી પરલોકમાં ચાલ્યા ગયા. મરતી વખતે તેમણે ભજહરિ મુખોપાધ્યાય મહાશયના હાથમાં કન્યાની સંભાળ મૂકી. કેમકે તે જાણુતા હતા કે પોતાની સ્ત્રી પોતાની પાછળ અવશ્ય સહગમન કરશે, એ કોઈની અટકાવી અટકશે નહિ, અને કન્યાના મ્હોં સામું પણ જોશે નહિ. ખરેખર, બન્યું પણ તેમજ. સ્વામીની ચિતામાં બ્રાહ્મણી પણ સતી થઈ.

તે દિવસે માધુરી રડી. માતાપિતા માટે ધૂળમાં આળોટતી માધુરી અપાર વિલાપ કરવા લાગી. "હવે મારૂં શું થશે ? આ ભીષણ-સંસારમાં હું સહાય-રહિત અનાથિની છું. મારી રક્ષા કોણ કરશે ?" ઇત્યાદિ મર્મભેદી વચનોએ તેણે વિલાપ કર્યો. આહા ! આ સંસારમાં સહાયશૂન્ય, આશ્રયશૂન્ય વિધવા ને તે વળી સુન્દર યુવતીની જેવી વિપત્તિમાં બીજું કોણ હોય ? ખરે તેને તો ડગલે ડગલે વિપત્તિની વૃષ્ટિ છે. આવી દશામાં આવેલી હજારોમાંની ભાગ્યેજ બે ચાર વિધવાઓ પોતાની ધર્મ-રક્ષા કરવા શક્તિમાન થતી હશે. અભાગિની માધુરીના અદૃષ્ટમાં ભગવાને શું લખ્યું છે, તે કોણ કહી શકે ?

આ સંસારમાં જે રક્ષક હોય, તેજ ભક્ષક બની જાય છે. ભજહરિ ઉંમરે વૃદ્ધ થયો હતો; પરન્તુ તે પોતાનો લોભ અટકાવી શક્યો નહિ. મુખોપાધ્યાય મહાશયની જે જમીન અને મિલકત હતી તે પચાવી પડવાનું ભજહરિ ભૂલ્યો નહિ. માધુરી આવા વ્યવહારમાં કેવળ બાલિકા હતી. તે આમાં કશું સમજી નહિ. ત્યાર પછી ભજહરિ આદર કરીને માધુરીને પોતાને ઘેર લઈ ગયો. ભજહરિને સ્ત્રી-પુત્રાદિ કશું હતું નહિ, તોપણ લોભ ઘણો હતો ; વળી પ્રબલ પાપવૃત્તિ પણ હતી. તેણે પંદર વર્ષની પૂર્ણ-યાવના વિધવા સાથે હાસ્ય-વિનોદની છૂટ વધારવા માંડી. સર્વદા તે પાન ખાતાં ખાતાં, ચોટલી બાંધતાં, ને હસતાં હસતાં માધુરીને જોયા કરતો. માધુરી હવે તદ્દન બાલિકા નહોતી. આ ક્રિયાઓમાં પાપીનો દુષ્ટ અભિપ્રાય સમજી, તે તેનાથી આઘી રહેવાનોજ પ્રયત્ન કરતી. પરંતુ તે બિચારી અનાથિની અને નિરાધાર હતી. તેનો રક્ષક માત્ર ભગવાન જ હતો.

એક દહાડે એ દુર્મતિ પોતાનો દુષ્ટ અભિપ્રાય પ્રકટ કરતાં લજવાયો નહિ. આદરથી તેણે માધુરીનો હાથ પકડયો. માધુરી વિફરેલી વાઘણુ પેઠે જોરથી પોતાનો હાથ ખેંચી લઈ, પોતાના વસ્ત્ર-માંથી એક ચળકતી છરી બહાર કાઢી બોલી, "જો આજથી કદિ મારે શરીરે હાથ લગાડયો છે, તો તું પણ મરીશ, અને હું પણ મરીશ."

ક્રોધથી ભજહરિનું મુખ વિકૃતિ પામી ગયું. તે દાંત પીસી બોલ્યો, "ઠીક છે, તને બજારમાં બેસાડું તો જ હું ખરો."

હવે અભાગિની માધુરી ભજહરિના તમામ આદરથી વંચિત થઈ. ઘરનું અને ઢોરનું તમામ કામ માધુરીને માથે આવી પડયું. પરન્તુ કોઇને કશું ન કહેતાં તે બધો જુલમ સહન કરતી. કેવળ એટલુંજ નહિ પણ રાત દિવસ ભજહરિ તેને ભુંડી ગાળો દઈ દુઃખિત કરતો; તે પણ એ બિચારી મુંગે મોંઢે સહન કરતી, કેમકે એ બિચારી નિરાધાર હતી. આ વિશાળ વિશ્વમાં તેને જવાનું એકે સ્થાન નહોતું. રાત્રે ઓશીકે મ્હોં મૂકી તે છિન્નભિન્ન હૃદયે બોલતી, "લલિત, તમે કયાં છો ? અહિં આવી તમારી માધુરીને આશ્રય દો."

આટલો અત્યાચાર કરીનેજ ભજહરિ વિરામ્યો નહિ. આજ લગી તે માધુરીને ઘર બહાર જવા દેતો નહિ. હવે તો જાણી જોઈને તે માધુરીને કંઈ કંઈ બહાને હલકા લોકોની દૃષ્ટિએ પાડવા લાગ્યો. માધુરીનું જીવન દુઃખમય બની ગયું. દુષ્ટ લોકો તેની વિવિધ પ્રકારે ઠઠ્ઠા મશ્કરી કરતા, અને દુષ્ટ વચનો કહેતા. આથી માધુરી અરધી ગાંડા જેવી બની ગઈ. તે કાયર થઈ, ભગવાનને સંભારી કહેતી, "હે પ્રભો ! મારા હૃદયમાં બળ આપો. નાથ ! બળ આપો."

એક દહાડો રાત્રે વગર કારણે માધુરીને અપમાનિત કરી ભજ-હરિએ ઘર બહાર કહાડી મૂકી, પોતાના ચાકર ગોવલાને ભજહરિએ હુકમ કર્યો કે "લાતો મારતો માધુરીને તું ઘરથી દૂર લઈ જા."

ગોવલો પણ એટલુંજ ઇચ્છતો હતો. તરતજ ઘસડીને તેણે માધુરીને ઘર બહાર કાઢી. પછી ધીમેથી તેના કાનમાં કહેવા લાગ્યો, "માધુ ! તારામાં આટલું બધું રૂપ છે, તો તને દુઃખ શું છે ? હું તને મારી છાતી ઉપર રાખીશ."

માધુરી મનમાં ને મનમાં ભગવાનને સંભારતી બોલી, "હે પ્રભો! મારા અદૃષ્ટમાં તેં આવું અપમાન પણ લખ્યું હશે! હે નાથ! ક્યે પાપે તેં મારી આવી દશા કરી?'

ગોવલો ફરી ધીરેથી બોલ્યો, "માધુ! અહિંઆં જરા રોકાઈ જજે; હમણાંજ હું પાછો આવું છું."

ગોવલો ગયા પછી હતભાગિની માધુરી એ ભીષણ અન્ધકાર-માં ઉંચે શ્વાસે મુઠીઓ વાળી દોડી. "અહા! આવું જીવન ધારણ કરવાનું ફળ શું? આવું દુઃખી જીવન રાખ્યા કરતાં તેનો અંતજ આણવો એ ઉત્તમ." આવો વિચાર કરી તે ગંગા તરફ દોડી. રાત્રિનો અન્ધકાર જામેલો હતો. રસ્તામાં લોકોની આવજા બંધ થઈ હતી. તે સમયે માધુરી ગંગાતીરે આવી ઉંચા કરાડા ઉપરથી ગંગાના પ્રવાહમાં ઝંપાપાત કરતાં બોલી, "મા! મા! હૃદયમાં સ્થાન આપો; હવે સહન થતું નથી." શ્યામ-ઘોર અંધકારમાં નદીમાં પડવાનો ધબાકો થયો. પણ તે કોઈએ સાંભળ્યો નહિ.

---

## પરિચ્છેદ છઠ્ઠો.

### વિધવાની વિપત્તિ.

માધુરી મુઈ નહિ. માધુરી નદીમાં પડી, તે વખતે એક મોટી હોડી તે રસ્તે જતી હતી. ઝંપાપાતે એકવાર પાણીમાં તળીએ જઈ બીજીજ ક્ષણે માધુરી ઉપર આવી. તેજ વખતે તે હોડી પાસે નીકળી. હોડીમાં જે બેઠાં હતાં તેમાંનો એક બૂમ પાડી બોલ્યો, "કાઢો કાઢો."

માધુરી ફરી ડૂબી, પરંતુ ખારવે તુરત પાણીમાં પડી, તેને પકડી લીધી, ને ત્વરાથી તેનો ભીંજાએલો દેહ નૌકામાં આણ્યો. નૌકામાં બેઠેલી એક પરમ રૂપવતી પ્રૌઢા સ્ત્રી ઉતાવળે તેની પાસે આવી. દીવો લાવી જોયું તો એક અપૂર્વ રૂપવતી યુવતી ચેતનહીન બનેલી છે; મરેલી નથી. હજુ પણ તેનો શ્વાસ ધીરે ધીરે ચાલે છે. મોઢા-માંથી અનર્ગળ જળ ઝરે છે. પેલી રમણીએ યત્નથી માધુરીને અંદર લઈ જઈ સુવાડી દીધી, અને વિવિધ ઉપાયે તેને શુદ્ધિમાં લાવવા યત્ન કરવા માંડ્યો. નાવિકોએ હોડી આગળ હંકારી.

પેલી સ્ત્રી વૈદકશાસ્ત્ર થોડું જાણતી હતી. તેણે પોતાની પેટીમાંથી એક ઓસડ કાઢી માધુરીને પાયું, આથી માધુરીને ભાન તો આવ્યું નહિ; પરન્તુ નિશ્ચિન્ત ભાવે નિદ્રા આવી ગઈ. આખી રાત્રિમાં એકવાર પણ તેની ઉંઘ ઉડી નહિ. આખી રાત્રિ નૌકા ચાલી, એટલે પ્રાતઃકાળે જ્યારે તેની નિદ્રા ઉડી ત્યારે તો તે શાન્તિપુરથી બહુજ દૂર આવી પહોંચી હતી.

પ્રાતઃકાળમાં નિદ્રા ઉડતાં માધુરી બેઠી થઈ, અને જે જોયું તેથી તો તે સ્તબ્ધ બની ગઈ. ધીરે ધીરે તેને બધી વાતનું સ્મરણ થયું. હું મુઈ નથી, પણ આ ક્યાં આવી છું ? એ વિચારવમળમાં તે પડી ગઈ. તેણે પેલી રમણીની તરફ જોયું. પેલી સ્ત્રી પણ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોઈ રહી હતી. આથી માધુરીએ વ્યાકુલતાથી પૂછ્યું, "હું ક્યાં છું ?"

પેલી સ્ત્રી બોલી, "મારી હોડીમાં." આ વાતથી માધુરી કંઈ સમજી શકી નહિ. તેથી તેના મ્હોં સામું જ નિહાળી રહી. પેલી પ્રૌઢા સ્ત્રી બોલી, "કાલે રાત્રે તું પાણીમાં ડુબી હતી. મારી હોડી પાસે નીકળી, એટલે મેં તને હોડીમાં લેવરાવી લીધી."

માધુરી દુઃખિત સ્વરે બોલી, "મને દુઃખિનીને શા માટે બચાવી ? મરવા કેમ ન દીધી ?"

રમણી બોલીઃ "એવું મહા પાપ શા માટે કરવા ધારે છે ? તારી ઉમ્મર નાની છે, વળી તું પરમ રૂપવતી છે, તો શા દુઃખે મરવું હતું ?"

માધુરી બોલી, "જગતમાં મારે કોઈ નથી. જીવતાં રહેવાથી કેવળ કષ્ટ જ પામવાનું છે. મારે જીવીને લાભ શો છે ? આપ મને મરવા દો."

રમણી બોલી, "ના, હું મનુષ્ય છું. હું કોઈ રીતે તને મરવા દઈશ નહિ. જો સંસારમાં ખરેખર તારે કોઈજ ન હોય, તો મારી સાથે ચાલ. મારે પુત્ર પુત્રી કંઈ નથી. જો, મારી ઉંમર પણ તારી જનેતા જેવડી છે. હું તને મારી પેટની પુત્રી પેઠે રાખીશ."

માધુરી કેટલીકવાર એ રમણીના મુખ ભણી તાકી રહી. પછી ધીરે ધીરે બોલી, "આપ કોણ છો ?"

રમણી મન્દહાસ્ય કરી બોલી, "પહેલાં જાણું કે તું કોણ છે ?"

સરલ માધુરીએ પોતાના દુઃખની તમામ વાત રમણીને કહી. કેવળ લલિતની વાત કંઈ પણ કહી નહિ. એ સાંભળી રમણી બોલી,

"તારા જેવી રૂપવતી જુવાન વિધવાના સંબંધમાં એવું જ બને, એ સ્વાભાવિક છે. એમાં મરવું શા માટે ?"

માધુરી ફરી કેટલીકવાર રમણીના મુખ ભણી નિહાળીને બોલી, "આપ શું તે સમજતાં નથી ?"

રમણી બોલીઃ—"હું તે સમજું છું. એક દહાડો હું પણ તારા જેવી રૂપવતી જુવાન વિધવા હતી. પરન્તુ હું મુઈ નથી. મરવું શા માટે ? હું ઘર છોડી ચાલી નીકળી: તેથી જો આજે કેવી રાજાની રાણી જેવી હાલતમાં છું ? જહાંગિર પાદશાહ પોતે મારો ચરણાધીન છે."

માધુરી કશું જ સમજી નહિ; તેથી બોલીઃ-"આપ કોણ છો ?"

રમણી બોલી, "મારૂં નામ ઝહરબાઈ—દિલ્હીની પ્રસિદ્ધ નર્તકી. આ દેશના રાજાએ મારૂં સંગીત સાંભળવા માટે મને લાખ રૂપીઆ આપી તેડાવી હતી, ત્યાંથી હું પાછી જતી હતી. જો પાછળની એ મોટી નૌકાઓમાં મારા સિપાઈઓ, નોકર ચાકરો, પાલખીઓ, વગેરે ઘણો સામાન ભરેલો છે. મારે કશુંએ દુઃખ નથી. હું ઠોકર મારી અસરફીઓને ઉડાડી દઉં છું, તો પણ એજ અસરફીઓ મ્હારે ચરણે ચોંટતી આવે છે. હું જો મરી ગઈ હોત તો આમાંનું કંઈ પણ હોત ?"

માધુરી કશું બોલી નહિ. તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. હું કોના હાથમાં આવી છું અને ક્યાં જાઉં છું તે કંઈ જ માધુરી સમજી શકી નહિ.

ઝહર મૃદુહાસ્ય કરી બોલી, "તું આજથી મારી પુત્રી મતિબાઈ થઈ માની લે."

માધુરીની રગે રગે વિદ્યુત્ પ્રવાહ વહેવા લાગ્યો. તે પોતાની આંખો મીચી ગઈ, અને વિચારવા લાગી, "હે પ્રભો ! છેલ્લે મારા નશીબમાં તેં નર્તકી લખી ! કેવું ભયાનક દૃશ્ય !"

તે કશું બોલતી નથી એ જોઈ ઝહર બોલી, "કેમ ન બોલી ? શો વિચાર કરે છે ?"

માધુરી ઉશ્કેરાઈ બોલી, "હું મરીશ. મને છોડી દો."

ઝહર હસીને બોલી, "ના, તને કદાપિ મરવા દઈશ નહિ."

# પરિચ્છેદ સાતમો.

## દિલ્હીમાં.

માધુરી મરી શકી નહિ. વિધાતાએ જેનું મરણ ધાર્યું નથી તે સંકડો યત્ન કર્યાં છતાં પણ મરી શકતું નથી. ઝહરે તેને નજરની આગળની આગળ રાખી હતી એથી માધુરી મુઈ શકી નહિ અને દિલ્હી આવી.

માધુરી પોતે વિધવા, વળી બ્રાહ્મણ કન્યા; તેથી સ્વહસ્તેજ ચોકા કરી, પાણી ભરી, રાંધી, માત્ર એક વાર નામ માત્ર આહાર લેતી. એમાં ઝહર કશો વાંધો લેતી નહિ. ઝહરના આદરભાવથી અને મિષ્ટ સરલ વ્યવહારથી માધુરીનો તેના પર ધીમે ધીમે ભાવ થયો. તેણે ધીરે ધીરે પોતાની મરવાની ઇચ્છા છોડી દીધી. માતાપિતાના મરણ પછી માધુરીએ રાત દહાડા અવર્ણીય દુઃખ વેઠ્યું હતું-આટલો આદર-ભાવ તેણે ક્યાંઇ જોયો નહોતો. તે મનમાંને મનમાંજ કહેતી, "પ્રભુએ જો મારા નશીબમાં મરણ લખ્યું હોત તો તે રાત્રે જ હું મરી શકત. પણ તેણેજ મને આ આશ્રય આપ્યો છે તો મને મારા ધર્મની રક્ષા કરવાનું બળ પણ તે જ આપશે. આ જગત્માં સતીના અંગને સ્પર્શ કરનાર કોણ છે?"

દિલ્હીનાં સુખ અને ઐશ્વર્યની વાત ઝહર તેને વારંવાર કહેતી. તે એક દહાડા તો એવું પણ બોલી કે "અહો તારૂં કેવું રૂપ છે! એ ઉપરથી પાદશાહજાદા સલીમની સાથે પણ તારો વિવાહ થઈ શકે, એમ કોણ ન માને? એક દિવસ તું દિલ્હીશ્વરી પણ કાં ન થઇ શકે?" આ વચનો સાંભળી માધુરી વિષાદમાં પડી ગઈ. તેણે ઝહરની વાતનો કશોજ ઉત્તર આપ્યો નહિ. તે શુન્યવત્ બેઠી જ રહી. એ દહાડો તથા રાત્રિએ તેણે મનમાં ને મનમાં કંઈ કંઈ વિચારો કર્યા: "શું હવે કદિ પણ મને લલિતનાં દર્શન થશે? હા, થાય તો પણ શું? હું વિધવા છું. મારા અદષ્ટમાં સુખ જ ક્યાં છે?"

"તે તો સન્યાસી થયો છે. સન્યાસીઓ માટે એક અતિ સુન્દર સ્થાન હું કાશીમાં સ્થાપું. એ નિવાસના દ્વારમાં મારી મૂર્તિ અંકિત કરાવું. સન્યાસી હોવાથી કોઈવાર તે ત્યાં આવશે, અને મારા

હૃદય ઉપર ચરણ મૂકી મારા પાપનું નિવારણ કરશે. પરન્તુ તેમાં દ્રવ્યની આવશ્યકતા છે. મારી પાસે દ્રવ્ય ક્યાં છે ? ધર્મ નષ્ટ કરૂં તો અર્થ પ્રાપ્ત થઈ શકે. પરંતુ મૃત્યુ થાય એ શ્રેય છે, પણ કદિ ધર્મ-માર્ગથી ચલિત થવું ઇચ્છવા યોગ્ય નથી.”

દિલ્હીમાં આવ્યાં તેને કેટલોક કાળ થયો હતો. તેણે ઝહરનાં સુખ ને ઐશ્વર્ય તથા દિલ્હીનો અતુલનીય ભભકો જોયો હતો, ને તેથી તે સ્તબ્ધ થઈ હતી. ક્યાં શાન્તિપુર અને ક્યાં આ દિલ્હી ! અહિં તો સર્વત્ર ધન, ઐશ્વર્ય અને વિલાસનું જ સામ્રાજ્ય ! અહિં આવીને પણ તે વિધવા પેઠે જ રહેવા લાગી. ઝહરે તેમાં કશી હરકત કરી નહિ. ઉલટી માધુરીની ધર્મવૃત્તિ ને પવિત્રતા જોઈ ઝહર તેના ઉપર વધારે ભક્તિભાવ કરવા લાગી. ઝહરને પોતાને પુત્રી હોત તો તેને પણ આનાથી વધારે સ્નેહભાવે તે સંભાળત કે કેમ તે કહેવાતું નથી. માલિકની પ્રીતિ જોઈ તેનાં દાસદાસીઓ પણ માધુરી ઉપર શ્રદ્ધા-ભક્તિ રાખતાં. ઝહરને બંગલે અનેક અમીર ઉમરાવો આવતા; પરંતુ ઝહર પ્રાણાન્તે પણ માધુરીને તેમની સન્મુખ લાવતી નહિ.

એક દહાડો માધુએ ઝહરને કહ્યું, “હું ગાવું બજાવવું શીખું ?” ઝહર કેટલીકવાર તેના મુખ ભણી તાકી રહી, પછી બોલી, “બહુ સારૂં.” તેણે તે દિવસે પોતાના ઉસ્તાદને એ વાત કહી. તે દહાડાની સન્ધ્યાથી માધુરીએ નર્તકીનો ઉદ્યમ શિખવાનો પ્રારંભ કર્યો. પરન્તુ નર્તકી થવાથી હિન્દુ વિધવાના બ્રહ્મચર્યવ્રતનો-શિયળનો ત્યાગ કરવો એ તેનો આશય નહોતો. પહેલાં તે જે રીતે રહેતી તે રીતે હજુ પણ રહેવા લાગી. તેનામાં કંઈ પણ પરિવર્ત્તન થયું નહિ. અપાર ઉત્સાહે તેણે ગાવું બજાવવું શિખવામાં મન લગાડયું. મૂળથી જ તે વિદુષી હતી તેથી ઘણા જ થોડા સમયમાં ઝહરના કરતાં પણ અનેકગણી શ્રેષ્ઠ ગાયિકા થઈ ગઈ. આ જોઈ ઝહરબાઈ પોતે જ વિસ્મિત અને સ્તંભિત થઈ ગઈ. અને માધુરી પ્રતિ તેનો સ્નેહભાવ અત્યંત વધ્યો. ધીરે ધીરે દિલ્હીવાંસીઓમાં વાત ફેલાઇ ગઈ. શોખીન દિલ્હીવાસી અમીર ઉમરાવો, તેનું ગાવું-બજાવવું સાંભળવા માટે અત્યંત અધીરા થઈ ઝહરને બંગલે આવજા કરવા લાગ્યા.

માધુરીએ એક વખત ઝહરને પૂછ્યું, “તમારો આ ધંધો પોતાની ધર્મરક્ષા કરીને કોઈ ચલાવી શકે કે ?”

ઝહર હસીને બોલી, " અસંભવિત. "

માધુરી ગંભીર ભાવે બોલી, " અસંભવિત કેમ ? "

ઝહર બોલી, " અનેક કારણોથી. પહેલું તો દ્રવ્ય લોભ એ મહા ખરાબ છે. દિલ્હીમાં એવા અમીર ઉમરાવો છે કે તને લાખ અસરફી આપવામાં પણ પાછા હઠે નહિ. તું એવો લોભ ત્યાગી શકીશ ? "

" જો પૈસાનો લોભ ન જ કરૂં તો ? " માધુરી બોલી.

" એવી સ્ત્રીઓ તો આજ લગી કોઈ જોઈ નથી કે જેમને પૈસાનો લોભ હોય નહિ. તેના ઉપરાંત સત્તાનું પણ અહિં પ્રાબલ્ય છે. દ્રવ્યથી સંમત ન થાય તો બળ કે સત્તા ચલાવનારા લોકોનો પણ અહિં ટોટો નથી. આ બધાને કદાપિ તું ઉલંઘી જાય તો પણ તારૂં નામ દરબારમાં જાહેર થયું, કે પાદશાહ અથવા પાદશાહજાદાનો હુકમ ઉલ્લંઘન કરવાનું તો બને જ નહિ. " ઝહર બોલી.

માધુરી કેટલીક વાર નીરવ રહી બોલી, " તો આજ પર્યન્ત આ ધંધો પોતાની ધર્મરક્ષા કરીને કોઈ ચલાવતું નહિ હોય ? "

" ના, કોઈ જ નહિ. " ઝહર બોલી.

" મને તો આમાં અસંભવિત લાગતું નથી. મને લાગે છે કે આમાં કેવળ પાદશાહના હુકમની જરૂર છે. " માધુરી બોલી.

માધુરીની વાત સાંભળી ઝહર મન્દ મન્દ હસવા લાગી ને કહ્યું, " તું હજુ બાળક છે, ધીરે ધીરે બધું સમજી શકીશ. "

ઝહરની વાત મનમાં ન લાવી માધુરી બોલી, " અત્યારે એક કામ કરી શકશો ? "

" શું ? બોલ. " ઝહર બોલી.

માધુરી બોલી, " હું નાચવા–ગાવાનો પહેલોજ મજરો પાદશાહની હજુરમાં કરવા ચાહું છું, તો એવો જોગ કરી શકશો ? તેમની સન્મુખ ગાયા પહેલાં હું કદિ કોઈ પાસે ગાઈશ નહિ. "

ઝહર ચિન્તામાં પડી. થોડીવાર મૌન રાખી બોલી, " મહેનત કરી જોઉં. દરબારમાં બેસનારા અનેક અમીર ઉમરાવો સાથે આ ધંધાને લીધે મારો પરિચય છે એટલે એમના દ્વારા હજુરને કાને ખબર આપતાં, તેઓ હુકમ આપે તો આપે પણ ખરા. તોપણ આ કામ બહુ સહેલું તો નથી, છતાં હું તે માટે જીવતોડ મહેનત કરીશ. જોઈએ છીએ શું થાય છે. થશે તો બહુ સારી વાત છે. "

# પરિચ્છેદ આઠમો.

---

## પાદશાહની સન્મુખ.

મતિબાઈએ અત્યાર લગી કોઈની પાસે એક પણ ચીજ ગાઈ નહોતી; તો પણ તેના ઉસ્તાદોને મુખેથી તેનું નામ ચારે દિશાએ ફેલાઈ ગયું હતું. અનેક અમીર ઉમરાવો તેનું ગાયન સાંભળવાને અત્યંત અધીરા થઈ, જહરબાઈ પાછળ પડયા હતા; પરન્તુ જહર પણ સૌને કહેતી કે, " પાદશાહની સન્મુખ પહેલવહેલો મજરો કર્યા વિના મતિબાઈ કોઈની સન્મુખ ગાનાર નથી, એ એનું મોટું પણ છે."

" આમાં આગ્રહની વાત જ નથી. " એમ લાગવાથી અમીર ઉમરાવો જેમ બને તેમ પાદશાહની પાસે વહેલો મજરો થાય તે વાસ્તે યત્ન કરવા લાગ્યા. આથી થોડે વખતે મતિબાઈની વાત પાદશાહને કાને આવી. ત્યારે તે હસીને બોલ્યો, "આવી નૂતન નર્તકી તે કોણ ? " પછી મનમાંને મનમાં બોલ્યો, " આમાં અવસ્ય એનો કંઈક ખાસ ઉદ્દેશ છે. મને લાગે છે કે સૌ પહેલું પોતાનું ગાયન મને સંભળાવી, મારી પ્રસન્નતા મેળવી, પોતાનો મનોભાવ જણાવશે. વળી કંઈક પ્રાર્થના પણ કરશે." પછી પાદશાહે ફરમાવ્યું, " કાલેજ દરબારમાં તેનો મજરો થશે. "

આ સમાચાર જહરને પહોંચ્યા. આવો શુભ યોગ સહજમાં કોઈના પણ નસીબમાં હોય નહિ. આથી જહર આનંદે પ્રફુલિત થઈ હસતી હસતી માધુરી પાસે આવી બોલી, " માધુરી, કાલે દરબારમાં તને જે ઈનામ મળશે તેનું શું કરીશ ? "

માધુરી હસીને બોલી, " તેમાંથી અરધું તમને આપીશ. "

બીજે દહાડે સન્ધ્યાકાળે બહુ જ મૂલ્યવાન પહેરવેશ પહેરી, માધુરી પાદશાહની સન્મુખ ગઈ. પોતાના સભાજનોથી વિંટાઈ પાદશાહ દિવાને-ખાસમાં બિરાજ્યો હતો. વચ્ચે વચ્ચે સુવર્ણ પાત્રમાં ભરેલી સુરાનું પાન પણ ચાલી રહ્યું હતું. ઇતિહાસવાચકો જાણે છે કે જહાંગીર જેવો સુરાપ્રિય પાદશાહ બીજો કોઈ જ નહોતો. એ રમ્ય સભાસ્થળમાં એકદમ માધુરી આવી ઉભી: બધા જ સ્તબ્ધ થઈ, તેની ભણી નિહાળી રહ્યા. એના જેવી લાવણ્યવતી સુન્દરી

દિલ્હીમાં પણ હશે કે નહિ, એટલુંજ નહિ, પણ પાદશાહના જનાનામાં પણ હશે કે નહિ, એ સન્દેહનો વિષય હતો. જહાંગિર પણ અત્યંત વિસ્મિત થઈ તેના તરફ નિહાળી રહ્યો. પછી હસીને બોલ્યો, " આ જ આપણી નૂતન નર્તકી કે ? બહુ સારૂં, આજે આપણી સભા તેનાથી પ્રકાશિત થઈ. આવો, બેસો—બેસો. મેં તમારી પ્રતિજ્ઞા સાંભળી છે. આવી કલાવતીનો મજરો પહેલો રાજદરબારમાંથીજ ચાલુ થવો ઉચિત છે કેમ, એ વિશે ઉમરાવો, આપનો શો અભિપ્રાય છે ? "

બધા ઉમરાવો એકી સાથે બોલી ઉઠ્યા, " જહાંપનાંહે જે હુકમ કર્યો છે તે જ મુનાસિબ છે. "

માધુરી બેઠી નહિ. માનથી પાદશાહને કુરનસ બજાવી તેણે ગાન આરંભ્યું. મૃદંગો, સારંગીઓ, ને સિતારમાં સુન્દરીના મધુર સ્વરનું સંમેલન થયું:—

મોરી લાજ શરમ રખ લે જુગમેં. (૨)
તુંહી પાકજાત પરવરદિગાર—મોરી લાજ.
પૈદા કિએ કે લાજ તુમહિકો, તુમ દામા મેં ચેલી તુમ્હારી,
તુંહી પાકજાત પરવરદિગાર—મોરી લાજ.

માધુરીનાં મધુર કંઠસ્વરે બધી દિશાઓ જાણે મધુમય બની ગઈ. વાતાવરણમાં મધુર લહરીઓ વહન કરવા લાગી. એ મધુરૂં સંગીત સાંભળી સૌ વિસ્મિત, સ્તંભિત અને મુગ્ધ બની ગયાં. માધુરી હૃદય સાથે ગાતી હતી, તેના હૃદયના શ્વાસોચ્છ્વાસમાં તેનું સંગીત મિશ્રિત થએલું હોવાથી જાણે કોઈ અવર્ણ્ય ભાવનો ઉદ્રેક થતો હતો. માધુરી કરતાં નિપુણ ગાયિકાઓ બીજી ઘણી મળી આવતી, પરન્તુ, તેમના ગાનમાં માધુરીના ગાન જેવું હૃદયનું સંમેલન નહોતું. તેઓનું ગાન ગાવાને માટેજ હતું; પરન્તુ માધુરીનું ગાન તેના પોતાના હૃદયની ઉર્મિને માટે હતું. આથી સૌનાં હૃદયોમાં અત્યંત અસર થઈ, સૌનાં અંતઃકરણો જાણે દ્રવીભુત બની ગયાં. આજ લગીમાં અનેક નર્તકીઓનું ગાન સભાસદોએ સાંભળ્યું હતું; પરંતુ કદિ પણ તેઓ આટલા વિચલિત કે આટલા મુગ્ધ થયા નહોતા. અત્યારે કાષ્ટપુત્તલિકાવત્ સકલ સભાસદવર્ગ નીરવ, નિશ્ચેષ્ટ અને સ્તંભિત થઈ ગયો હતો. તેમનાં મન, પ્રાણ, હૃદય બધાંજ માધુરીના સંગીતમાં લીન થઈ ગયાં હતાં.

છેલ્લે કુરનીશ કરી માધુરીએ ગાન બંધ કર્યું. પાદશાહ અત્યંત ઉત્સાહે બોલી ઉઠયો, "નૂતન અપ્સરા ! ખરેખર તું કોઈ દેવાંગના છે. તારા સંગીતથી હું અત્યંત પ્રસન્ન થયો છું, તો ઇનામ માગ. તું જે માગીશ તે અવશ્ય આપીશ."

માધુરી હાથ જોડી વિનય ભાવે બોલી, "જહાંપનાહ, દાસી દ્રવ્ય ચાહતી નથી; દાસી હજરતની પાસે એક ભિક્ષા ચાહે છે. હિમ્મત આપો તો બોલી શકું."

જહાંગીર બોલ્યો, "નિર્ભયપણે બોલ. તું જે ઇચ્છીશ તે હું આપીશ જ. તું જો આ રાજ્યાસનપર બેસવા ચાહે તો તે પણ આપી શકીશ."

માધુરી બોલી, "જહાંપનાહ, હજરતની પાસે આ દાસી માત્ર પોતાની ધર્મ-રક્ષાનીજ ભિક્ષા માંગે છે."

જહાંગિર વિસ્મિત સ્વરે બોલી ઉઠયો, "એટલે શું ?"

માધુરી કરસંપુટ કરી બોલી:—"આ દાસી વિધવા બ્રાહ્મણ કન્યા છે. અદૃષ્ટ-યોગે આ ધંધામાં જોડાઈ છે, પરન્તુ ધર્મ વેચવા તત્પર નથી. તો હજરત હુકમ ફરમાવે કે મારા ઉપર કદિ પણ કોઈ અત્યાચાર કરે નહિ. દાસી પોતાની ધર્મરક્ષા કરી, હજરતને એક બે ગાન સંભળાવી, પોતાને ધન્યભાગી માને છે."

પાદશાહ વિસ્મીત ભાવે કેટલીકવાર માધુરી તરફ નિહાળી રહ્યો. મનમાં ને મનમાં તેના ઉપર તે અત્યંત સંતુષ્ટ થયો અને બોલ્યો, "તેં જે ધંધો આરંભ્યો છે, તેમાં ધર્મરક્ષા થવી કઠિન છે. તેમ છતાં તું જો ધર્મનું રક્ષણ કરી શકે, તો ખરેખર હું અત્યંત સંતુષ્ટ થઈશ. હું, મારા વંશજો અથવા મારા સામ્રાજ્યનો કોઈ પણ માણસ તારી ધર્મરક્ષાના માર્ગમાં વિઘ્ન નાંખશે તો તે સખ્ત દંડને પાત્ર થશે, એ માટે હું અત્યારે ખુદાને નામે શપથ કરૂં છું. ખુશીથી ગાઓ."

તૌર્યત્રિકના સંમેલન સાથે વળી પુનઃ ગાન શરૂ થયું.

રાગ ભૈરવી. ( ત્રિતાલ અથવા પંજાબી. )

સુનેરી મૈંને નિર્બલકે બલ રામ ( ધ્રુવ. )
પિછલી સાખ ભરૂં સંતનકી, આડે સુમારે કામ
સુનેરી મૈંને૦—૧
જબ લગ ગજબળ અપનો વરત્યો, નેક સર્યો નહિ કામ;
નિર્બળ હોઈ બલરામ પૂકાઈ, આયે આધે નામ. સુનેરી૦

દ્રુપદ-સુતા નિર્બળ ભઈ તા દિન, ગહી લાયે નિજ ધામ;
દુઃશાસનકી ભુજા થકિત થઈ, બસનરૂપ ભયે શ્યામ. સુનેરી.
નિજબલ, તપબલ ઔર બાહુબલ, ચોથા બલ હે દામ;
સૂરકિશોર કૃપાસેં સબ બલ, હારેકો હરનામ. સુનેરી.

માધુરીએ કુરનસ કરી સંગીત સંપૂર્ણ કર્યું. તેના વ્યવહારથી અને પાદશાહની પ્રતિજ્ઞાવાક્યથી સૌ સ્તંભિત થઈ ગયા. સૌ એક બીજાના મુખ ભણી નિહાળી રહ્યા. શો અદ્‌ભુત વ્યાપાર ! કોઈ પણ નર્તકી-ના મુખમાંથી આવાં વાક્યો તેમણે કદિ સાંભળ્યાં નહોતાં. અહો ! આ બાલિકા તે કોણ હશે ? સૌ એવા વિચારમાં પડયા. ત્યાર પછી માધુરીએ બીજી પણ એક બે ચીજો ગાઈ. પાદશાહ બોલ્યો, "બસ કરો. હવે વધારે શ્રમ લ્યો ના. હું પ્રસન્ન થઈ તમને એક લાખ સોનામહોરો બક્ષીસ આપું છું."

માધુરી હાથ જોડી બોલી, "હઝરતનું વચન સફલ હો; અને કદિ નિષ્ફળ થાઓ ના. હું થાકી ગઈ છું એ સત્ય છે; પરન્તુ આવો શ્રમ જીવનમાં હવે કદિ પણ લેવાનો નથી. તેથી જ હજરતનું વાક્ય શિરે ચઢાવી આ જીવનમાં હવે કદિ પણ કોઈની પાસે હું ગાઈશ નહિ."

માધુરી સત્વર દરબારમાંથી રજા લઈ વિદાય થઈ. જહાંગિર વિચારમુગ્ધ બની સુરાપાન કરતો કરતો બોલ્યો, "આ બાલિકા સાધારણ નથીઃ એ કોઈ અલૌકિક સ્ત્રી છે એ ચોક્કસ."

## પરિચ્છેદ નવમો.

### સન્યાસને માર્ગે.

આજે આખી રાત્રિ પાદશાહી ખજાનો ખુલ્લો રહ્યો. ખજાનચી અને તેનાં માણસો મહોરો ગણવાના અને મજુરો મહોરો વહેવાના કામમાં રોકાયા. પ્રાતઃકાળ થતાં ઝહરબાઈનો બંગલો મહોરોથી ભરાઈ ગયો. સભાસદોએ ધાર્યું કે મતિબાઈ પાદશાહની સન્મુખ જે શબ્દો બોલી છે તે કેવળ કથન માત્ર કે આત્મશ્લાઘા જ છે. પાદશાહે પણ તેથીજ હાસ્ય કર્યું હતું; અને અમીર ઉમરાવો પણ તેથીજ સાથે સાથે

હરયા હતા. આવી સુન્દર યુવાન ગાયિકા ધંધો છોડી દે, એ કોઈએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પાદશાહનું માન સાચવવા આટલા દહાડા લગી કોઇ અમીર મતિબાઇને પોતાને મકાને મજરો કરવા લઇ જઇ શક્યો નહોતો. પણ હવે ચિન્તા શી છે ? પાદશાહની સન્મુખ તેનો પહેલો મજરો તો થઈ ગયો છે; એટલે હવે આપણે અનાયાસે તેને આપણે મહેલે લઈ જઈ શકીશું; એની ધર્મરક્ષાની વાત તો કેવળ બાહ્ય આડંબર માત્ર છે, એવું સૌએ ધારી લીધું.

મતિબીબી વિદાય થયા પછી પાદશાહ કેટલીકવાર કંઇ બોલ્યો નહિ. પુનઃ પુનઃ સુરાપાન કરવા લાગ્યો. પછી એકદમ બોલ્યો,—"વજીર સાહેબ !"

હાથ જોડી વિનયથી વજીર બોલ્યો,—"હુકમ જહાંપનાહ !"

પાદશાહે કહ્યું, "એ નર્તકી પાસે મેં શી કબુલાત કરી છે તે સાંભળીને ! એ બાલિકાએ ધંધો સ્વીકાર્યા છતાં જો ધર્મરક્ષા કરી શકે તો તેના જેવી પવિત્ર સ્ત્રી બીજી કોઇ હું સમજું નહિ. જો આવી વાત બીજું કોઈ બોલ્યું હોત તો હું ખોટું જ માનત; પણ એ બાલિકાને જોતાં જ મને લાગ્યું છે કે પોતાની પ્રતિજ્ઞા એ પાળી શકશે. આથી હું એને ધર્મરક્ષામાં સહાયતા કરીશ. તો કાલે સવારે સમગ્ર રાજ્યમાં ફરમાન કરો કે આ નૂતન નાયિકા મતિબાઈની સંમતિ હોય તો ચાહે તે તેનું ગાયન સાંભળી શકશે; પરન્તુ જો કોઈ દ્રવ્યથી, બળથી, કે કોઈ પ્રપંચથી તેને ધર્મભ્રષ્ટ કરવા ચાહશે તેનો શિરચ્છેદ થશે. પછી તે કરનાર ભલે ગમે તે હોય."

વજીર વિનીત સ્વરે બોલ્યો, "જહાંપનાહનો જેવો હુકમ."

તરત સભા વિસર્જન કરી પાદશાહ રંગમહેલમાં ગયો. બધા અમીર ઉમરાવો પણ આ નવા તાયફા વિષે ચર્ચા કરતા કરતા પોતપોતાને ઘેર ગયા.

માધુરીએ તે રાત્રે જોહરને બોલાવી કહ્યું, "આપે નદીમાં ડુબતાં મારી પ્રાણ-રક્ષા કરી છે, આપે દયા કરી મારા જેવી નિરાધાર અનાથિને આશ્રય આપ્યો છે, અને આપે દીર્ઘકાલથી મને વિધવા બ્રાહ્મણકન્યા પેઠે અહિં રહેવા દીધી છે, અને તેમાં લેશ માત્ર કંટાળ્યાં નથી. આપનીજ દયાથી સંગીત શીખી મેં પાદશાહનો અનુગ્રહ મેળવ્યો છે, અને આપનીજ સહાયથી તેમણે મને એક લાખ

અસરફીનું ઈનામ આપ્યું છે. હું સદા દુઃખિણી હતભાગિની છું. હવે હું આ જીવનમાં ફરી કદિ પણ ગાઈશ નહિ. એની અનુમતિ પણ મેં પાદશાહની પાસેથી મેળવી છે, એટલે હવે મારૂં અહિંનું કાર્ય સંપૂર્ણ થયું છે. હવે આપ જો મને અનુમતિ આપો તો મ્હારા અન્ય કાર્ય માટે હું પ્રયાણ કરૂં."

ઝેહર મૌન ધારણ કરી માધુરીનું લાંબું ભાષણ સાંભળતી હતી. તે વિકસેલી આંખોએ તેના મ્હોં ભણી તાકી જ રહી. કેટલીક વારે તે બોલી, "તું શું કહે છે તે જ હું સમજી શકતી નથી."

માધુરી બોલી, "હું તાયફો કે નર્તકી થવાને જન્મી નથી. માત્ર કોઈ રીતે પાદશાહનો અનુગ્રહ મેળવવા આટલો યત્ન કરી ગાવું નાચવું શીખી હતી. મારો એ ઉદ્દેશ હવે પૂરણ થયો છે. બાદશાહનો અનુગ્રહ મેળવવો હતો તે મેળવાઈ ગયો છે."

ઝહર બોલી, "બીજી કોઈ નર્તકીને કદિ આપે નહિ એટલું તેણે તને ઇનામ આપ્યું છે. જેથી તું મહોરના ઉપર જ ચાલી શકે. આજથી હવે તને અમીર ઉમરાવોના તરફથી રોજ મજરાનાં આમંત્રણ આવશે."

માધુરી માથું હલાવી બોલી, "પણ અફસોસ છે કે હવે હું કદિ મજરો કરવાની જ નથી."

ઝહર અતિ વિસ્મિત થઈ બોલી, "એમ કાં ?"

માધુરી ધીરે ધીરે બોલી, "જીવનમાં મારે બીજાં પણ કામો છે. મારો ઇતિહાસ મેં આપને બધો કહ્યો છે. હું આજ રાત્રે જ અહિંથી વિદાય થઈશ. કાશી જઇ સન્યાસીઓ માટે પચાસ હજાર અસરફીઓ ખરચી એક નિવાસ નિર્માણ કરીશ, ને ત્યારપછી સન્યાસિની થઇશ. બાકીની પચાસ હજાર અસરફીઓ આપની પાસે રહેશે. આપ બધી તે અસરફીઓ રાખજો. જો મરજી પડે અને હું લખું તો તેમાંથી કંઇક મને મોકલજો."

ઝહરે તેને ઘણું સમજાવી, પણ માધુરી સમજે એવી બાલિકા નહોતી. ત્યારે છેલ્લે સજળ નયને ઝહરે માધુરીને વિદાય આપી. તે માધુરી ઉપર પોતાના પેટની પુત્રી પ્રમાણે સ્નેહ રાખતી હતી એમ સમજાવા લાગ્યું.

બીજે દિવસે પ્રાતઃકાળે આગ્રાનાં માણુસો જાગૃત થાય તેની પહેલાં જ નૌકામાં બેસી માધુરી કાશી ભણી ચાલી નીકળી. સવારે આ વાત જ્યારે સૌએ સાંભળી ત્યારે સર્વે વિસ્મિત અને દુઃખિત થયાં.

## પરિચ્છેદ દશમો.

### પ્રાયશ્ચિત્ત.

માધુરી કાશીમાં મતિબાઈને નામેજ આવી, અને એક નાનકડું મકાન ભાડે લઈ તેમાં રહીને " પ્રાયશ્ચિત્ત-મન્દિર " બંધાવવાનો ઉદ્યોગ કરવા લાગી. આગ્રાથી કાશીમાં એની વાત પહોંચવાને વિલંબ થયો નહિ. કાશીના મોટા મોટા અનેક માણુસો તેને બારણે એકત્ર થઈ મજરો જોવા આતુરતા દર્શાવવા લાગ્યા. વળી કેટલાક તો આગ્રાથી અમીરો પણુ તેની પાછળ પાછળ કાશી લગી આવી પહોંચ્યા. અને તેની સાથે એકવાર મળવા માટેજ સેંકડો યત્ન કરવા લાગ્યા. પરન્તુ માધુરી કોઈને કદી મ્હોં પણુ દર્શાવતી નહિ, અને કહાવતી કે " આ દાસીએ એ ધંધાનો પરિત્યાગ કર્યો છે, એ વિષે પાદશાહની પણુ મંજુરી છે તો દાસીને માફ કરો. "

પાદશાહનું ફરમાન આખા દેશમાં ફેલાઈ ગયું હતું. એ ભયને લીધે કોઈ પણુ માધુરીને હેરાન કરી શકયું નહિ. બધાં નિરાશ થઈ પાછા ગયા. હવે માધુરીએ " પ્રાયશ્ચિત-મન્દિર " બંધાવવું શરૂ કર્યું. જોતાં જોતાં થોડી મુદતમાં એક સુંદર વિશાળ ઇમારત ચણાઈ તૈયાર થઇ. છુટે હાથે માધુરી નાણું ખરચતી. પચાસ હજાર મહોરો એ કાંઈ નાની સુની રકમ નથી.

ઈમારત તૈયાર થયા પછી પણુ માધુરીના હાથમાં ઘણો પૈસો બચ્યો. તે પૈસામાંથી એક મોટી જમીન વેચાતી લીધી અને તેની ઉપજનું આ મંદિરની સેવામાં દાન કર્યું. જે કોઈ સન્યાસી ત્યાં આવી નિવાસ કરે તેને બીજો કાંઇ પણુ ખર્ચ કરવો પડે નહિ, અને અચ્છી રીતે રહી શકે એવી વ્યવસ્થા કરી. પરન્તુ ધાર્યું કાર્ય સફળ થયું નહિ. કોઈ પણુ સન્યાસી માધુરીના " પ્રાયશ્ચિત્ત-મન્દિર "માં આવવા

કબુલ થયો નહિ. કેમકે તે નર્તકી હતી તેથી તેનો પૈસો પાપથી ઉપાર્જિત કરેલો મનાતો હતો. અને એવા પાપી ધનથી એ મન્દિર બણાયું હતું, એટલે ખરેખરો કોઈ પણ સાધુ એ મન્દિરમાં પગલું મૂકી શકતો નહોતો. બીજી મુશ્કેલી એ હતી કે તેણે પોતાની મૂર્ત્તિ આ મન્દિરમાં પેસવાના દ્વારમાંજ પગ નીચે આવે તેમ અંકિત કરેલી હતી; અને સાધુ જનોની ચરણુ–રજ યાચી હતી, એટલે કોઈ સાધુ નારીના વક્ષસ્થળ ઉપર પગલું મૂકી શકતો નહોતો. જો કે તેનો ઉદ્દેશ મહાન્ હતો; પણ સફળ થાય તેમ નહોતો.

માધુરી નિરાશ થઈ. તેનો ઉદ્દેશ નિષ્ફળ થયો. એવી હતભાગિની કે સાધુઓ તેના બંધાવેલા સ્થાનને સ્પર્શ કરવામાં પણ પાપ માને, અને તે દિશામાં પણ ન ફરકે ! લલિત સન્યાસી થયો છે એટલે કોઈ વાર પણ તે કાશીમાં આવશે, અને ત્યારે તે આ મન્દિરમાં આવશે. વળી તેથી પણ ઉલટો વિચાર થયો કે તે કાશીમાં આવશે તો પણ કદિ આ મન્દિરમાં આવવાનો નહિ જ. જ્યાં કોઈ સાધુ આવતો નથી ત્યાં તે પણ નક્કી નહિ જ આવે. ત્યારે શું મારી આ બધી મહેનત વૃથા ગઈ ?

માધુરીએ આશા છોડી નહિ. દીન બની રાત્રિ દિવસ તે ભગવાનને સંભારતી, અને લોચનમાં જળ ભરી કહેતી, " ભગવાન્! મારા ઉપર દયા કરો. " ભક્તવત્સલ પ્રભુ, ભક્તની અન્તઃકરણની બૂમ સાંભળી શાન્ત રહી શકતો નથી. એક વખત જગદ્ગુરુ વૃદ્ધ યોગાનંદ સ્વામી પાંચસો શિષ્યો સાથે કાશીમાં પધાર્યા. તે સ્વામીની ઉંમર કેટલી હતી તે કોઈ જાણતું નહિ. તેમના જેવો મહા યોગી અને મહા પંડિત તે વખતે બીજો કોઈ હતો નહિ. ભારતવર્ષના ચારે છેડામાં તેમનું નામ સર્વત્ર પૂજાતું. ખરેખરી રીતે તેમના જેવો સન્યાસી તે સમયે તો બીજો કોઈ હતો જ નહિ. કાશીમાં આવતાંજ માધુરીના "પ્રાયશ્ચિત્ત–મન્દિર"-ની કથા તેમણે સાંભળી. સાંભળતાં જ ક્ષણ વાર મૌન ગ્રહી તેમણે જાણે માધુરીનો ઇતિહાસ જાણી લીધો ! મન્દ હાસ્ય કરી તે શિષ્યો પ્રતિ બોલ્યા, " ચાલો ઠીક થયું, નહિ તો આપણા ઉતારા માટે મુશ્કેલી આવતે. "

વિના સંકોચે જગદ્ગુરુ માધુરીના " પ્રાયશ્ચિત્ત–મન્દિર " ભણી આવવા નીકળ્યા. આ વાત થોડી વારમાં જ કાશીમાં ફેલાઈ ગઈ.

કાશીમાં સન્યાસીઓનો ટોટો નથી, એટલે બીજા પણ સન્યાસીઓ જગદ્‌ગુરુની પાછળ પાછળ "પ્રાયશ્ચિત્ત–મન્દિર" ભણી આવવા લાગ્યા. આ વખતે કાશીમાં કોલાહલ થઈ રહ્યો.

માધુરીએ પણ આ વાત સાંભળી. "પ્રાયશ્ચિત્ત–મન્દિર" ની કુંચી એ બિચારીએ એક વરસથી પોતાની પાસે રાખી મૂકી હતી. કુંચી લઈને પ્રફુલ્લ ચિત્તે તે બિચારી મન્દિર તરફ દોડી. આજ આટલે દિવસે તેની અભિલાષા પૂર્ણ થઈ. ભગવાને તેની પ્રાર્થના પૂરી કરી. ઉતાવળી ઉતાવળી આવી તેણે મન્દિરનું દ્વાર ખોલી નાંખ્યું. તેના નોકરો બારી–બારણાં ઉઘાડવા લાગ્યા. એ નોકરો રોજ માધુરીની આજ્ઞાથી ઝાડી ઝપટી મન્દિરને સ્વચ્છ રાખતા હતા, એટલે એ નવું મકાન સર્વદા સ્વચ્છ શોભી રહેતું હતું. માધુરી દ્વારમાં અંકિત કરેલી મૂર્તિના મસ્તક પાસે ગળામાં વસ્ત્ર વીંટી સન્યાસીઓની પ્રતિક્ષા કરતી ઉભી રહી.

કેટલીકવારે પોતાના શિષ્યો સાથે જગદ્‌ગુરુ મન્દિરના દ્વારે આવ્યા. બહારથી મન્દિર જોઈને બોલ્યા; "વાહ! અત્યંત સુન્દર જગ્યા છે." ત્યાર પછી તેમણે મન્દિરમાં પ્રવેશ કર્યો.

---

## પરિચ્છેદ અગિયારમો.

### દીક્ષા.

માધુરીએ ગળે વિંટાળેલા વસ્ત્ર સાથે સ્વામીને સાષ્ટાંગ પ્રણિપાત કર્યાં, પરન્તુ જગદ્‌ગુરુએ તે તરફ જોયું નહિ. તેઓશ્રી તો ધ્યાનપૂર્વક પગ નીચે રહેલી અંકિત મૂર્ત્તિ જોઇ રહ્યા. કેટલીક ક્ષણ પછી શિષ્યો ભણી ફરીને બોલ્યા, "આ પુણ્યવતીના વક્ષસ્થળ ઉપર ચરણ–રજ નાંખી સૌ અનાયાસે કૃતાર્થ થાઓ." ત્યાર પછી તેઓ માધુરી તરફ જોઈને બોલ્યા, "પુત્રી! આજ અમે તારૂં આતિથ્ય ગ્રહણ કર્યું છે. શો વર માગવાની ઇચ્છા છે, બોલ."

માધુરી ગદ્‌ગદ કંઠે બોલી, "દીક્ષા."

હજુ પણ તે ગળે વિંટાળેલા વસ્ત્ર સાથે સન્યાસીની સન્મુખ ગોઠણભેર નીચે મસ્તકે બેઠી જ હતી.

સન્યાસીપ્રવર ધીરે ધીરે બોલ્યા, " વત્સે ! તું દીક્ષિત થવાને સંપૂર્ણ યોગ્ય છે; હું તને દીક્ષિત કરીશ. "

સન્યાસીના ડાબા હાથમાં કમંડળ હતું. તેમાંથી જળ લઇ **માધુરીને** મસ્તકે છાંટતાં જગદ્‌ગુરુ બોલ્યા, " તું આજથી "**માતાજી–મહારાણી** " ને નામે સન્યાસિની થઈ. હું **યોગાનંદ** સ્વામી તને મહા–યોગમાં દીક્ષિત કરૂં છું. પરન્તુ તારૂં માતાજી નામ લાંબો વખત રહેશે નહિ, તું મહારાણીને નામે પ્રસિદ્ધ થઈશ. "

પછી તેઓ શિષ્યો ભણી ફર્યા. તે વખતે કાશીના હજારો સન્યાસીઓ, પરમહંસો ને નાગરિકો ત્યાં એકઠા થયા હતા. એ સૌને સંબોધી જગદ્‌ગુરુ બોલ્યા, " શિષ્યો ! સાધુજનો ! અને કાશીવાસીઓ ! આજથી આ મન્દિરનું નામ " **માધુરી–મહિમા** " કહેવાશે. "

સંન્યાસીએ પાછું ફરી જોયું તો **માધુરી** તદ્દન મૂર્છિત થઇ પડી હતી. જગદ્‌ગુરુએ પોતાના મહા બળવાન હાથવડે તેને ઉંચકી લઇ મન્દિરમાં પ્રવેશ કર્યો. તેમની પાછળ પાછળ હજારો સન્યાસીઓ મન્દિરમાં પેઠા. જોતાં જોતાં જ અનન્ત સાધુજનોની ચરણ–ધુલિથી **માધુરીની** મૂર્તિનું વક્ષસ્થળ આભૂષિત થઇ ગયું.

બધાં માણસો જે સમજી શક્યા નહિ તે **માધુરીના** સમજવામાં આવી ગયું. જગદ્‌ગુરુએ કદિ પણ **માધુરીને** જોઈ નહોતી, તેમ તેનું નામ પણ કદી સાંભળ્યું નહોતું. મતલબ કે તેને વિષે પહેલાંથી કંઇ જાણુતા નહોતા. તેમ છતાં તેમણે તેનું વાસ્તવિક **માધુરી** નામ જાણ્યું શી રીતે ? એ નામ હજુ લગી તેણે ઝહરને પણ કહ્યું નહોતું. ત્યારે શું એ મહા યોગીએ યોગબળે તેની સમસ્ત કથા મુહૂર્તમાં જાણી લીધી ? અથવા શું તેમનો લલિતની સાથે મેળાપ થયો હશે ? લલિતના મુખથી તેમણે શું આદ્યન્ત ઇતિહાસ સાંભળ્યો હશે ? વળી તેઓ પાછળથી જે બોલ્યા તેનો અર્થ શો ? તેનું 'માતાજી' નામ લાંબો વખત રહેશે નહિ; ત્યારે શું કદી પણ તે ખરેખરી સન્યાસિની થઈ શકશે નહિ ? વળી તે " મહારાણી " ને નામે પ્રસિદ્ધ થશે એનો અર્થ શો ? જો ઇચ્છા કરી હોત તો પાદશાહની બેગમ થઈ શકત, તે શું મહારાણી થશે ? છિ, છિ. આ બધી વાતોનો મર્મ શો ? તે કંઈ જ સમજાતું નહોતું.

જગદ્‌ગુરુએ તરત જ તેની શંકા દૂર કરી. કાષાય વસ્ત્રો પહેરાવી **માધુરીને** સન્યાસિનીને વેશે આભૂષિત કરવામાં આવી. જગદ્‌ગુરુ-

એ પોતે જ તેના કંઠમાં રૂદ્રાક્ષ અને સ્ફટિકની માળા પહેરાવી, અને કપાળે સિંદુર અર્ચવામાં આવ્યો. માધુરીએ પોતાનો ઢીંચણ લગી અડે એવડો કૃષ્ણ કેશરાશિ છોડી નાંખ્યો. એ સન્યાસિનીના વેશમાં તેની અનુપમ કાન્તિ જાણે સહસ્ર ગણી વૃદ્ધિ પામી. કોણ કહી શકે કે એ સાક્ષાત્ કૈલાસેશ્વરી નથી? તે દિવસે જ માધુરી એકલી કાશી છોડી તીર્થયાત્રા કરવા બહાર નીકળી. હવે તેને કોઇનો ભય નહોતો. ભયની જે સીમા છે, તેનું ઉલ્લંઘન કરી હવે તે ઉચ્ચકક્ષામાં વિહરતી હતી.

તેને દ્રવ્યની કશી ખોટ નહોતી. ઝહર વારંવાર લખી જણાવતી હતી કે "મારે પુત્ર પુત્રી કશું નથી. હું તારા આટલા બધા પૈસાને શું કરૂં? માટે તારે જ્યારે જરૂર પડે ત્યારે મંગાવજે; જે જોઇએ તે મોકલાવી આપીશ."

હજુ લગી માધુરી પૂર્ણ બ્રહ્મચારિણી હતી. હવે તેણે પોતાનું જીવન પરમાર્થે ગાળવાનું નક્કી કર્યું. ઝહરની પાસેથી દ્રવ્ય મંગાવી તેણે દીન અને દુઃખીઓની સેવાનું કાર્ય કરવા માંડયું. આથી તે દેશમાં ચોતરફ 'માતાજી મહારાણી'ને નામે ગવાઈ રહી. શું ધનિક કે શું દરિદ્ર બધાં જ તેની પૂજા કરતાં. તેના જેવી અનુપમ સન્યાસિની કોઈએ કયાંઈ કદિ જોઈ નહોતી.

---

# ખંડ બીજો.

---

## પરિચ્છેદ પહેલો.

—(०)—

### સન્યાસની ચેષ્ટા.

માત્ર ભગવાં વસ્ત્ર ધારણ કરવાથી જ સન્યાસી થઈ શકાતું નથી, તેથી કંઈ હૃદયમાં સળગતો અગ્નિ શાંત થતો નથી. લલિત, માધુરીના સુખને માટે—માધુરીની આબરૂ માટે—દેશ છોડી ચાલી નીકળ્યો, ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં, બ્રહ્મચારી થયો, સન્યાસીના સર્વ નિયમ પાળવા માંડયા, પરંતુ તેથી તેને હૃદયમાં શાન્તિ મળી નહિઃ હૃદયમાંનો પ્રજ્વલિત ચિન્તાગ્નિ શમ્યો નહિ. હજારો યત્નો કર્યા છતાં પણ તે માધુરીને ભૂલી શકયો નહિ. માધુરી કયાં છે? માધુરી શું કરે

છે ? માધુરી શું મને ભૂલી શકી છે ? એવા એવા સેંકડો પ્રશ્નો રાત દહાડો તેના મનમાં ઉદય પામતા તેમાં તે ભગવત્ ચિન્તન કરે ક્યાંથી ? અને યોગ–શિક્ષણ મેળવે ક્યાંથી ? ઉન્મત્તની પેઠે તે દેશે દેશ ઘુમવા લાગ્યો; પણ તેથી ક્યાંઈ તેના ચિત્તને શાન્તિ મળી નહિ.

ભ્રમણ કરતાં કરતાં તેને ઉત્તમ, મધ્યમ અનેક યોગીઓ, દંડિઓ ને સન્યાસીઓનો મેળાપ થતો; પરંતુ કોઈના ઉપર તેની શ્રદ્ધા બેઠી નહિ. એ બધા દામ્ભિક છે એવી તેને પ્રતિતિ થઈ. બે એક ખરેખરા સાધુઓ તેને લાગ્યા. પરંતુ તેઓજ લલિતને મૂકી ચાલ્યા ગયા. આમ ભટકતાં ભટકતાં બે વરસ થયા છતાં લલિતને દીક્ષા પ્રાપ્તિ થઈ નહિ.

તે નિરાશ થઈ ઉત્તર હિમાલયમાં જવા નીકળ્યો. ગંગોત્રી જતાં રસ્તામાં તેને વિખ્યાત જગદ્ગુરુ યોગાનંદ સ્વામીનાં દર્શન થયાં. એ યોગીશ્વર ઘણા શિષ્યો સહિત નિવાસ કરતા અથવા ભ્રમણ કરતા. કેટલાક દિવસ લગી તો લલિતને તેમની સાથે વાત કરવાનો પણ અવસર મળ્યો નહિ. પરંતુ યોગાનંદ સ્વામીને જોયા ત્યારથીજ તેમના ઉપર લલિતની ગાઢ ભક્તિ જામી હતી. તેણે મનમાં નિશ્ચય કર્યો હતો કે જો કોઈને ગુરુ તરીકે પસંદ કરીશ તો એમનેજ કરીશ. એ વાસ્તે એમની સાથે જો જીવન પર્યંત રહેવું પડશે તો પણ રહીશ. લલિત રોજ હાથ જોડી સ્વામીજીની સન્મુખ ઉભો રહેતો, પણ જગદ્ગુરુની આસપાસ નિરંતર એટલા બધા લોકો વિંટળાએલા રહેતા કે પોતાની કંઈ વાત તેમને કહી શકાય નહિ. આ રીતે દિવસ ઉપર દિવસ ચાલ્યા જવા લાગ્યા. પણ લલિતની દીક્ષાની ઇચ્છા તો પહેલાંની માફક વેગળી જ રહી.

લગભગ એક માસ તે સ્વામીજીની સાથે સાથે રહ્યો. એક દિવસ અચાનક તેના ઉપર સ્વામીજીની કૃપાદૃષ્ટિ પડી. તેમને લલિતને પોતાની સમીપમાં આવવાને ઈશારત કરી. લલિત હૃદયમાં કંપતો કંપતો મહાયોગીની સન્મુખ આવી વિનીત ભાવે ઉભો રહ્યો. સ્વામીજી બોલ્યા, “વત્સ ! તું શું ચાહે છે ?”

લલિત ઉત્તરીય ગળે વીંટી બોલ્યો, “દીક્ષા.”

સન્યાસી જરા સ્મિત મુખ કરી બોલ્યા, “તું ધારે છે કે તું સન્યાસી થઈ શકીશ ?”

લલિત ઉત્સુક્તાથી બોલ્યો, "નક્કી થઈશ; શા માટે ન થવાય પ્રભુ ?"

સ્વામીજી પહેલાંની પેઠે મન્દ હસતા હસતા બોલ્યા, "મહેનત કરતાં જણાશે." આટલું કહી તેમણે પાસે ઉભેલા એક શિષ્યને કહ્યું, "આ યુવકનું મસ્તક-મુંડન કરી તેને યથાવિધિ સન્યાસધર્મમાં દીક્ષિત કરો."

લલિત પેલા શિષ્યની સાથે ચાલ્યો. કેટલાંક પગલાં ગયો હશે ત્યાં સ્વામીજી બોલ્યા, "આજ રાત્રે એકાન્તમાં મને મળજે. હું તને યોગશિક્ષા આપીશ."

આટલે દિવસે લલિતકુમાર સન્યાસધર્મમાં દીક્ષિત થયો. તે અત્યાર લગી પણ સન્યાસી જેવો દેખાતો તો હતો, પરંતુ તેના ચિત્તમાં શાન્તિ ક્યાં હતી ? આજે રાત્રે ગુરુજી પોતાને શી શિક્ષા આપશે ? તે જાણવાને તેનું મન અત્યંત ઉત્સુક થઈ રહ્યું. આખો દહાડો માંડ-માંડ પૂરો કર્યો. ક્યારે રાત્રિ પડે એ વિચારે તે વ્યાકુળ થઈ ગયો. પર્વતની એક તળેટીમાં ગુરુજીએ તંબુ સ્થાપેલો હતો. સન્યાસીઓ સૌ તંબુમાં જઈ એકે એક નિશ્ચિંત થઈ ગયા અને રાત્રિનો અંધકાર ઘોર જામી ગયો. ચારે તરફ શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું, તે વખતે લલિત વ્યાકુળપણે વિચારવા લાગ્યો કે "સ્વામીજી ક્યાં હશે ? સન્ધ્યા-કાળથી તો તેઓશ્રી ક્યાંઈ પણ દેખાતા નથી. અત્યારે લગભગ અરધી રાત્રિ તો થઈ છે, તો હવે તેમનાં દર્શન ક્યારે થશે ?"

આવા વિચાર કરતો લલિત ચાલતો હતો. તે વખતે પાછળથી કોઈએ તેના સ્કંધ ઉપર હાથ મૂક્યો. તેણે ચકિત થઈ પાછું ફરી જોયું તો સ્વામીજી પોતેજ ! તેઓ ધીરે ધીરે બોલ્યા, "વત્સ ! તારા હૃદયમાં જે સ્ત્રીની મૂર્ત્તિ અંકિત થયેલી છે, તેને સમ્પૂર્ણ ભૂંસી નાખ્યા વિના તને યોગ-શિક્ષાનો લાભ થશે નહિ. જા, એક વર્ષ તીર્થ ભ્રમણ કરી તેને ભૂલી જવાનો યત્ન કર. એક વર્ષ પછી ફરી મને મળજે."

સન્યાસી અન્ધકારમાં અંતર્ધાન થઈ ગયા. લલિત બહુ વાર સ્તબ્ધ બની ઉભો રહ્યો. ત્યાર પછી ઉંડા નિઃશ્વાસ નાંખી તે સ્થળેથી ચાલી નીકળ્યો.

# પરિચ્છેદ બીજો.

## દેશ તરફ પ્રયાણ.

જેની મૂર્ત્તિ આટલે દિવસે પણ હૃદય એક દહાડો પણ દૂર કરી શક્યું નથી તે માધુરીની મૂર્ત્તિ લલિત કદિ પણ ભૂલી શકશે ખરો કે? યોગશિક્ષા મેળવવા તે મૂર્ત્તિ ભૂલવાનું પ્રયોજન શું? હા. પ્રયોજન તો છે. પાત્રમાં જો એક વસ્તુ માથો માથ ભરી હોય તો તેમાં બીજી વસ્તુ શી રીતે ભરી શકાય? હૃદયમાં પણ જો એક વસ્તુ પેઠેલી હોય તો તે સ્થાને ભગવાન્ ક્યાંથી આવી શકે? તે માધુરીને ભૂલી કેમ શકતો નથી? ભૂલવાને માટે તો દેશ છોડી વને વન, જંગલે જંગલ, અને દેશે દેશ કંગાલ થઈ ભટકતો હતો. આટલે દિવસે તો તે તેને ભૂલી શક્યો હોત. "તે જીવતી હશે કે નહિ?" "તે પરમરૂપવતી યુવાન સુન્દરી છે, તો ધર્મરક્ષા કરી શકી હશે કે કેમ?" આવા આવા અનેક વિચારો તેના મગજમાં ઘુમ્યા કરતા હતા. ગુરુની આજ્ઞાથી માધુરીને ભૂલવી છે. મનમાંને મનમાં તેણે એ વિષે સોવાર દૃઢ પ્રતિજ્ઞા કરી, અને તીર્થમાં ભમ્યો, પરન્તુ માધુરીનો વિચાર તેના મગજમાંથી ખસ્યો નહિ. તે સમયે સન્યાસીઓનો દેશમાં અત્યંત આદરભાવ હતો, એટલે તેને અન્નનું કષ્ટ તો કદિ અનુભવવું પડયું નહિ. ઉલટું ઘણો કાળ રાજવૈભવ જ મળતો. બીજું કાર્ય ન હોવાથી તે સમય ગાળવા માટે જ જુદાં જુદાં શાસ્ત્રોનું અધ્યયન કરતો. જુદા જુદા પંડિતોની સાથે સ્થળે સ્થળે સમાગમ કરતો. અને વિશેષે તો વિવિધ પુરુષો પાસેથી વિવિધ રામ–બાણ ઔષધીઓનો સંગ્રહ કરતો. આથી તેની પાસે એટલી તો કિંમતી ઔષધીઓનો સંગ્રહ થયો હતો કે તેવો સંગ્રહ કોઈ પાસે ભાગ્યેજ મળી શકે. એનાથી તે અનેક લોકોને પ્રાણદાન પણ આપતો.

પરન્તુ ધારેલું કાર્ય કંઈજ સિદ્ધ થયું નહિ. તે માધુરીને ભૂલી શક્યો નહિ. માધુરી જ તેનું જપ, તપ, ધ્યાન અને જ્ઞાન રૂપે હતી. માધુરી જ તેના હૃદયની અધિષ્ઠાત્રી દેવી હતી. માધુરીની મૂર્ત્તિને ઉખેડી નાંખતાં તેનું પોતાનું આખું હૃદય સમૂળું ઉખેડાઈ જતું હતું. આમ હોવાથી તે ગુરુની આજ્ઞા પાળવા અસમર્થ હતો.

ત્યારે હવે તેણે શું કરવું ? સન્યાસીનો વેશ ધાર્યા છતાં પણ તે હૃદયથી ખરેખરો સન્યાસી થયો નહોતો. માથું મુંડાવ્યા છતાં પણ તેનું મન મુંડાયું નહોતું. આવો કૃત્રિમ વેશ ધારણ કરવો શું ઉચિત છે ? તે શા માટે દેશદેશમાં ભટતો હતો ?

વળી એકવાર ગુરૂજીના દર્શન માટે આતુર થયો. તેણે વિચાર્યું કે તેઓશ્રી સમર્થ યોગી છે. તેમનાં ચરણોમાં પડી રોઈશ તો દયા કરી તેઓ શ્રી મારા હૃદયનો અગ્નિ શાન્ત કરી દેશે. યોગ પ્રાપ્ત થાય કે ન થાય; પણ આ ચિત્તનો અગ્નિ બુઝાઈ જાય તોપણ મહા લાભ છે. હાય ! પ્રાણની અંદર અગ્નિ ભડભડાટ સળગે છે તે કોણ બુઝાવે ?

વળી તે જગદ્‌ગુરુ યોગાનંદ સ્વામીને મળવા ભ્રમણ કરવા લાગ્યો. સાંભળ્યું કે તેઓ પુષ્કરજીમાં પધાર્યા છે. લલિત એક ક્ષણનો પણ સમય ન ગાળતાં પુષ્કરજી ભણી ચાલી નીકળ્યો.

ગુરુનો મેળાપ થયો. તેઓશ્રી મૃદુ હાસ્ય કરી બોલ્યા, " કેમ એ મૂર્ત્તિ હૃદયમાંથી હવે ભૂંસાઈ છે કે ? "

લલિત વિનીતભાવે બોલ્યો, " પ્રભો ! આપની પાસે અસત્ય વાત કહી શકીશ નહિ. હું કોઈ રીતે પણ હૃદયમાંથી તે મૂર્ત્તિને દૂર કરી શક્યો નથી. "

ગુરુજી માથું ધૂણાવી બોલ્યા, " વત્સ ! તારે માટે મને દુઃખ થાય છે. હૃદયસિંહાસન ખાલી કર્યા વિના તેમાં ભગવાન બિરાજી શકે શી રીતે ? "

લલિતે સજળ નયને ગુરુજીનાં બન્ને ચરણો પોતાના બન્ને હાથમાં લીધાં, અને બોલ્યો, " દયામય પ્રભો ! મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો. મારે યોગશિક્ષાની જરૂર નથી. મારા હૃદયમાં રાત્રિ દિવસ જે અગ્નિ ભડભડાટ સળગે છે તેને બુઝાવી દેવાનો રસ્તો મને દર્શાવો. "

ગુરુજી બોલ્યા, " કઠોર યોગસાધના વિના કોઇનું હૃદય શાન્તિ પ્રાપ્ત કરે એવો સંભવ નથી. " ત્યાર પછી કેટલીક વાર નીરવ રહી બોલ્યા, " જાઓ, ઘેર પાછા જાઓ. જો એ સાધ્વીની અનુમતિ મેળવી શકો તો ફરી આવજો. તેની અનુમતિ મળ્યા વિના તમને સન્યાસ લાભપ્રદ થવાનો સંભવ નથી. જાઓ તેની પાસે જાઓ. તે અવશ્ય તમને અનુમતિ આપશે. "

લલિતે પુષ્કરજી છોડયું, પરન્તુ હવે શું કરવું તે કંઇજ નક્કી કરી શક્યો નહિ. તે ઉદ્દેશશૂન્ય બની એક દિશામાં ચાલ્યો. ક્યાં જાય

છે તે, તે પોતે પણ જાણતો નહોતો. કેટલેક દિવસે તેને જણાયું કે હું બંગાળામાં આવ્યો છું. હૃદયમાં બળ ભરી તે શાન્તિપુર ભણી ચાલ્યો. માધુરી ક્યાં છે? આટલા દિવસ તે ત્યાંને ત્યાંજ હશે કે કેમ? જો હોય તો તે મને અનુમતિ આપશે કે કેમ? દેશ છોડયો ત્યારે તો તેણે અનુમતિ આપી નહોતી. આવા આવા અનેક વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા.



## પરિચ્છેદ ત્રીજો.

### દેશમાં.

સન્યાસ લીધો તે દિવસે તેણે મસ્તક મુંડાવ્યું હતું, પરન્તુ ત્યાર પછી આજ લગીમાં ફરી વાર મુંડાવ્યું નહોતું તેથી તેના મસ્તક ઉપર લાંબી જટા, મુખ ઉપર પર મોટી દાઢી અને લાંબી મૂછો હતી. આથી તેની પોતાની જનેતા પણ આ લલિત કે કેમ? એ જાણી શકે નહિ. એક દહાડો ગંગાના જળમાં પોતાનું પ્રતિબિંબ જોઇ લલિતે વિચાર કર્યો કે આ પણ ઠીકજ થયું છે. હવે દેશમાં મને કોઈ ઓળખી શકશે નહિ. માધુરી પોતે પણ ઓળખી શકશે નહિ, પણ ઉલટી ભય પામશે.

તે કંપતે હૃદયે શાન્તિપુર આવ્યો. ઘણે વર્ષે દેશમાં આવ્યો. દેશના અનેક માણસો સાથે તેનો મેળાપ થયો, પરન્તુ કોઇજ તેને ઓળખી શક્યું નહિ. લલિત નામે કોઇ માણસ આ પૃથ્વી ઉપર કદિ પણ હતો કે કેમ, એ વાત પણ તેઓ ઘણા દિવસ થયાં ભૂલી ગયાં હતાં. જટાજૂટધારી, ઉજ્વલ મૂર્તિ સન્યાસીને જોઇ અનેક માણસો તેને ભક્તિભાવે પ્રણામ કરતાં અને કહેતાં કે “ મહારાજ ! હરકત ન હોય તો આ દાસનું ઘર આજે પાવન કરો.”

લલિત માથું નમાવતો, અને કંઇ બોલતો નહિ. તે એક દહાડો જે ઘાટે માધુરીને મૂકી પોતે દેશ છોડી ગયો હતો તે ઘાટ ઉપરજ એક વૃક્ષની નીચે વ્યાઘ્રચર્મ પાથરી બેઠો. અનેક માણસો ઔષધિની આશાએ તેની પાસે આવવા અને હાથ જોડી પગે લાગવા માંડ્યાં. કોઈ કોઈ તો તેને માટે ફળ તથા મિષ્ટાન્ન લઇ આવતાં. જે સમયની વાત અમે કહીએ છીએ તે સમયે સાધુ-સન્યાસીઓ ઉપર લોકોની ઘણી શ્રદ્ધા

હતી. પરન્તુ લલિત કોઈના પ્રશ્નનો ઉત્તર આપતો નહિ, ગંભિર ધ્યાન-માં મગ્ન રહેતો. એ ધ્યાન કોનું? તે વખતે તેના હૃદયની જે અવસ્થા થઈ હતી તે વર્ણવવાની અમારી કલમમાં શક્તિ નથી.

માધુરી કયાં હશે, અથવા તેનું શું થયું હશે, તે જાણવા માટે લલિત અતિ વ્યાકુળ થયો હતો. પણ તેની વાત કોને ને શી રીતે પૂછવી? જો કોઈને પૂછે તો તેને ઢોંગી સન્યાસી સમજી ગામવાસીઓ તિરસ્કારી કાઢે! આથી વૃક્ષતળે બેસી તે કંઈ કંઈ વિચારો કરવા લાગ્યો. પણ તે નિશ્ચય કરી શક્યો નહિ. છેલ્લે નક્કી કર્યું કે આજે મને શાન્તિપુર-નું કોઇપણ માણસ ઓળખી શકતું નથી તો મુખોપાધ્યાય, તેમનાં પત્ની કે માધુરી પણ ક્યાંથી ઓળખી શકશે? માટે કાલે મારે જાતેજ મુખોપાધ્યાયને ઘેર આતિથ્ય ગ્રહણ કરવા જવું.

રાત્રિ પડી. ધીરે ધીરે પાસેનાં માણસો પોતપોતાને ઘેર ગયાં. લલિત પણ કંઇક ફળાહાર કરવાની તૈયારી કરવા લાગ્યો. તે વખતે એ ગામનો શામલો નામનો ચોકીદાર તેની સન્મુખ આવી, પગે લાગી બોલ્યો, " બાવાજી! દંડવત. "

લલિતે સન્યાસીની વિધિ પ્રમાણે હાથ ઉંચો કરી તેને આશીર્વાદ આપ્યો. ચોકીદાર બોલ્યો, " બાવાજી, થોડો ગાંજો આપશો? " લલિત કદી પણ ગાંજો પીતો નહિ, પરન્તુ ઘણા વેશધારી સન્યાસીઓ ગાંજા માટે ગાંડા બની જતા, અને ગાંજો આપનારના દાસાનુદાસ થઈ રહેતા, તથા કામકાજમાં મદદ કરતા; આથી લલિત પોતાની થેલીમાં હંમેશાં થોડો ગાંજો રાખતો. ચોકીદારે ગાંજો માગ્યો એ સાંભળી લલિતના મનમાં પેલી વાત સાંભરી આવી. તે મનમાં ને મનમાં બોલ્યો, "અત્યારે અહિં કોઈ નથી તો આને થોડો ગાંજો આપી માધુરીની વાત અનાયાસે જાણી લઉં. "

પોતાની થેલી છોડી શામલાના હાથમાં એક મુટ્ઠી ગાંજો આપ્યો. શામલો ગાંજો લઈ આનંદે હસવા અને એક હાથે જોરથી ગાંજાને મસળવા લાગ્યો.

શાન્તિપુરની કેટલીક વાતો લલિતે શામલાને પૂછવા માંડી. પરન્તુ માધુરીની વાત પૂછવા હિંમત ચાલી નહિ. કેટલીક વાર પછી હૃદય જોરથી ધડકવા લાગ્યું. મસ્તિષ્કમાં પણ સેંકડો અગ્નિ શિખાઓ પ્રગટીને જાણે ઉંચે ચડવા લાગી! આવો વિકટ અનુભવ કરી હૃદય બળપૂર્ણ કરી તેણે મુખોપાધ્યાય મહાશયની હકીકત પૂછી.

શામલો બોલ્યો, " અહા ! એ ગોર બાપો બહુ ભલા માણુસ હતા, પણ તે તો ઘણા દિવસથી ગુજરી ગયા છે. " આ સમાચાર સાંભળતાં જ લલિત અસ્ફુટ–અવ્યક્ત અવાજ કરી એકદમ ઉભો થઇ ગયો. જો કોઈ બીજો ચાલાક માણુસ ત્યાં હોત તો તેને લલિતના ઉપર તરત જ સંદેહ આવત. પરંતુ શામલો તો ગાંજો મસળવામાં મશગુલ થયો હતો. તેણે તો લલિત સામું જોયું પણ નહિ. લલિતે ગદ્‌ગદ્ કંઠે પૂછ્યું, " અને તેમની સ્ત્રી ? "

શામલો બોલ્યો, "અહા ! એ તો ખરેખરી સતી *શાવંતરી. એ તો ગોરબાપા ભેળી જ સતી થઈ ગઈ. "

લલિત સ્તબ્ધ થઈ ગયો. તેનાં બધાં અંગો થરથર કંપવા લાગ્યાં. તેનો શ્વાસ બંધ થઈ ગયો. બ્રાહ્મણ બ્રાહ્મણી ઉપર તેનો પિતા માતા જેવો ભક્તિભાવ હતો. હવે તે અસ્પષ્ટ સ્વરે બોલ્યો, " અને...અ...ને...તેની...પુ...પુ...ત્રી મા...ધુરી ક્યાં છે ? "

શામલો સન્યાસી તરફ જોતો નહોતો, તેથી બોલ્યો, " એની વાત પૂછો માં. એ તો ગોવાળા હાથે ભાગી ગઇ છે. "

## પરિચ્છેદ ચોથો.

### ઘોર યાતના.

ત્યાર પછી જે બન્યું તેની હતભાગી ચોકીદાર શામલાએ કલ્પના પણ કરી નહોતી. તેથી તે તો નરમ ઘેંસ જેવોજ બની ગયો. તે બિચારો તો એકચિત્તે ગાંજો કેળવતો હતો, અને સન્યાસી જે પૂછે તેનો ગમે તેમ ઉત્તર આપતો હતો એટલે તેનું ફળ આવું નીપજશે, તેનું સ્વપ્ને પણ તેને ભાન નહોતું ! " ગોવાળા હાથે ભાગી ગઇ છે " એ શબ્દો સાંભળતાં જ લલિતે એકદમ વકરાએલા વાઘની પેઠે ઉછળી શામલાને ભોંયે પાડી નાંખ્યો; અને તેના મોઢા ઉપર લાતો લગાવતો ગર્જના કરી બોલ્યો, " કહે કે ખોટું છે–કહે કે ખોટું છે; હવે એવું નહિ કહું. "

---

* સાવિત્રીનો ગ્રામ્ય ભાષામાં અપભ્રંશ.

લલિતના અંગમાં અપાર બળ હતું. બિચારો ગરીબ ચોકીદાર ગરીબ ગાય જેવો થઈ કશો ઉત્તર આપી શકયો નહિ, અને છાનો-માનો લાતો સહન કરવા લાગ્યો. છેલ્લે ગભરાઈને તે બોલ્યો, " બાવાજી, હું સમ ખાઈ કહું છું કે હું કંઈ જાણતો નથી. મને મારી ન નાખો. " સન્યાસી પોતાના ઉપર એકદમ શા માટે ગુસ્સે થઈ ગયો, અને શા માટે નિર્દયપણે મારવા લાગ્યો, એ કશું તે બિચારો સમજી શકયો નહિ.

માધુરી ધર્મભ્રષ્ટ થઈ ઘર મૂકી ગોવાળ સાથે ભાગી ગઈ છે, એ સાંભળી લલિત ઉન્મત્ત થઈ ગયો. તેને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નહિ. દુર્ભાગી ચોકીદારની કરુણાપૂર્ણ વિનતિથી તેને ભાન આવ્યું. ચોકીદારને મૂકી દઈ તે આઘો ઉભો ઉભો હાંફવા લાગ્યો. તેના હૃદય-માં મહાજ્વાલા પ્રકટી. તેની રગેરગમાં અગ્નિ સળગવા લાગ્યો. તેના મસ્તિષ્કમાં વિદ્યુત્પાત થયો. તેને ઉન્માદ થઈ જાત, પરન્તુ હૃદયમાં બળ હતું તેથી એ બળે હૃદયને શાન્ત કર્યું, અને પોતાને આસને બેસી બોલ્યો, " અસંભવિત. "

શામળો ઉઠી પોતાનું શરીર ખંખેરવા લાગ્યો. બાવાજીના પ્રહારથી તેને જેટલું દુઃખ થયું તેના કરતાં વધારે દુઃખ હાથમાંનો ગાંજો ધૂળમાં ચારે તરફ ઢોળાઈ જવાથી થયું, ને તેથી તેનું હૃદય ફાટી જવા લાગ્યું. તે દીનપણે બોલ્યો, "બાવાજી, મને મારો છો શા સારૂ ? મેં તો કાંઈ તમારૂં બગાડયું નથી. "

લલિત કંઈ બોલ્યો નહિ. થેલીમાંથી ગાંજાની આખી પોટલી બહાર કાઢી તેની ભણી ફેંકી બોલ્યો, " લે ખા. "

" અહો આટલો બધો ! " એટલું બોલી શામળો પ્રહારની બધી વાત એક ક્ષણમાં ભૂલી ગયો. અને અતિ આનંદિત ચિત્તે ગાંજો તૈયાર કરવા લાગ્યો, ને મનમાં ને મનમાં બોલ્યો, " સાળો કેવો ગાંજાખોર ! હવે અહિં રોકાવું નહિ. વળી તોર ચઢશે તો ફરી મારશે."

જગત્માં એમજ બને છે. એક જણ હસે અને બીજાને અસહ્ય પીડા થાય ! શામળો હતભાગી લલિતની પીડા શી રીતે સમજે ? લલિતે મન સાથે બહુવાર યુદ્ધ કર્યું. છેલ્લે માંડમાંડ શાન્ત થયો ને બોલ્યો, " ભાઈ, કંઈ મનમાં લાવીશ માં હો; મને વારંવાર અમસ્તો ક્રોધ ચઢી જાય છે. ભલા, તું બોલ્યો તે શું સત્ય છે ? "

શામળો બોલ્યો, " શું બાવાજી ? "

લલિત બોલ્યો, " મુખોપાધ્યાય મહારાજ સાચેસાચું મરી ગયા છે, ને તેમની સ્ત્રી તેમની સાથે સતી થઈ છે ? "

શામલો બોલ્યો, " હા બાવાજી, હું પંડોપંડ મહાણમાં તેમને માટે માથે લાકડાં ઉપાડી નાખી આવ્યો હતો ને સતી સાવંતરીને મેં નજરો નજર જોઈ હતી. "

લલિત દાંત કચકચાવીને બોલ્યો, " અને માધુરી ? "

ભોળા દિલનો શામલો ફરી બોલ્યો, " તે તો ગોવલા હાથે ભાગી ગઈ છે. "

મહાકષ્ટે મનોનિગ્રહ કરી લલિત બોલ્યો, " જો એ વાત ખોટી નીકળી તો તને જાનથી મારી નાંખીશ. "

આ વખતે એકદમ શામલાને સાન આવી. તે તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો; પણ આ પહેલાંનો લલિત છે એવું ઓળખવાની કોઇની શક્તિ નહોતી; આથી તે ધીરે ધીરે બોલ્યો, " બાવાજી, શું જાણતા નથી કે આ શામલો કોઈ દિવસ ખોટું બોલે નહિ ? એ વાત આખું ગામ જાણે છે. કાલ સવારે તમે પોતે જઈ ગામના માણસોને પૂછજો ને ? "

લલિતની બન્ને આંખોમાંથી અગ્નિના તણખા ઝરતા હતા. તે ફરી બોલ્યો, " જા આઘો મર; તારૂં મ્હોં બાળ. "

શામલો વધારે કંઈ જ બોલ્યો નહિ. ગાંજાની પોટલી બગલમાં મારી ઉંચે જીવે ત્યાંથી પલાયન કરી ગયો. લલિત એ જનશૂન્ય જાહ્નવી–તીરે ઉન્મત્તની પેઠે આમતેમ ફરવા લાગ્યો. તેની પીડાનું વર્ણન થઈ શકે નહિ. કયારેક તે બોલી ઉઠતો કે " છટ્ર છટ્ર ! એવી પાપિણીનું ધ્યાન ધરી જન્મારો ખરાબ કર્યો. " વળી ફરી બોલતો કે " છટ્ર છટ્ર. અસંભવિત–છેકજ અસંભવિત. શું માધુરી ધર્મભ્રષ્ટ થાય ? ગોવલા સાથે ભાગી જાય ? અસત્ય–છેકજ અસત્ય. "

આ પ્રમાણે આખી રાત્રિ તેણે મહા પિડામાં ટળવળતાં ટળવળતાં કાઢી. મનને ઘણું સમજાવ્યું, અને છેલ્લે દીર્ઘ શ્વાસ મૂકી નિશ્ચય કર્યો કે જો એમજ થયું હોય તો ઠીકજ થયું છે. પ્રારબ્ધ કોણ ફેરવી શકે ? હવે હું પણ આજે તેની સ્મૃતિ હૃદયમાંથી ઉખેડી ગંગાના ઉંડા જળમાં ડુબાડી દઈશ, અને ગુરૂજીની પાસે જઈ યોગમાં નિમગ્ન થઈ શાન્તિ પ્રાપ્ત કરીશ. છટ્ર છટ્ર ! મને સેંકડો ધિક્કાર છે; હું અત્યંત દુર્બળ જીવડો છું.

---

## પરિચ્છેદ પાંચમો.

### પૂર્વ-કથા.

હજુ પણ પ્રાતઃકાળ થયો નહોતો. થોડીવારે ઉષાદેવી ધીરે ધીરે પૂર્વ દિશામાં ચળકવા લાગી, પણ હજુ માત્ર પૂર્વના નભોમંડળ-માંજ ઉષાની લાલ છટા દેખાતી હતી, અને બીજી દિશાઓ શ્યામ તિમિરમય હતી. લલિતે માંડમાંડ મનને સ્થિર કર્યું, પરન્તુ શામલાની વાત સાંભળ્યા છતાં તે ઉપર પૂરો વિશ્વાસ બેઠો નહોતો. માધુરીના પૂરેપૂરા સમાચાર સાંભળ્યા ત્યાંથી એક પગલું પણ તે વિદેશમાં ચાલી શકયો નહિ.

શાન્તિપુરમાં રામરૂપભટ્ટાચાર્ય નામનો એક માણસ તેનો સહા-ધ્યાયી જ નહિ, પણ એ તેનો પ્રિય મિત્ર હતો. સન્યાસ ગ્રહણ કરી શા માટે પોતે ચાલ્યો જાય છે, એ વાત તેણે માત્ર રામરૂપનેજ જણાવી હતી; પણ તેણે એ વાત ગામમાં પ્રકટ કરવાનો નિષેધ કર્યો હતો તેથી રામરૂપે પણ એ વાત કદિ કોઈને કહી નહોતી. જતી વખતે લલિતે તેને માધુરી ઉપર સરત રાખવાનું પણ કહ્યું હતું. લલિત જાણતો હતો કે રામરૂપ જીવ આપીને પણ માધુરીની રક્ષા કરશે. હવે ખરેખરી ઘટના શી બની છે, તે જાણવા માટે લલિત અન્ધકારમાં જ રામરૂપને ઘેર ગયો.

ઘરની બહાર આવીને તેણે "રામરૂપ! રામરૂપ" કરી બૂમો મારી. બિચારો રામરૂપ ઉતાવળો ઉતાવળો પથારી છોડી બહાર આવ્યો. તે લલિતનો અવાજ ઓળખતો હતો; પરન્તુ સામે એક જટાજૂટધારી સન્યાસીને જોઈ તે અત્યારે સ્તબ્ધ થઈ ગયો, ને બોલ્યો, "પ્રભો! શું મને બોલાવો છો?"

લલિત બોલ્યો, "ભાઈ, તું પણ મને ઓળખી શકતો નથી?"

રામરૂપ હવે ઓળખીને બોલ્યો, "તમારામાં જે ફેરફાર થયો છે તેથી તમને કોઈ પણ ઓળખી શકે નહિ. આવો આવો, અંદર આવો."

લલિત મિત્રની સાથે તેના ઘરમાં ગયો.

રામરૂપ બોલ્યો, "બેસો. ભાઈ, આટલા દિવસ કયાં હતા?"

લલિત બોલ્યો, "સન્યાસીને કંઈ એક ઠેકાણું હોય છે? હું બીજે કારણે તમારી પાસે આવ્યો છું. એ કારણ શું, એ મારો રામરૂપ સારી રીતે સમજી શકશે." બોલતાં બોલતાં જ લલિતનું મુખ ગંભીર થઈ ગયું.

રામરૂપ બોલ્યો, "માધુરીની વાત સાંભળવા આવ્યા છો?"

લલિત કહે "જી. હા."

રામરૂપ અતિ વિષાદથી બોલ્યો, "ભાઈ, તમે તેને હજુ પણ ભૂલી શક્યા નથી? તમારે તેને ભૂલી જવી જ ઉચિત છે."

મિત્રની વાત કાને ન સાંભળતાં લલિત બોલ્યો, "માધુરી ક્યાં છે?" બહુજ અનિચ્છા બતાવી રામરૂપ બોલ્યો, "તે અહિં નથી."

લલિત રૂદ્ધકંઠે બોલ્યો, "પણ છે ક્યાં?"

રામરૂપ લલિતનો ભાવ જોઈ ભયભીત થયો અને બોલ્યો, "ભાઈ, તમારી દશાના માણસે આવું અધીરા થવું શું યોગ્ય છે?"

લલિત બોલ્યો, "હું અધીરો થઈ ગયો નથી; તું બધું મને કહે."

"એ સાંભળવાથી લાભ શો?" રામરૂપ બોલ્યો.

"લાભ જ છે, જલદી કહે." લલિત બોલ્યો.

રામરૂપ બોલ્યો, "તું ગયા પછી એક વર્ષમાં મુખોપાધ્યાય સ્વર્ગવાસી થયા ને તેની સ્ત્રી સતી થઈ. મરણ વખતે મુખોપાધ્યાય મહાશય માધુરીને તેના ભજહરિ કાકાના હાથમાં સોંપી ગયા. પરન્તુ એ કાકા બડો બદમાસ! તેણે માધુરીની બધી મિલકત પડાવી લીધી, વળી તેનો ધર્મ નાશ કરવાની પણ ક્રીડા કરી! એમાં સાચું ખોટું પ્રભુ જાણે. ત્યાર પછી તેણે માધુરીને અમાનુષિક દુઃખો, અપમાન અને કલંક આપ્યાં તેમાં તો કશો સન્દેહ નથી."

લલિત બન્ને હાથની મુઠીઓ વાળી દાંત કચકચાવી જોઈ રહ્યો. આ જોઈ રામરૂપ બોલ્યો, "હવે વધારે સાંભળવું એ તમારૂં કામ નથી."

લલિત અતિ દૃઢતાથી બોલ્યો, "હું બધું સાંભળવા ચાહું છું, બોલ."

ન છુટકે રામરૂપ બોલ્યો, "એક દહાડો અચાનક માધુરી અદશ્ય થઈ ગઈ; ત્યારથી આજ લગી તેનો કશો પત્તો મળ્યો નથી."

લલિત બોલ્યો, "તું મારાથી છુપાવે છે કેમ? મેં બધું સાંભળ્યું છે. તે કુલટા થઈ ભાગી ગઈ છે, કેમ?"

રામરૂપ બોલ્યો, "ભાઈ, સાચી વાત કોણ જાણે છે? હું એ વાત માનતો નથી. માધુરી જેવી સ્ત્રી કુલટા થઈ શકે નહિ; તો પણ લોકો કહે છે કે—"

લલિત મોટો ઘાંટો કહાડી બોલ્યો, "લોકો શું કહે છે?"

રામરૂપ બોલ્યો, "ઠંડો પડ. તારે હવે એવી વાતો સાંભળવાનું કામ નથી."

લલિત બોલ્યો, "માધુરી વિષે તું જે કંઈ જાણતો હોય, તેં જે કંઈ સાંભળ્યું હોય તે બધું મને કહે. બધું સાંભળવાની મારે જરૂર છે."

રામરૂપ ઘણાં ગલ્લાંતલ્લાં કરવા લાગ્યો; પરન્તુ લલિત દૃઢ નિશ્ચય કરીને આવ્યો હતો, એટલે તેણે વાત ઉડાવવા દીધી નહિ. છેલ્લે ન ચાલતે રામરૂપ બોલ્યો, "તેના સંબંધમાં લોકો ઘણી અફવાઓ બોલે છે. તું જાણે છે કે આ ગામના લોકો પરનિન્દામાં કેટલા નિપુણ છે! તો પણ હું લોકોની એકે વાતમાં વિશ્વાસ રાખતો નથી."

લલિત બોલ્યો, "ગોવલાની સાથે એ ભાગી ગઈ છે, એ વાત શું સાચી છે?"

રામરૂપ મહા સંકટમાં આવી પડયો. તે માથું ધુણાવી બોલ્યો, "લોકો એવું ભલે કહે, પરન્તુ હું કદિ પણ એ વાત માનીશ નહિ."

---

## પરિચ્છેદ છઠ્ઠો.

### માધુરીની શોધમાં.

લલિત ઘણી વાર મૌન રહ્યા પછી બોલ્યો, "કેમ?"

રામરૂપ તેના પ્રશ્નનો અર્થ ન સમજી શકવાથી બોલ્યો, "શેનું કેમ?"

લલિત ત્વરાથી બોલ્યો, "તું એ વાત માનતો નથી, તે કેમ?"

રામરૂપ બોલ્યો. "માધુરી અદૃશ્ય થઈ ત્યાર પછી તેનું એક બીજું પ્રમાણ મળ્યું છે."

"શું મળ્યું છે? તરત બોલ." લલિત બોલ્યો.

"ગોવલો પણ તે દિવસે રાત્રે શાન્તિપુરમાંથી ભાગી ગયો છે, તેથીજ લોકો માધુરીને માથે એવું કલંક ચડાવે છે. પરન્તુ મેં ગોવલા-

નો પત્તો મેળવ્યો છે. તે અત્યારે અહિંથી વીસ ગાઉ ઉપરના ગુપ્તિપુર ગામડામાં રહે છે, પરન્તુ માધુરી તેની સાથે નથી. મેં તેને મળી માધુરીની વાત પૂછી હતી; ત્યારે તે ઠાકોરજીના સમ ખાઈ બોલ્યો હતો કે માધુરી વિષે હું કંઈ જાણતો નથી. તે એમ પણ કહેતો હતો કે માધુરી પોતાના કાકાના જુલમથી કંટાળી ગંગામાં બૂડી મુઈ છે." રામરૂપ બોલ્યો.

"તું એ વાત માને છે?" લલિતે પૂછ્યું.

"નક્કી માનું છું. ધર્મભ્રષ્ટ થવા કરતાં માધુરી પ્રાણ છોડવો ઠીક માને એવો મને તેનો ભરોસો છે. પરંતુ–"

લલિત બોલ્યો, "વળી પરંતુ શું? જલદી કહે."

"પરન્તુ મને લાગે છે કે માધુરી મુઈ નથી." રામરૂપ બોલ્યો.

"કેમ જાણ્યું કે તે મુઈ નથી?" લલિત બોલ્યો.

રામરૂપ બોલ્યો:–"શાન્તિપુરનાં કેટલાંક માણસો નવદ્વીપમાં ગયાં હતાં. તેના ઘાટમાં એક હોડી ચાલી જતી હતી. એ હોડી સાથે બીજાં પણ બે ત્રણ વહાણો અને કેટલાંક માણસો હતાં. તપાસ કરતાં જણાયું કે યશોહરના રાજાએ દિલ્હીથી ઝહરબાઈ નામના એક તાયફાને નાચવા તેડાવ્યો હતો. એ તાયફાની હોડીઓ દિલ્હી પાછી ફરતી હતી. તેઓ એમ પણ કહેતા કે તાયફાની હોડીમાં માધુરીના જેવીજ એક છોડી દાકી હતી. માધુરી શી રીતે દિલ્હીના અજાણ્યા તાયફા ભેગી ભળી તે કહી શકાતું નથી, તો પણ મને એમ તો લાગે છે કે માધુરી મુઈ નથી."

લલિત બોલ્યો, "માધુરી વિષે બીજું કંઈ તેં સાંભળ્યું છે?"

રામરૂપ બોલ્યો, "ના ભાઈ, બીજું કંઈ સાંભળ્યું નથી. આ ગામનાં માણસો કેટલાક દહાડા તો વાટેને ઘાટે તેનીજ ચર્ચા કરતાં હતાં; પણ હવે તો ભૂલેચૂકે પણ તેનું નામ લેતાં નથી. કદિ કોઈ તેની વાત કહાડે તો મ્હોં મચકોડી કહે છે કે જુવાન રૂપવતી વિધવાઓનું જે થાય તેજ માધુરીનું પણ થયું છે. કાં તો તે આત્મહત્યા કરે છે, ને કાં તો કુલટા થાય છે."

લલિત બોલ્યો, "હું જાણું છું કે તેનું શું થયેલું છે."

તેની વાતથી રામરૂપ અતિ વિસ્મિત થયો છે તેના મ્હોં ભણી તાકી રહી બોલ્યો, "તું જાણે છે? બોલ જોઈએ શું થયું છે?"

લલિત ધીરે ધીરે બોલ્યો, "માધુરી ગંગામાં ડુબતી હતી, ઝહુર-બાઈએ તે જોયું એટલે તેને હોડીમાં ઉપાડી લીધી. મને લાગે છે કે એ બાઈ કુલટા છતાં પણ ભલું માણસ છે. આ સંસારમાં માધુરીને ઉભા રહેવાનું પણ ક્યાંઈ સ્થાન હતું જ નહિ. તેથી ઝહુરબાઈ આશ્રય આપીને તેને દિલ્હી લઈ ગઈ છે."

રામરૂપ દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલ્યોઃ–" તેમ હોય તો પણ એ એકજ વાત થઈ ને ?"

લલિત અન્ય–મનસ્કપણે બોલ્યો, " હા થઈ તો એકજ વાત."

કેટલીકવાર બન્ને મૌન રહ્યા. લલિત એકદમ ઉભો થઈ બોલ્યો, " લે હું રજા લઉં છું; તને દુઃખ આપ્યું તે મનમાં લાવીશ માં."

રામરૂપ શું બોલવું તે નક્કી કરી શક્યો નહિ, તેથી બોલ્યોઃ— " હવે ક્યાં જઈશ ?"

લલિત બોલ્યોઃ—" દિલ્હી."

રામરૂપ અવાક્ થઈ તેની ભણી જોઈ રહ્યો. લલિત ત્વરિત પગલે તેના ઘરમાંથી બહાર નીકળી ગયો, અને તેવીજ રીતે શાન્તિ-પુરમાંથી પણ બહાર નીકળી ગયો. તેણે આખો દિવસ ચાલ્યા કર્યું. ક્યાંઈ એક પળનો પણ વિસામો લીધો નહિ. સન્ધ્યાકાળ થયો ત્યારે થાકી લોથ થઈ એક ઝાડ નીચે બેસી ગયો. ઉછળતા ચોમાસાનાં ઝરણાંની પેઠે તેના મનમાં માધુરીની વિવિધ વાતો પ્રબળ વેગે ઉછળતી હતી.

એ જીવતી છે કે ખરેખર ગંગામાં બુડી ગઇ છે ? રામરૂપ જે બોલ્યો તે શું સાચું ? એ ગોવલા સાથે તો કદિ જાય જ નહિ. શાન્તિ-પુરના લોકોએ શું ખરેખર તેને દિલ્હીની નર્તકીની હોડીમાં દીઠી હશે ? એ પણ શું અસંભવિત વાત નથી ? તેણે મનમાં ત્રણ પ્રતિજ્ઞાઓ દૃઢ કરી. પહેલું તો ગોવલાનો પત્તો લેવો. બીજું દિલ્હી જઈ ઝહુરબાઇ-ને ત્યાં તપાસ કરવી, અને ત્રીજું દેશમાં આવી માધુરીના બદમાસ કાકાની હત્યા કરવી. મનમાં ને મનમાં આ ત્રણ સંકલ્પો કરી તે બીજે દિવસે ગોવલો જે ગામમાં રહેતો હતો ત્યાં પહોંચ્યો. ગોવલાને મળી હકીકત પૂછી. તે સેંકડો સોગન ખાઈ બોલ્યો, કે " માધુરીની વાત હું કંઈ જાણતો નથી. તેના કાકાએ એક રાત્રે લાતો મારી તેને ઘર બહાર

કાઢી મૂકી હતી ને તે દુઃખે નક્કી માધુરી ગંગામાં ડુબી મુઈ છે. તેના જેવી–સતી સાવિત્રી જેવી સ્ત્રી કદી પણ કુલટા થાય નહિ.”

લલિતને ગોવલાની વાતમાં શ્રદ્ધા બેઠી. તેનો એક સન્દેહ તો મટયો. તે દિલ્હી ભણી ચાલ્યો. પગ રસ્તે દિલ્હી એક દહાડે પહોંચાય નહિ, તે કોઈ સ્થાને વિસામો લેતો નહિ. રાત દહાડો ચાલ ચાલ કરતો. એવી રીતે તો કોઇ પુણ્યતીર્થ કાશી તરફ પણ જઈ શકે નહિ! તે લગભગ છ માસે આગ્રામાં આવી પહોંચ્યો.

## પરિચ્છેદ સાતમો.

### પાદશાહનો વ્યાધિ.

લલિત આગ્રામાં આવ્યો, ત્યાં સાંભળ્યું કે પાદશાહ જહાંગિર વ્યાધિગ્રસ્ત થયો છે. હિન્દુ મુસલમાન સૌ વૈદ્યોએ તેના જીવનની આશા છોડી દીધી છે, અને શહેરમાં હાહાકાર થઈ રહ્યો છે. આખા શહેરમાં પાદશાહના વ્યાધિ સિવાય બીજી કશી વાત લોકોના મોંમાં ચર્ચાતી નથી.

પાદશાહને શો વ્યાધિ થયો છે, એ વાત લલિતે પણ સાંભળી. તેને મનમાં વિચાર આવ્યો કેઃ—“ ગુરુજી પાસેથી મળેલું એ વ્યાધિનું રામબાણ ઔષધ મારી પાસે છે; તેથી જો ધારૂં તો હું પાદશાહના પ્રાણ બચાવી શકું, ને બે દહાડામાં જ તેને સમ્પૂર્ણ નિરોગી કરી શકું. પરન્તુ મારે પાદશાહ સાથે શો સંબંધ? એની પ્રાણ–રક્ષા કરવા માટે મ્હારો સમય શા માટે બગાડું? અને તેવો અવકાશ પણ ક્યાં છે? જો ઝહરનો પત્તો મળે તો હું હજુ હતભાગિની માધુરીની રક્ષા કરી શકું. મારે એક સેકન્ડ પણ સમય નષ્ટ કરવો ન જોઇએ.”

મનમાં ને મનમાં આવો વિચાર કરી લલિત આગ્રા છોડવા તૈયાર થયો. પરંતુ રસ્તામાં ચાલતાં એક વિચાર આવતાં તરત તે ઉભો રહ્યો. તેને સ્મરણ આવ્યું કે ગુરુજીની આજ્ઞા છે કે, “ રોગીને જોઈ ઔષધ આપ્યા વિના ચાલ્યા જવાથી મહા પાપ લાગે છે. આટલા દિવસ ગયા છે તો બે ચાર દિવસ વધારે જશે એમાં હરકત શી છે?”

તે પાછો ફર્યો, અને પાદશાહી મહેલને દરવાજે આવી ચિકિત્સા કરવાની ઇચ્છા દર્શાવી. પણ એ વિશાળ રાજભવનમાં આવા દરિદ્ર રખડતા સન્યાસીની વાત કોણ સાંભળે? બે ત્રણ કલાક વાટ જોઈ કંટાળી તે ચાલવા તૈયાર થયો. તે વખતે લાંબી શ્વેત દાઢી મૂછોવાળો એક રાજપુરુષ સામો મળ્યો. સમજાયું કે તે પોતે વજીર હશે. લલિતની પાસે આવી તે બોલ્યો, "આપ શું હજરતની ચિકિત્સા કરવા ચાહો છો?"

લલિત બોલ્યો:–"હા મહાશય, પાદશાહને જે વ્યાધિ થયો છે તેનું મારી પાસે રામબાણ ઔષધ છે."

વજીર બોલ્યો:—"મોટા મોટા મુસલમાન હકીમો અને હિન્દુ વૈદ્યોએ પાદશાહની આશા મૂકી છે, એ અવસ્થામાંથી પણ આપ પાદશાહને આરોગ્ય કરી શકશો?"

લલિત દૃઢતાથી બોલ્યો:–"અવસ્ય. એ વઇદ્યો પાસે આ રોગનું સફળ ઔષધ નથી."

વૃદ્ધ વજીર લલિતના મોં ભણી કેટલીક વાર તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી બોલ્યો:—"જો બધાજ વૈદ્યોએ આશા છોડી ન હોત તો હજરતને આપનું ઔષધ ખવરાવવાની આશા નહોતી. અને મારી સાથે ચાલો."

અપાર ઐશ્વર્યથી ભરેલા કેટલાક ઓરડા ઉલ્લંઘી લલિત પાદશાહના શયનાગારમાં આવ્યો. જોયું તો સુવર્ણ પલંગ ઉપર, મખમલ મંડિત સુકોમલ શય્યા ઉપર, પાદશાહ સુનેલો હતો. તેને જરા પણ ભાન નહોતું. ચારે બાજુ શાહજાદા અને અમાત્યો મુગે મોઢે બેઠેલા હતા. લલિતે કોઈની સાથે કશી વાત કરી નહિ. પોતાની થેલીમાંથી એક ચૂર્ણ બહાર કાઢી જળ સાથે મેળવી પોતે જાતે પાદશાહના મુખમાં રેડયું. તેનો કેટલોક ભાગ પાદશાહના પેટમાં ગયો, અને કેટલોક હોઠમાંથી પથારીમાં પડ્યો. પછી આસપાસ બેઠેલા તરફ જોઈ લલિત બોલ્યો:—"આ વ્યાધિનું બીજું કશું ઔષધ નથી. બે દિવસે પાદશાહ આરોગ્ય થશે. આજ તેઓ સુખે નિદ્રા લેશે. કોઈએ પણ તેમની નિદ્રાનો ભંગ કરશો નહિ. કાલે જાગ્રત થતાં દૂધ ભાતનો આહાર કરવા આપજો."

લલિત વિદાય થવા લાગ્યો, પરંતુ તે વખતે શાહજાદાએ વૃદ્ધ વજીરના કાનમાં કંઈક વાત કહી. પછી વૃદ્ધ વજીર બોલ્યો–"મહાશય,

જ્યાં લાગી પાદશાહ સમ્પૂર્ણ આરોગ્ય થઈ ઉઠે નહિ ત્યાં લગી અહિંજ આપને રહેવું પડશે. ”

લલિત ભૃકુટિ સંકુચિત કરી બોલ્યોઃ—“ મારી હાજરી અહિ નિષ્પ્રયોજન છે. પાદશાહ નક્કી જ આરોગ્યલાભ મેળવશે. ”

વૃદ્ધ વજીર બોલ્યોઃ—“ શાહજાદા સાહેબના હુકમ પ્રમાણે આપને અહિં રહેવું જ પડશે. મારી સાથે ચાલો. ”

વૃદ્ધ વજીરે તેને માનપૂર્વક સાથે લીધો. ત્યાર પછી એક સુન્દર ઓરડામાં તેને લાવી કહ્યું:–“ અહિંયાં વિશ્રાન્તિ લો. આજ આપ પાદશાહના અતિથિ છો. આપની મહેમાનગતિમાં કોઈ પ્રકારની ન્યૂનતા આવશે નહિ. માત્ર આપ અહિંથી ચાલ્યા જવાનો યત્ન કરશો તો પ્રહરીઓ આપને તેમ કરવા દેશે નહિ. ”

લલિત અતિ ગુસ્સે થઈ બોલી ઉઠયોઃ—“ ત્યારે શું આપે મને નજરકેદ કરી રાખ્યો છે ? ”

વૃદ્ધ વજીર તેનું બોલવું કાન ઉપર ન લેતાં ત્યાંથી વિદાય થઈ ગયો.

લલિતના આદર–સત્કારમાં કશી ખામી નહોતી. આગ્રાના પાદશાહી મહેલમાં–સુન્દર ઓરડામાં તેને વાસ કરવાનો હતો; પણ કેવળ તે નજરકેદ હતો. તેના ઓરડાની ચારે બાજુ સિપાઇઓનો પહેરો હતો.

પાદશાહની તબીયત કેવી છે એના સમાચાર બે દિવસમાં તેને કોઇએ આપ્યા નહિ. તેમ એ બે દિવસમાં કોઈ તેને પાદશાહ પાસે લઈ પણ ગયું નહિ. તોપણ તે સમજ્યો કે પાદશાહનું મૃત્યુ નથી થયું. જો તેમ થયું હોત તો તે વાત છાની રહેત નહિ. તેના ઔષધે કંઈ કામ કર્યું કે નહિ એના સમાચાર જાણવા એ ઘણો આતુર થઈ ગયો. પણ ચાકરો અને પહેરેગીરો સિવાય બીજું કોઈ તેની પાસે આવતું નહિ, તેથી તે કશું જાણી શકયો નહિ. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો, “ હું આ ઉપાધિમાં કયાંથી પડયો ? હશે, પરન્તુ ગુરુજીનું ઔષધ તો રામબાણ છે. ”

---

## પરિચ્છેદ આઠમો.

---

### પાદશાહ.

બે દહાડા અને બે રાતો પાંજરામાં પુરેલા વાઘની પેઠે લલિતે આગ્રાના પાદશાહી મહેલમાં નિવાસ કર્યો. ત્રીજે દિવસે પ્રાતઃકાળે વૃદ્ધ

વજીરે દર્શન આપ્યાં. લલિત એટલો તો ઉત્સુક થઈ ગયો હતો કે મનની આતુરતા છુપાવી શક્યો નહિ. વજીરને જોતાં જ તે બોલી ઉઠ્યો, "મહાશય! પાદશાહને કેમ છે?"

વૃદ્ધ વિનય સાથે બોલ્યોઃ—"મહાશય! આપ કોઈ મહાપુરુષ છો. આપના રામબાણ ઔષધે પાદશાહ સલામત તદ્દન રોગરહિત થયા છે. ભારતવર્ષના મોટા મોટા વૈદ્યો ને હકીમો જે કરી શક્યા નહિ, તે આપે કર્યું છે. પધારો, પાદશાહ સલામત આપને મળવા તલપી રહ્યા છે."

આ સમાચારે લલિત આનંદિત થયો, એમ તો કહેવાય નહિ. આનંદિત થવાનું આ સંસારમાં તેને કંઈ જ નહોતું. તોપણ તે ઘણો ઉત્કંઠિત હતો, એ ઉત્કંઠા અત્યારે દૂર થઈ, એટલે નિશ્ચિન્ત થયો, અને બોલ્યો—"મહાશય! એમાં મારી યોગ્યતા કંઈ જ નથી, બધું ભગવાનના હાથમાં છે, અને એ બધું જ ગુરુકૃપાનું ફળ છે."

હવે તેને પ્રબલ પ્રતાપી સાર્વભૌમ સમ્રાટ પાદશાહ જહાંગિરની પાસે તેડી ગયા. અત્યારે પાદશાહ ઉઠી શય્યામાં તકીયાને અઠીંગી બેઠેલો હતો. ઓરડામાં અનેક અમીર ઉમરાવો બેઠેલા હતા. પાદશાહ સન્યાસીને જોઈ બોલ્યોઃ—"મારી પ્રાણરક્ષા કરનાર આ જ યોગીરાજ કે?"

વૃદ્ધ વજીર વિનિત સ્વરે બોલ્યોઃ—"જહાંપનાહ, એમની જ ઔષધિથી આપને આરોગ્ય-લાભ થયો છે."

જહાંગિર બોલ્યોઃ—"યોગીવર! આસન ગ્રહણ કરો. આપે ચિરકાલ આ જહાંગિરનું જીવન વેચાતું લીધું છે. હું આપને મારા વિશાળ સામ્રાજ્યના કોઈ પ્રદેશના રાજાધિરાજ કરવા ધારું છું, તો કોઈ પણ પ્રદેશની આપ ઇચ્છા દર્શાવો."

લલિત વિનયપૂર્વક બોલ્યોઃ-"નેકનામવર પાદશાહ! આપના દાનીપણાથી હું પ્રસન્ન થયો છું, પરન્તુ હું સંસારત્યાગી સન્યાસી છું. રાજ્ય લઈ શું કરૂં? મારી આપની પાસે કશી જ પ્રાર્થના નથી, તેમ મને કશી અભિલાષા પણ નથી. માત્ર અનુમતિ આપો એટલે હું મારે રસ્તે ચાલ્યો જાઉં."

હિન્દુ સન્યાસીનો આવો અલૌકિક સ્વાર્થત્યાગ જોઈ ત્યાં બેઠેલા બધા વિસ્મિત અને સ્તંભિત થઈ ગયા.

લલિતના ઉપર આથી પાદશાહ અત્યંત પ્રસન્ન થયો અને બોલ્યોઃ—"આપે મારી પ્રાણરક્ષા કરી છે, માટે આપને કોઈ પણ

રીતે પ્રસન્ન ન કરવાથી મારા મનને શાન્તિ થશે નહિ. તો કહો, આપ શાથી પ્રસન્ન થશો? આ ભારતવર્ષમાં હું ન આપી શકું એવું કંઈ નથી."

લલિત બોલ્યો:—"જહાંપનાહ, આપના આદરભાવથી હું બહુ જ પ્રસન્ન થયો છું અને તેના કરતાં વધારે પ્રસન્ન બીજા કશાથી થાઉં તેમ નથી. હવે અનુમતિ આપો તો હું વિદાય થાઉં."

પાદશાહ બોલ્યો:—"તો આપ કબુલ કરો કે ભવિષ્યમાં આપને મારી પાસે કંઈ માગવાની જરૂર પડે તો વગર સંકોચે હું આવીને માગી લઈશ. આ દરબારનો દરવાજો આપને માટે સદાકાળ ખુલ્લો છે."

લલિત બોલ્યો:—"જો ભવિષ્યમાં પાદશાહ પાસે કંઈ ભિક્ષા માગવાની જરૂર પડશે તો અવશ્ય હું આપની સમીપ આવીશ."

લલિત પાદશાહ પાસેથી વિદાય લઈ કેદખાનામાંથી છુટયો હોય તેમ બહાર નીકળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં દીર્ઘ નિશ્વાસ નાંખતાં મનમાં જ બોલ્યો:—"જો ઇચ્છા કરી હોત તો આજે રાજાધિરાજ બની શકત. પરન્તુ એ બધું શાને માટે? જો દિલ્હીમાં આવી માધુરી કુલટા થઈ છે એવું જોઈશ તો પાછો શાન્તિપુર જઈ તેના કાકાનું ખૂન કરીશ. તે જ મ્હારૂં છેલ્લું કામ છે."

લલિત ઝહરબાઈની શોધમાં ચાલ્યો. દિલ્હીમાં ઝહરને સૌ ઓળખતાં, એટલે તેનો બંગલો શોધવો મુશ્કેલ પડયો નહિ. પરંતુ તે ત્યાં પણ નિરાશ થયો. સાંભળ્યું કે ઝહરબાઈ મજરો કરવા કાશી ગઈ છે. તેને બંગલે એક હિન્દુ ચોકીદાર જ બેઠેલો હતો. લલિત તેની સાથે વાતચિત કરવા લાગ્યો. તેણે આ સન્યાસીને જોઈ પોતાની પાસે બેસાડયો.

આડી અવળી કેટલીક વાતો કર્યા પછી લલિતે માધુરીની વાત ઉપાડી અને બોલ્યો:—"મેં સાંભળ્યું છે કે ઝહરબાઇ બંગાળે ગયાં ત્યારે ત્યાંથી એક છોકરીને લઈ આવેલાં છે. એ વાત સાચી?"

દરવાન બોલ્યો:—"હા, એક બંગાળી છોકરી સાથે આવી છે. આપે મતિબાઈનું નામ સાંભળ્યું નથી શું?"

લલિત બોલ્યો:—"મતિબાઈ કોણ?"

દરવાન બોલ્યો:—"એ છોડી મતિબાઈ જ ને? તેના જેવી ગાનારી દિલ્હીમાં તો શું પણ આખા દેશમાં પણ કોઈ હશે નહિ.

એનો નાચ જોઈ તથા ગાયન સાંભળી પાદશાહે એક લાખ અસરફીનું ઇનામ આપ્યું છે. ”

લલિતે હવે વધારે કશું સાંભળ્યું નહિ; તે ઉંચે શ્વાસે ત્યાંથી ચાલવા લાગ્યો.

દરવાન એનો આવો ભાવ જોઈ વિસ્મિત થઈ તેના તરફ તાકી રહ્યો.

ઉન્મત્તની પેઠે લલિત દિલ્હીના રાજરસ્તામાં ચાલવા લાગ્યો. અગ્નિની હજારો જવાળાઓ તેના મસ્તિષ્કમાં સળગી ઉઠી હતી. તેને સમ્પૂર્ણ ઉન્માદ થયો હતો. માધુરી દિલ્હી આવી નર્તકી થઈ? પાદશાહે તેને એક લાખ અસરફી આપી ! હા ! ખરેખર તે ધર્મભ્રષ્ટ થઈ! હા ! કુલટા બની ! મિજલસે મિજલસમાં એ રૂપ વેચવા લાગી ! આવા સમાચાર સાંભળ્યા પહેલાં મારા મસ્તક ઉપર વિજળી કાં ન પડી ! છટ્, છટ્. બધી સ્ત્રીઓ જ સરખી !

## પરિચ્છેદ નવમો.

### અંતરની પીડા.

હતભાગી લલિતને આજે જેવી પીડા થતી હતી તેવી પીડા ત્રિલોકમાં પણ કોઈને થતી નહિ હોય. આજ સુધી આશા હતી, આજ સુધી સન્દેહ હતો એટલે તેને બળે આ દારૂણ વાત તે પોતાના હૃદયમાંથી દૂર કરી શકતો હતો. પણ આટલે દિવસે બધું જ ધોવાઈ ગયું. “ ગમે તે માટે અને ગમે તે રીતે માધુરી આ દિલ્હીની કુલટા નર્તકી સાથે દિલ્હી આવી છે, અને પોતે પણ કુલટા નર્તકી થઈ છે. છટ્, છટ. વિધવા બ્રાહ્મણ–કન્યાનું આવું અધઃપતન ! એના કરતાં તેનું સો વાર મૃત્યુ કાં ન થયું ? એને લખવું–વાંચવું શું મેં એટલા માટે શિખવાડયું હતું ? છટ, છટ, છટ ! ” સેંકડોવાર લલિતે મનમાં ને મનમાં આ વિચારની આવૃત્તિ કરી. હજારો વિંછીઓ જાણે તેના હૃદયને દંશ દેવા લાગ્યા. “ અરે ! એના જીવનનું પ્રયોજન શું ? તે યમુનાના પાણીમાં ડૂબી કાં ન મુઈ ? અરે ! મારે પણ જીવીને હવે શું કરવાનું છે ? ના—ના, હજુ મારે આત્મહત્યા કરવાનો સમય થયો નથી. એના નિર્દય કાકાને ક્રૂરપણે હણીશ ત્યારે જ મને શાન્તિ થશે. એવા

દુષ્ટ માણસો જગતમાં જીવતાં હશે તો બીજા પણ અનેકને નષ્ટભ્રષ્ટ કરશે." આવા વિચાર કરતો કરતો લલિત દેશ ભણી ચાલ્યો. હવે સન્દેહ રહ્યો નથી ? ના, ના, સન્દેહ છે. માધુરી એવી થાય એ અસંભવિત છે. એ વાત પર હજુ વિશ્વાસ કરવા ઇચ્છા થતી નથી. લલિતે અનેક વાર ધાર્યું કે સાંભળ્યા છતાં પણ એમાં મને વિશ્વાસ થયો નથી. કાશી પાસે આવતાં તેણે વિચાર્યું કે, એકવાર નિશ્ચિન્ત શા માટે ન થવું ? ઝહરબાઇ હજુ કાશીમાં જ છે. તેને મળવાથી બધો સન્દેહ દૂર થશે. તેની સાથે આવેલી તે માધુરી જ કે બીજી કોઈ, એ વાત તેને મળવાથી તરત જાણી શકાશે. યથાર્થ માધુરી જ મતિબાઈ બની છે કે કેમ, એ પણ નક્કી કરવું જરૂરનું છે. પણ એ બધી વાત ઝહરબાઈ કહેશે? જો ખરેખરી માધુરી તેની સાથે આવી છેલ્લે કુલટા–નર્તકી થઈ હશે તો તો તેણે નક્કી પોતાનું ખરૂં નામ છુપાવી બીજું જ નામ કહ્યું હશે. પોતાનો ખરો ઇતિહાસ કદી પણ તેણે ઝહરને કહેલો નહિ જ હોય ! ગમે તે હો. ઝહરની સાથે એકવાર મળી મનની ઉત્કંઠા દૂર કરવી ઉચિત છે. આમ વિચારી લલિત ઝહરને મળવા કાશી તરફ ગયો.

માર્ગમાં ઘણાંને મ્હોંએ તેણે એક સન્યાસિનીની વાત સાંભળી. ચારે દિશાએ સન્યાસિનીનું જ ગાન ગવાતું હતું. તે દીન–દુઃખીઓની માતા બની હતી. તેને બધા "મહાયોગિની–મહારાણી" કહેતા હતા, અને બોલતા હતા કે સાક્ષાત્ માતા કૈલાસેશ્વરી કૈલાસ છોડી પૃથ્વીમાં ઉતર્યાં છે ! તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં સન્યાસિની માતાનું જ ગાન સાંભળ્યું. સમસ્ત પશ્ચિમ પ્રદેશમાં એ યોગિની ભક્તિભાવે સૌનાં હૃદયો આકર્ષી રહી હતી, તેમાં સન્દેહ નહોતો.

જો પોતાને બીજો અવકાશનો સમય હોત તો લલિત એની સાથે મેળાપ કરવા ઉત્સુક થાત, પરન્તુ અત્યારે તેના હૃદયમાં માધુરી સિવાય બીજો કશો વિચાર નહોતો, તેથી તેણે એ સન્યાસિનીની વાત સાંભળ્યા છતાં મન ઉપર લીધી નહિ. તે વ્યગ્રચિત્તે કાશીમાં ઝહરબાઈ પાસે મળવા દોડ્યો. તે સન્ધ્યા સમયે કાશીના દશાશ્વમેઘ ઘાટે આવી પહોંચ્યો. અત્યારે રાત્રિ પડી હતી. તેણે વિચાર્યું કે રાત્રે કુલટા નર્તકીને ઘેર જવું યોગ્ય નથી, કાલે સવારે તેનો મેળાપ કરીશ. આજની રાત્ર તો ક્યાંઇક સુઈ રહેવું. ત્યાર પછી જે બન્યું તે અમે પૂર્વાભાસના બીજા ખડમાં લખ્યું છે.

---

## પરિચ્છેદ દશમો.

---

### માતાજી-મહારાણી.

"માધુરી-મહિમા" છોડી બહાર નીકળ્યા પછી લલિતને ચારે દિશામાં અન્ધકાર વરસતો લાગ્યો ! એકદમ તેના મસ્તક ઉપર વજ્રનો આઘાત થયો ! હું શું કરૂં છું અને ક્યાં જાઉં છું, તેનું કશું જ તેને ભાન નહોતું. શહેરમાં જાણે તેનો પ્રાણ મુંઝાઈ જતો હોય એમ લાગ્યું, ને તેથી શહેર છોડી દૂર-બહુજ દૂર દોડવા લાગ્યો. "ક્યાં જવાથી મને શાન્તિ મળશે ? હાય ! ! આ જીવનમાં હવે શાન્તિ ક્યાં છે ?" આ વિચાર તેના મગજમાં ઘુમી રહ્યો.

શહેરથી બહુજ દૂર નીકળી ગંગાતીરે આવી તે બેસી ગયો. બહુવાર સ્તબ્ધ જેવો બની બેઠો. તેની વિચારશક્તિ સમ્પૂર્ણ લુપ્ત થઈ હતી. કેટલીકવાર સ્વપ્ન અને કેટલીકવાર જાગૃત દશામાં તે ગંગાતીરે પડ્યો રહ્યો. એમ ઘણો સમય ગયો તોપણ તેને શુદ્ધિ આવી નહિ.

ગંગાનાં વારિકણોથી શીતળ થએલો સમીર તેના મસ્તકે અડી શાન્તિનું સિંચન કરવા લાગ્યો, આથી તેને ભાન આવ્યું, અને વિચાર કરવાની પુનઃ શક્તિ પ્રાપ્ત થઈ, તેથી તે ફરી વિચારવા લાગ્યો:— "માધુરી ખરેખર નર્તકી થઈ છે-કુલટા થઈને તેણે અગણિત દ્રવ્ય ઉપાર્જન કર્યું છે, પરન્તુ તે લખતાં વાંચતાં શિખી છે તેથી તરત તેના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ પ્રજ્વલિત થયો છે. એનો દાખલો એ કે તેણે પોતાના પાપના પ્રાયશ્ચિત માટે કાશીધામમાં આ નિવાસ નિર્માણ કર્યો છે. આ બધી વાત સમજતાં મુશ્કેલી આવતી નથી, પરન્તુ અત્યારે તે ક્યાં હશે? સન્યાસી "માધુરી-મહિમા" વિષે જે બોલ્યો તે સાચું ? માધુરીએ પોતાના બંધાવેલા નિવાસનું નામ "પ્રાયશ્ચિત-મન્દિર" રાખ્યું હતું, પણ સન્યાસીઓએ તે નામ ફેરવી માધુરી-મહિમા રાખ્યું છે. તો માધુરી અત્યારે ક્યાં હશે ! તે શું ફરી દિલ્હીમાં જઈ નર્તકી થઈ દ્રવ્ય ઉપાર્જીત કરતી હશે ? છટ્, છટ્, છટ્ ! તેનું મૃત્યુ કેમ ન થયું ?"

કેટલી રાત્રિ ગઈ છે તે પણ તે જાણતો નહતો. ઉષાકાળે તેને કોઈએ બોલાવ્યો, "ભાઈ, રાત્રિ અહિંયાં કેમ ગાળી ?"

લલિતે ચમકી પાછું જોયું તો એક વૃદ્ધ સન્યાસીને જોઈને તે બોલ્યોઃ-" યોગીવર ! રાત્રિ આપે અહિં કેમ ગાળી ? "

" અહિં કાશીમાં રાત્રિ ગાળવામાં કશી મુશ્કેલી રહી નથી. આપ " માધુરી–મહિમા " નામના નિવાસમન્દિરમાં કેમ ન ગયા ? "

લલિત મહાકષ્ટે મનોભાવ છુપાવી બોલ્યોઃ-"માધુરી–મહિમા" ક્યાં છે ? "

સન્યાસી બોલ્યોઃ-" આપ કાશીમાં નવા આવ્યા લાગ્યો છો. દિલ્હીની મતિબાઈ નામે એક સ્ત્રીએ કાશીમાં સન્યાસીઓને રહેવા માટે એક સુન્દર વિશાળ મકાન બંધાવેલું છે. ત્યાં ઉતરવાથી સન્યાસીઓને કશી મુશ્કેલી પડતી નથી. "

લલિત બોલ્યોઃ—" મહાત્મન્, એ નિવાસનું નામ " માધુરી–મહિમા " કેમ પડયું ? "

સન્યાસીએ ઉત્તર આપ્યોઃ—" મતિબાઈએ એ નિવાસનું નામ " પ્રાયશ્ચિત્ત–મન્દિર " રાખ્યું હતું, પરન્તુ પૂજ્યપાદ જગદ્‌ગુરુ શ્રી યોગાનંદ સ્વામીએ તેનું નામ " માધુરી–મહિમા " પાડયું છે. "

લલિતનો કંઠ રૂંધાઈ ગયો. જગદ્‌ગુરુ યોગાનંદ સ્વામી તો પોતાના જ ગુરુ. તેમણે યોગબળે તેનો બધો ઇતિહાસ જાણ્યો હશે એમાં કશો સન્દેહ નથી. જરૂર મતિબાઈ માધુરી વિના બીજી કોઈ નહિ. તે રુદ્ધ કંઠે પૂછવા લાગ્યોઃ—" શા માટે ? "

સન્યાસી બોલ્યોઃ—" નર્તકીએ બંધાવેલા નિવાસમાં કોઈ પણ સન્યાસી પહેલાં ઉતરવાને સંમત થતો નહિ. જગદ્‌ગુરુએ કાશીમાં આવી આ વાત સાંભળી, ત્યારે તેઓશ્રી શિષ્યો સાથે એ નિવાસ ભણી ચાલ્યા. તે દિવસે જ તેમણે પોતે મતિબાઇને સન્યાસ ધર્મમાં દીક્ષિત કરી, અને અમને સૌને સંબોધન કરી કહ્યું કે " સાધુજનો ! હું આ મન્દિરનું નામ " માધુરી–મહિમા " પાડું છું. આપ સૌ વગર સંકોચે આ મન્દિરમાં વાસ કરી શકશો. " ત્યારથી બધા સન્યાસીઓ " માધુરી–મહિમા"માં ઉતરે છે. "

લલિત અસ્પષ્ટ સ્વરે બોલ્યોઃ-" અને માધુરી ? "

સન્યાસી કંઈક વિસ્મિત થઈ તેના મ્હોં ભણી તાકીને બોલ્યો- " માધુરી ? શું આપ તેને જાણો છો ? "

લલિત બોલ્યોઃ—" ના, ના. તેથીજ પૂછું છું."

સન્યાસી બોલ્યોઃ—" લાગે છે કે એ મતિબાઈનું પૂર્વ નામ માધુરી હશે, તેથી જ જગદ્ગુરુએ મન્દિરનું નામ "માધુરી–મહિમા" રાખ્યું હશે."

લલિત ઉન્મત્તની પેઠે પૂછવા લાગ્યોઃ—" અને એ...અને એ... મતિબાઈ અત્યારે ક્યાં છે ?"

સન્યાસી બોલ્યોઃ—" મેં પહેલાં જ કહ્યુંને કે જગદ્ગુરુએ તેજ દહાડે મન્દિરના દ્વારમાં સેંકડા સન્યાસીઓની સન્મુખ તેને દિક્ષા આપી છે, ને તે દિવસથી માધુરી એટલે મતિબાઈ સન્યાસ લઈ ચાલી નીકળી છે. આપે શું "માતાજી–મહારાણી" નું નામ સાંભળ્યું નથી ?"

લલિત ઉભો જ રહ્યો, અને ગળગળો થઈ બોલ્યોઃ–"મહાત્મન્, હું અસ્વસ્થ થયો છું. મારો દોષ ક્ષમા કરશો. દયા કરી મને અહિંઆં જ કંઈક વિશ્રામ લેવા દો."

સન્યાસી લલિતની વાતથી ને તેના ભાવથી વિસ્મિત થયો. કેટલીકવાર તેના તરફ તાકી રહ્યો, પછી ધીરે ધીરે મનમાં ને મનમાં બોલ્યોઃ—" આ કોઈ ચસ્કેલ મગજનો દેખાય છે ! આહા ! આવા માણસો પણ હોય છે !" વધારે કંઈ ન કહેતાં સન્યાસી ત્યાંથી ચાલ્યો ગયો.

એ જન–શૂન્ય સ્થાનમાં બે હાથે મોઢું ઢાંકી લલિત રોવા લાગ્યો. શા માટે રડાય છે, તે તે જ જાણે. એ રૂદનથી જાણે તેના હૃદયમાં શાન્તિસુધાનું સિંચન થયું. તે હવે સ્થિર થયો. " માધુરી કુલટા થઈ હશે, તોપણ અત્યારે પાપ–માર્ગનો પરિત્યાગ કરી સન્યાસિની થઈ છે. તેનાં પાપોનું પ્રાયશ્ચિત્ત પણ થઈ ગયું છે, તો હવે તેને માટે દુઃખ શું છે ? આ " માતાજી–મહારાણી " તે જ માધુરી ?" લલિતનું હૃદય એક અદ્ભુત ભાવથી છલોછલ ભરાઈ ગયું !

---

## પરિચ્છેદ અગિયારમો.

---

### આનંદના સમાચાર.

માધુરી જીવે છે. માધુરીએ સન્યાસ ગ્રહણ કર્યો છે. માધુરીએ પુષ્કળ દ્રવ્ય ખર્ચી સન્યાસીઓ માટે એક વિશાળ નિવાસ બંધાવેલ

છે. માધુરી પોતાની મૂર્ત્તિ અંકિત કરી પોતાના વક્ષસ્થળ ઉપર પદ-ધૂલિ યાચે છે. માધુરી અત્યારે ' માતાજી-મહારાણી ' ને નામે દેશે-દેશ પૂજાય છે. કેવું આશ્ચર્ય ! ગુરુ મહારાજ યોગાનંદસ્વામીએ તેને પણ દીક્ષિતા કરી છે. તેથી લલિત સંતુષ્ટ થયો કે દુઃખિત થયો તે સમજાતું નથી. તેનું મસ્તિષ્ક ડામાડોળ બની ગયું છે. હવે શું કરવું, એ વિષે તે કંઈ પણ નક્કી કરી શકયો નહિ. બહુવાર ત્યાંજ બેસી રહ્યો.

" માધુરીએ અત્યારે સન્યાસિની થઈ પોતાના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત કર્યું છે તે સત્ય; પરન્તુ એક સમય તે ધર્મભ્રષ્ટ નર્તકી થઈ છે તો તેનું મુખ જોવું હવે યોગ્ય નથી. આ લલિતનો જીવ એક-વાર માધુરીને જોવા માટે વ્યાકુલ થયો હતો, પણ હવે તે પહેલાંની માધુરી નથી. સરલ, કોમળ, પવિત્રતાની મૂર્ત્તિ શાન્તિપુરની માધુરી એ મારા હૃદયની માધુરી છે. દિલ્હીની નર્તકી થઈ હવે સન્યાસિની થઈ પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત કરનારી માધુરી તે મારી હૃદયદેવતા નથી. બીજા તેની પૂજા કરતા હોય તો ભલે કરે, પરંતુ હું તેમ કરી શકીશ નહિ. હું તો તેનું મુખ પણ જોઈ શકીશ નહિ. તેણે પોતાની ઇચ્છાથીજ ધર્મત્યાગ કર્યો છે, ને તેથી તે ક્ષમાને યોગ્ય નથી."

આમ વિવિધ વિચારો કરતો વ્યાકુલ લલિત ગંગાતીરે બેઠો રહ્યો. તે વખતે ઘણો સમય થયો હતો; તો પણ તે કંઈ નક્કી કરી શકયો નહિ. તેના હૃદયમાં તુમુલ તોફાન મચી રહ્યું હતું. તે તોફાનનું યથાર્થ વર્ણન થઈ શકે નહિ.

છેલ્લે એકદમ ઉભો થઈ તે બોલ્યો:—" માધુરી જેની સાથે દિલ્હી આવી હતી, અને જેની સાથે આટલા દિવસો રહી, તે જહર-બાઈ કાશીમાં આવેલી છે, ને હું તેનોજ મેળાપ કરવા અહિં આવ્યો છું, એટલે તેનો મેળાપ કરીશ." આવો નિશ્ચય કરી ત્વરિત પગલે તે કાશીશહેર ભણી ચાલ્યો.

લલિતની ભૂખ, તરસ બધુંજ ઉડી ગયું હતું. તે શહેરમાં તેણે જહરબાઈના મકાનની ખોળ કરવા માંડી. એક જટાજૂટધારી નવીન સન્યાસી તાયફાના મકાનની તપાસ કરે છે, એ દેખી સૌ માણસો બહુ વિસ્મય પામી લલિતના મ્હોં તરફ જોઈ રહ્યાં. આ નવાઈ જેવી વાત હતી એમાં સન્દેહ નહિ. કોઈ કોઈ માણસો તો કહેવા લાગ્યા કે,

"જોયો આ ઢોંગી સન્યાસી ! નર્તકીની પાસે થપ્પડ ખાવા જાય છે." કોઈ કોઈ ગંભીરતાથી બોલ્યાઃ–"ના ના, બીજું પણ કંઈ કારણ કેમ ન હોય?" પરન્તુ લલિત કશું ન સાંભળતાં સૌને ઝહરબાઈના મકાનની વાટ પૂછવા લાગ્યો.

દિલ્હીથી ઝહર ઘણીવાર કાશીમાં આવતી, એટલે ઝહર ક્યાં ઉતારો કરતી તે ઘણાં માણસો જાણતાં. આથી લલિતને સહેલાઈથી ઝહરબાઈનું ઠેકાણું હાથ લાગ્યું. તે તેને મકાને પહોંચ્યો. નોકરે ઝહરને કહ્યું કે "બહાર એક સન્યાસી આવ્યો છે; અને મળવાને ચાહે છે."

ઝહર વિસ્મિત થઈ બોલીઃ–"સન્યાસી શું માગે છે?" બીજી જ ક્ષણે પાછી તે બોલીઃ–"ના, ના, હું પોતેજ તેની પાસે આવું છું."

માધુરી સન્યાસિની થઈ છે, ઝહર તેનો સ્વભાવ જાણે છે, એટલે કોઈ ખાસ પ્રયોજને તે પોતાની પાસે સન્યાસીને મોકલે તેમાં નવાઈ જેવું શું છે? એવો વિચાર કરી ઝહર સન્યાસીને મળવા ચાલી. લલિતની સન્મુખ આવી તે બોલીઃ–"આપને શું 'માતાજી–મહારાણી'એ મોકલ્યા છે?"

લલિત ઝહરને અતિ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો હતો, તે ધીરે ધીરે બોલ્યોઃ–"ના, ના, હું પોતે જ તમારી પાસે આવ્યો છું."

ઝહર આ વાતથી વિસ્મિત થઈ અને તેના મુખ ભણી તાકી રહી. સન્યાસી પોતાની પાસે શું કરવા આવે? આવો તેજસ્વી સન્યાસી તો કદિ પણ ભિક્ષા માગવા અહિં આવે નહિ, એમ તેણે ધાર્યું.

એક વાત વિજળીની ત્વરાએ તેના મનમાં ઉદય પામી. તેણે માધુરીને મ્હોંએ જ તેનો બધો ઇતિહાસ સાંભળ્યો હતો. માધુરીએ પોતાના જીવનનો કશો ભાગ ગુપ્ત રાખ્યો નહોતો. પોતાને માટે લલિત સન્યાસી થઈ ગયો હતો, તે વાત પણ તેણે ઝહરને કહી હતી. તેથી ચાલાક ઝહર સમજી ગઈ કે, આ જ એ લલિતકુમાર છે. તેથી તે બોલીઃ–"આપ જ લલિતકુમાર કે?"

પોતાનું નામ ઝહરને મોઢેથી સાંભળી લલિત સ્તબ્ધ થઈ ગયો. પોતાનું લલિત નામ ઘણા કાળથી લુપ્ત થયું હતું. ગુરુએ પણ પોતાનું નામ 'પ્રેમાનંદ બ્રહ્મચારી' પાડયું હતું, અને તે જ નામે સૌ તેને ઓળખતા. પણ આ દૂરના પ્રદેશમાં તેનું નામ લલિત કોઈ જાણતું નહોતું, ત્યારે આ નર્તકીએ જાણ્યું શી રીતે? ચોક્કસ માધુરીએ તેને

બધી વાત કહેલી છે; નહિ તો આ કુલટા તેનું નામ લઈ ઠઠ્ઠા–મશ્કરી કરે શી રીતે ? તેના મગજમાં શમી ગએલો અગ્નિ પાછો ફરી સળગી ઉઠયો. તે આવેગથી બોલ્યોઃ–“ ના, તમે ભૂલો છો, હું કોણ છું તે જાણવાનું તમારે પ્રયોજન નથી. ”

બુદ્ધિમતી ઝહર સમજી કે મારૂં અનુમાન ખોટું નથી. તે મન્દ હાસ્ય કરી બોલીઃ–“ સન્યાસીબાવા, ગુસ્સે થઈ ચાલ્યા જાઓ માં. મારી સાથે અન્દર આવો. તમને આનંદના સમાચાર આપું. ”

લલિત સ્તબ્ધ બની ઉભો રહ્યો. પછી યંત્રે ચાલતા પૂતળાની પેઠે ઝહરની પાછળ પાછળ તેના નિવાસગૃહમાં તે ગયો.

---

## પરિચ્છેદ બારમો.

---

### વિસ્મય કથા.

ઝહર બોલીઃ–“ બેસો. ”

લલિત આનાકાની કરવા લાગ્યો ને પોતે શું કરવું તે કંઈ પણ નિશ્ચિત કરી શકયો નહિ. જાણે નિશ્ચિત કરવાની શક્તિનો તેનામાંથી સમ્પૂર્ણ લોપ થઈ ગયો હોયની ! ઝહર હસતી હસતી બોલીઃ– “ સન્યાસી પ્રવર ! આપ તો યોગમાં પારંગત થયા હશો કે કેમ તે પ્રભુ જાણે; પણ હું તો યોગકળા શીખી છું, અને ભૂત–ભવિષ્ય જોઈ શકું છું. પ્રત્યક્ષ દૃષ્ટાન્ત જોવું હોય તો સાંભળો. મહાશય ! આપ જ લલિત-કુમાર ને ? અને શાન્તિપુરના રહેવાશી ને ? બોલો, એમાં લેશ પણ સન્દેહ નથી. આપ માધુરીની વાત પૂછવા આવ્યા છો ને ? જો એટલા વાસ્તે જ આવ્યા છો તો ગુસ્સે થઈ ચાલ્યા શા માટે જાઓ છો ? ”

લલિત સમજ્યો કે આ બુદ્ધિમતી પાસે મારૂં વૃતાન્ત ગુપ્ત રાખ-વાની મહેનત કરવી વૃથા છે. તેથી બોલ્યોઃ–“હા. આપે યોગ્ય અનુમાન કર્યું છે. ”

ઝહર બોલીઃ–“ ત્યારે ભાગો છો શા માટે ? જે સાંભળવા આવ્યા છો તે સાંભળ્યા વિના શા માટે રસ્તો પકડો છો ? ”

લલિત આવેશથી બોલ્યોઃ—“ હવે સાંભળવાનું કંઈ જ નથી. તેની વાત તમારી પાસે સાંભળવા સારૂ આવ્યો હતો એ સાચું, પણ

વિચારતાં સમજાય છે કે એ ધર્મભ્રષ્ટ સ્ત્રીની વાત સાંભળવી તે મ્હારા જેવા સન્યાસીનું કર્તવ્ય નથી."

ઝહર આંખો ફાડી લલિતના મ્હોં ભણી કેટલીકવાર તાકી રહી, અને ધીરે ધીરે બોલી:-" ધર્મભ્રષ્ટ ! ધર્મભ્રષ્ટ કોણ ? "

લલિત આ વખતે વિસ્ફુરિત લોચને ઝહરના મ્હોં ભણી જોઈ બોલ્યો:-" તમે જેની વાત બોલો છો, તે ધર્મભ્રષ્ટ. બીજા કોઈની સાથે મારે સંબંધ શો છે ? "

ઝહર વળી ધીરે ધીરે બોલી:—" એ ધર્મભ્રષ્ટ ? કોણ કહે છે ધર્મભ્રષ્ટ ? આપે શું " માધુરી-મહિમા " જોએલ નથી ? આપે શું ' માતાજી-મહારાણી'નું નામ પણ સાંભળ્યું નથી ? "

લલિત બોલ્યો:—" મેં " માધુરી-મહિમા " જોયું છે ને " માતાજી-મહારાણી "નું નામ પણ સાંભળ્યું છે. માધુરીએ એ ' માધુરી-મહિમા ' ચણાવ્યું છે તે હું પહેલાં જાણતો નહોતો ! માધુરી જ " માતાજી-મહારાણી" થઇ છે, તે પણ મેં આજેજ સાંભળ્યું છે. અને સમજ્યો છું કે તેની અનુમતિ વિના મને સન્યાસ લાભકારી થશે નહિ. તેથી ગુરૂજીએ મને શાન્તિપુર મોકલ્યો હતો. ત્યાં કોઇ કોઈ કહેતું હતું કે માધુરી કોઈ તાયફા સાથે દિલ્હી ગઈ છે. તેથી હું દિલ્હીમાં તમારે મકાને ગયો હતો. ત્યાં સાંભળ્યું કે તમે કાશી આવ્યાં છો. તેથી તમને મળવા અને માધુરીના સમાચાર લેવા અહિં હું આવ્યો છું. "

ઝહર મન્દ હાસ્ય કરી બોલી:-" તો કંઇજ ન સાંભળતાં નાસો છો કેમ ?"

" હવે કશી વાત સાંભળવાની મરજી નથી. "

" કેમ ? શા માટે ? એકદમ આવો મત ફેરવવાનું પ્રયોજન શું ? "

" એ બધી વાત હું કોઈને પણ કહેવા ઇચ્છતો નથી. મને લાગ્યું કે સન્યાસીએ ધર્મભ્રષ્ટ સ્ત્રીની વાત સાંભળવી ઉચિત નથી. "

ઝહર ધીરે ધીરે બોલી:—" માધુરી ધર્મભ્રષ્ટ નથી; તે અદ્યાપિ પર્યન્ત શુદ્ધ બ્રહ્મચારિણી છે. "

લલિત વિસ્ફારિત લોચને ઝહરના મુખભણી જોઈ રહ્યો. તેના પગ નીચેથી જાણે પૃથ્વી સરી જતી હોયની ! તે ઝહરની વાતનો મર્મ ગ્રહણ કરી શક્યો નહિ. તે ભોંયપર બેસી ગયો.

ઝહર ફરી ધીરે ધીરે બોલી:—" એ ધર્મભ્રષ્ટ નથી. આપની ભૂલ થાય છે."

લલિત વિષાદભર્યું વિકટ હાસ્ય કરી બોલ્યો:—" નાચનારી ધર્મભ્રષ્ટ હોય નહિ, એ વાતમાં કોણ વિશ્વાસ કરશે ?"

ઝહર બોલી:–" આખું જગત્ કરશે ને તમે પણ કરશો."

લલિત આવેશથી બોલ્યો:–" તમે જે કહો છો તે હું સમજી શકતો નથી."

ઝહર બોલી:–" તેમ હોય તો સ્થિર થઈ સાંભળો. માધુરીનો પહેલેથી છેલ્લે લગીનો ઇતિહાસ હું તમને સંભળાવું છું. તેણે જ તે મને કહેલો છે."

આટલું બોલ્યા પછી તેણે લલિત શાંતિપુરથી વિદાય થયો ત્યારથી હતભાગિની માધુરીને માથે જે જે દુઃખો પડ્યાં, તે બધાં તેણે વર્ણવીને કહ્યાં. લલિતે એ બધું શાન્તિપુરમાં જઈ સાંભળ્યું હતું એટલે તેને એમાં નૂતન કશું નહોતું. ત્યાર પછી માધુરીનું આત્મહત્યા કરવા માટે ગંગામાં પડવું, પોતાનાથી તેના પ્રાણનું રક્ષણ થવું, ત્યાર પછી પોતાની સાથે તેનું દિલ્હી આવવું, તેની બ્રાહ્મણકન્યાની પેઠે બ્રહ્મચારીપણે જીવનયાત્રા, એકદમ તેનું ગાવા બજાવવાના શિક્ષણનું ઇચ્છવું, એ બધું વર્ણવ્યા પછી ઝહર બોલી કે " એ ગાવા બજાવવાનું શિક્ષણ લેવામાં તેનો જે ગુહ્ય ઉદ્દેશ હતો તે હું પણ સમજી શકી નહોતી." ત્યાર પછી તેની પાદશાહ પાસેની માગણી સંબંધી બધું વૃત્તાન્ત આદ્યન્ત કહી સંભળાવ્યું. એ બનાવ પછી તરત જ તેનું કાશી આવવું, ત્યાં " માધુરી–મહિમા " ચણાવવું, અને ત્યાં જે જે બન્યું તે બધું કહી સંભળાવ્યું. છેલ્લે કહ્યું કે " માધુરીને "ધર્મભ્રષ્ટ" કહી બોલશો માં. તે સતીના કરતાં પણ ઉચ્ચકોટિની છે, સાધ્વીની પણ સાધ્વી છે. જગત્માં તેની પવિત્રતાનો જોટો મળવો દુર્લભ છે."

મૌન બની, સ્તબ્ધ રહી લલિત ઝહરના મુખથી માધુરીનો ઇતિહાસ સાંભળી રહ્યો. તેનામાં હવે એક પણ શબ્દ બોલવાની શક્તિ રહી નહોતી. ઝહરની વાત પૂરી થઈ તોપણ લલિત કાંઈ જ બોલ્યો નહિ. પાષાણમૂર્ત્તિની પેઠે બેઠો જ રહ્યો. તેની તે વખતની હૃદયની દશાનું વર્ણન કરવાની અમારામાં શક્તિ નથી.

ઝહર બોલી:—“મારી વાતમાં વિશ્વાસ ન હોય તો સૌ દિલ્હીવાસીઓને પૂછજો. અરે ખુદ પાદશાહને પણ પૂછજો ને ? ! લલિતકુમાર ! તે તમારે માટે જ બાલ્યકાલથી અખંડ બ્રહ્મચારિણી રહી હતી ને હવે આપને માટે જ સન્યાસિની થઈ છે. એને સારૂ ‘ધર્મભ્રષ્ટ’ એ શબ્દ કદિ મોંએ પણ લાવશો નહિ.”

## પરિચ્છેદ તેરમો.

### શોધમાં.

લલિતના હૃદયમાં શું થતું હતું, તે તેના સિવાય બીજું કોઈ કહી શકે નહિ. હજારો વિપત્તિમાં પડયા છતાં માધુરી ધર્મભ્રષ્ટ થઈ નથી, આજ લગી બ્રહ્મચર્ય પાલન જ કરે છે, તે હજુ લગી મને ભૂલી નથી—હજુ પણ તેનો મ્હારા ઉપર અપાર પ્રેમ છે. એવા એવા વિચારોથી લલિતનું હૃદય આનંદે છલકાઈ જતું હતું. વળી બીજી ક્ષણે તે ઉંડા શોકસાગરમાં ડૂબી જતો હતો, અને મનમાં ને મનમાં વિચાર કરતો હતો કે હવે એવા વિચારોથી લાભ શો ? તેને પ્રાપ્ત કરવાની આશા કયાં છે ? તે તો વિધવા છે, વળી હવે તો સંન્યાસિની થઈ છે. હું પણ સંસારત્યાગી—સન્યાસી છું. તો હવે એવા વિચારોનું ફળ શું ? ભગવાને મારા અદષ્ટમાં સુખ અને શાન્તિ કયાં લખ્યાં છે ? આ જીવનમાં તો મને સુખ મળવાનો સંભવ નથી. આ જન્મારો તો બળી ભસ્મીભુત થવા જ નિર્માયો છે એટલે આ જીવનમાં તો બીજી આશા નથી. ત્યારે શું હવે પછીના જીવનમાં માધુરી મને પ્રાપ્ત થશે ? ના ના. એવા વિચારો કરવાથી તો મ્હારી ડાગળી ચસકી જશે.

લલિત હવે ઝહર સાથે કાંઈ જ બોલ્યો નહિ. ઉભો થઈ તેનું ઘર છોડી તે ત્વરિત ગતિથી ચાલવા લાગ્યો. ઝહર તીક્ષ્ણ દૃષ્ટિથી તેના ભણી નિહાળી રહી, અને કશું બોલી નહિ. તેના ગયા પછી ઝહર મનમાં ને મનમાં બોલી:—“આનું નામ જ ખરો પ્રેમ. આવાં પ્રેમી જગતમાં જ્યાં ત્યાં મળતાં નથી. પણ ભગવાનની લીલા વિચિત્ર છે. આવા પ્રેમી જોડલાને તેણે છિન્નભિન્ન કરી છેટે છેટે ફેંકી દીધેલ છે. હાય ! શી પ્રભુની લીલા ! !”

લલિતે તે દિવસેજ કાશી છોડી દીધું, ને મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે “હવે તેની વાતનો વિચાર જ કરવો નહિ. તેથી તેના

અને મારા બંનેના સન્યાસમાં વ્યાઘાત થશે. એટલે એવું કાર્ય કરવું એ અમારે માટે અતિ નિન્દ્ય છે."

વળી તે વિચારવા લાગ્યો કે, "તે કુલટા તો થઈ નથી; તેણે ધર્મરક્ષા કરી છે. વળી હજુ પણ મારા ઉપર પ્રેમ રાખે છે. આનાથી મારે આનંદનો વિષય બીજો કયો છે? જે ચિન્તા આટલા દિવસ લગી રાત દહાડો મારા હૃદયમાં સળગ્યા કરતી હતી તે હવે શમી ગઈ છે. હવે મને કષ્ટ શું છે? આ જગતમાં હવે મારા જેવો સુખી બીજો કોણ છે? આ જન્મે નહિ તો બીજા જન્મમાં પણ હું માધુરીને મેળવીશ જ. તે વખતે મારી પાસેથી કોઈ પણ ઝુટવી શકશે નહિ, અને હું અનન્તકાળ પર્યન્ત અપાર આનંદમાં ઝૂલ્યા કરીશ."

વળી વિચાર થયો:—"તેને એકવાર જોવા સારૂ મારો જીવ તલપે છે, એકવાર મળવામાં હરકત શી છે? તે પણ મને મળવા વ્યાકુળ થઈ ભટકે છે, તે હજુ પણ મને ચાહે છે. અરે, મને શોધવા કોણ જાણે તેણે કેટલાં કેટલાં કષ્ટો સહ્યાં છે!"

વળી વિચાર્યું—"કેવળ એટલું જ નહિ, તેને મળવાનું મારે બીજું પણ ખાસ પ્રયોજન છે. હવે તે સન્યાસિની છે, એટલે મને સન્યાસ ગ્રહણ કરવાની અનાયાસે અનુમતિ આપશે. તેની અનુમતિ લીધા વિના ગુરુજી પાસે જવું પણ શી રીતે?"

આમ વિવિધ વિચારો કરતો કરતો લલિત—પ્રેમાનંદ બ્રહ્મચારી—માધુરી એટલે માતાજી—મહારાણીની શોધમાં ચાલ્યો. આખા દેશમાં માતાજી—મહારાણીનું નામ મશહુર હતું. તેનાં દાન, ધ્યાન, પવિત્રતા, વાત્સલ્ય ઇત્યાદિ અનુપમ ગુણોએ સૌ મુગ્ધ બનેલાં હતાં. ગરીબો—દરિદ્રો તેને "મા, મા" કહીને બોલાવતાં. એ નૂતન સન્યાસિનીએ ભારતવર્ષમાં અદ્‌ભુત કીર્તિ જમાવી હતી. ચારે દિશાએ તેનો જ પ્રશંસાવાદ ચાલી રહ્યો હતો. આ સાંભળી લલિતનું હૃદય એક અકથ આનંદે ઉછળતું હતું. બાલ્યકાળે પોતાના અનુપમ સૌન્દર્યે માધુરીએ શાન્તિપુરને મુગ્ધ કર્યું હતું, નર્તકી થઇને તેણે દિલ્હીને મુગ્ધ કરી હતી, અને સન્યાસિની થઇને અત્યારે તેણે આખા ભારતવર્ષને મુગ્ધ કર્યું છે. ખરે, ઝહરે યથાર્થ જ કહ્યું હતું કે, જગતમાં તેનો જોટો મળવો મુશ્કેલ છે."

લલિત, માધુરીની તપાસમાં ચાલ્યો. એક માસ, બે માસ થયા પણ તેનો મેળાપ થયો નહિ. આજે સાંભળે કે માતાજી—મહારાણી

અમુક સ્થાને છે. પણ ત્યાં જતાં સંભળાય કે ગઈ કાલે જ તેઓ અમુક સ્થળે ચાલ્યાં ગયાં છે. એ રીતે ૭ માસ લલિત તેની પાછળ પાછળ રખડયો પણ માધુરીનો મેળાપ કરી શકયો નહિ. આથી તેના મનમાં સન્દેહ થયો કે જાણી જોઇને જ માધુરી મને મળવા ચાહતી નથી. ઇરાદાપૂર્વક જ તે પલાયન કરી જાય છે. તે શા માટે આમ કરતી હશે એ વિષે લલિત કશું સમજ્યો નહિ.

આથી લલિતના હૃદયમાં બહુ દુઃખ થયું. એકવાર તેણે એમ પણ ધાર્યું કે હું હવે તેને કંટાળો આપીશ નહિ. હવે તો હિમાલયના દુર્ભેદ્ય જંગલમાં જઈ જીવન સમ્પૂર્ણ કરીશ. વળી વિચાર્યું, ના. એકવાર મળવું તો ખરૂં જ. નહિ તો હિમાલયમાં પણ શાંતિ મળશે નહિ.

વળી તે માતાજી–મહારાણીની શોધમાં ચાલ્યો. તેણે સાંભળ્યું કે તે પ્રયાગતીર્થે પધાર્યાં છે. લલિત કાળવિલંબ ન કરતાં પ્રયાગ ભણી ચાલ્યો ને મનમાં ને મનમાં બોલ્યો કે, " પૃથ્વીને સીમાડે જવું પડશે તો જઈશ, પણ એકવાર અવશ્ય તેને મળીશ. તે વિના બીજું કામ કરીશ નહિ–કરી શકીશ નહિ."

## પરિચ્છેદ ચૌદમો.

### ગંગા યમુનાના સંગમમાં.

એક દહાડો સન્ધ્યાકાળ પહેલાં એક સન્યાસિની પ્રયાગતીર્થમાં ગંગા યમુનાના સંગમસ્થળમાં ઉભી ઉભી પ્રકૃતિની અપૂર્વ શોભા નિહાળી રહી છે. તેનો છુટો કાળો કેશ–કલાપ પીઠપ્રદેશને ઢાંકી જાનુ લગી લટકે છે. હાથમાં રૂદ્રાક્ષનાં વલયો વિરાજી રહેલાં છે. ગળામાં રૂદ્રાક્ષ અને સ્ફટિકની માળા અને જમણા હાથમાં સિંદુરે રંગેલું લાંબું ત્રિશુલ છે. ડાબા હાથમાં કમંડળુ છે. તેનું આખું અંગ ભસ્મે આભૂષિત કરવામાં આવ્યું છે. કપાળમાં સિંદુરનો લાલ ચન્દ્રક છે. જોતાં જ લાગે છે કે સાક્ષાત્ કૈલાસેશ્વરી કૈલાસ છોડી પૃથ્વીપર પધારેલ છે. સન્યાસિનીના સૌન્દર્યે ચારે દિશાઓ જાણે પ્રકાશિત થએલી છે !

એટલામાં અચાનક કોઈનાં પગલાંનો અવાજ સાંભળી ચમકી તેણે પાછું જોયું તો એક નવીન સન્યાસી ત્વરિત પગલે તેના ભણી આવે છે. શાન્તિપુરમાં લલિતને કોઈ ઓળખી શકયું નહોતું; પણ

માધુરીએ જોતાંવેંતજ ઓળખી લીધો. તે મનમાં ને મનમાં જ બોલી:—"આટલે દહાડે પણ આ અનાથિનીની સ્મૃતિ આવી ખરી!" પછી માધુરીએ ધીરે ધીરે ત્રિશૂલ ઉંચું કરી તેને દૂર રહેવાની નિશાની કરી. લલિત સ્તંભિત થઈ દૂર ઉભો રહ્યો અને વિસ્ફારિત નયને માધુરીને જોવા લાગ્યો. આ જ શું તેની માધુરી? આ જ શું એ દેવી મૂર્તિ? આ આદ્યશક્તિ શું તેની પેલી શાન્તિપુરની બાલિકા માધુરી! એ માધુરી જ શું આ દેવી મૂર્તિ થઈ છે? તેનું અનુપમ રૂપ શું આનું સહસ્રગણું વૃદ્ધિ પામ્યું છે? એ જાજ્વલ્યમાન દેવી મૂર્તિના ઝળહળતા તેજમાં લલિતનાં લોચનો અંજાઈ ગયાં. અહો! મેં આને શું ધર્મભ્રષ્ટ માની હતી? અહો! મારા જેવો મહાપાપી કોણ?

તે આટલે દિવસે માધુરીને જોઈ અત્યંત વિચલિત થઈ ગયો. તેની પાસે અનેક પ્રકારની ક્ષમા—પ્રાર્થના કરવા માટે વ્યાકુલ બની ગયો. પરન્તુ તેનો અવિચલિત સામ્યભાવ જોઈ તે કેવળ સ્તબ્ધ થઈ ગયો, અને કેટલીક વાર પાષાણમૂર્તિની પેઠે સ્તબ્ધ થઈ ઉભો જ રહ્યો. પછી માંડ માંડ સ્વસ્થ થઈ ફરી તેની તરફ જવા તત્પર થયો, પણ માધુરીએ ફરી ત્રિશૂલ ઉંચું કરી લલિતને દૂર રહેવા સાન કરી. હવે લલિત વધારે સહન કરી શકયો નહિ. જાણે તેનું હૃદય આવેગથી છલકાઈ ગયું. તે ગદ્દગદ્દ સ્વરે બોલ્યો:—"માધુરી! માધુરી! મેં બધું સાંભળ્યું છે. મને શું ક્ષમા નહિ મળે? તને નિરાધાર છોડી અગણિત વિપત્તિમાં મેં નાંખી છે, એ પાપની સંપૂર્ણ સજા પણ હું પામ્યો છું. બોલ, મને એકવાર ક્ષમા આપ, એટલે હું ચાલ્યો જાઉં. માધુરી! માધુરી! કહે કે તમને ક્ષમા છે."

લલિત ભાન ભૂલી ગયો. દોડી જઈ તે માધુરીનો હાથ પકડવા તત્પર થયો, પરન્તુ માધુરીએ ફરી તેને દૂર રહેવાની સાન કરી. લલિત ઉન્મત્ત થયો. વિષાદપૂર્ણ સ્વરે તે બોલ્યો:—"મને—મને શું ક્ષમા નહિ મળે? મારૂં હૃદય સળગી ભસ્મીભુત થઈ જાય છે. મેં આટલા દિવસ કેવું કષ્ટ ભોગવ્યું છે તે માત્ર પ્રભુજ જાણે છે. હું ઝહરને મળ્યો છું. તેની પાસેથી તારી બધી વાત સાંભળી છે. તું દેવી છે, હું પામર છું. કહે કે તને ક્ષમા આપી. એકવાર મારા દગ્ધ હૃદયમાં આવી બધી જ્વાળાઓ બૂઝાવ."

માધુરી ધીરે ધીરે બોલી:—"તમે બધું સાંભળ્યું છે, તો હવે મારે કંઈજ કહેવાનું નથી. મારા અદષ્ટમાં ભગવાને કષ્ટ લખેલું તે

મ્હેં ભોગવ્યું છે, તેમાં તમારો શો દોષ? કલંકિની નામ પડ્યું તે પણ મારા અદૃષ્ટનો લેખ. હું તો તમારૂં જ ધ્યાન ધરી, તમારે નામે ને ભગવાનને અનુગ્રહે, ધર્મરક્ષા કરી શકી છું. તમારી જ ચરણરજ હૃદય ઉપર લેવા કાશીમાં મેં મન્દિર નિર્માણ કર્યું છે. જાણુતી હતી કે કોઈ દહાડો પણ તમે હતભાગિની માધુરીની છાતી ઉપર પગ મૂકી, તેના હૃદયની પીડા દૂર કરશો. હું પરસ્ત્રી છું-વિધવા છું, આ જીવનમાં તમને મેળવવાની મને આશા નથી. જો હોત તો હું સન્યાસ લેતજ નહિ. તમે જ્યાં રહેતા હોત ત્યાં શોધતી શોધતી હું આવત, ને તમારી સેવા કરી કૃતાર્થ થાત. પણ આ જીવનમાં તો એ આશા રહી નથી.

આ વખતે લલિત સ્તબ્ધ હતો. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. કેટલીકવાર નિરવ રહી ફરી માધુરી બોલીઃ-"માતપિતાએ જે દિવસે મારો વિવાહ કર્યો તે દિવસે જ હું સમજી હતી કે મારૂં નશીબ ફુટી ગયું છે; આ જીવનમાં મને સુખ નથી, તેમાં તમે શું કરો? મેં મરવા ધાર્યું હોત તો આટલા દિવસમાં મરી તો શકત, પણ એકવાર તમને જોવાની અભિલાષાએ મુઈ નથી-મરી શકી નથી. મ્હારી એ ઇચ્છા આટલે દિવસે-આજે પૂરી થઈ છે; તમને આજે જોયા છે. હવે કશી મનઃકામના રહી નથી. મને વૈરાગ્ય ઉપજશે નહિ. હું દુર્બળ અબળા છું. શું ને બદલે શું કરી બેસું. હું પરસ્ત્રી છું. મેં મારાં હૃદય, મન પ્રાણ અનન્તકાળ માટે તમને દીધાં છે, પરન્તુ આ દેહ મારો નથી. પિતાથી ઉપજેલો આ દેહ પિતાએ મારા સ્વામીને દાનમાં દીધો છે. આ દેહ મારો નથી એટલે તેને પરપુરુષ સ્પર્શ કરી શકશે નહિ. જાઓ, હું દુર્બળ છું. શું કરતાં શું કરી બેસીશ; માટે જ હું મરીશ. આટલે દિવસે તમારાં દર્શન થયાં છે. મારી બધી મનઃકામના મટી ગઈ છે. હવે પરજીવનમાં તમારાં દર્શન થશે; ત્યાં અનન્ત કાળ લગી મારી પાસેથી તમને કોઈ લઈ જઈ શકશે નહિ. જાઓ."

લલિત ઉન્મત્તની પેઠે બોલ્યોઃ—"ત્યારે ચાલો આપણે બન્ને એક સ્થળે-સાથે જ મરી સ્વર્ગમાં જઈએ કે ત્યાં કાયમ માટે મળી શકાય. ચાલો હવે વિલંબ શો છે? આ ગંગા યમુનાના સંગમમાં-પુણ્યતીર્થમાં બંને જણુ આ પાપી દેહોનું વિસર્જન કરી બધી પીડાઓનો પાર પામીએ."

## પરિચ્છેદ પંદરમો.

### ગુરુનો મેળાપ.

"ચાલો બન્ને જણાં એક સ્થળે મરીએ" એટલું જ બોલી માધુરી ગંગા તરફ ચાલવા લાગી. લલિત બોલ્યો:—"અહિંઆં અનેક લોકો ન્હાવું ધોવું કરે છે; તેઓ કોઈ રીતે આપણને મરવા દેશે નહિ, તો ચાલો કોઈ નિર્જન સ્થળે જઈએ."

માધુરી કંઈ ન બોલતાં આગળ ચાલી. લલિત તેની પાછળ પાછળ ચાલ્યો. ત્યારે રાત્રિ પડી હતી. ચારે દિશામાં અન્ધકાર છવાતો જતો હતો. એ અન્ધકારમાં બન્ને મુંગાં મુંગાં ત્વરાથી ચાલતાં હતાં. મનુષ્યોવાળો નદીતટ છોડી, તેઓ બહુ છેટે ગંગાને તીરે આવ્યાં.

પાછળથી કોઈએ એકદમ લલિતના સ્કંધ ઉપર હાથ મૂકયો. લલિત ચમકી ગયો, અને પાછું ફરી જોયું તો પૂજ્યપાદ જગદ્ગુરુ યોગાનંદ સ્વામી! માધુરી ઉતાવળી ઉતાવળી આગળ ચાલતી હતી. પાછળ શું થાય છે તે તરફ તેનું લક્ષ્ય જ નહોતું. જગદ્ગુરુએ કહ્યું:—"વત્સે!"

માધુરી બાણે વિંધાએલી હરિણીની પેઠે પાછી ફરી, અને સત્વર પાસે આવી ગુરુદેવને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. ગુરુદેવ હસીને બોલ્યા:— "આવી તિવ્ર અન્ય મનસ્કતા કે ગુરુને પણ જોઈ શકયા નહિ?"

માધુરી શરમાઈ નહિ. બોલી:—"પૂજ્ય! અમારૂં—મારૂં—જીવનનું કાર્ય સમ્પૂર્ણ થયું છે. આપ મારા ગુરુ છો. આપ પાસે કશું છુપાવીશ નહિ. હું ગંગામાં આ શરીરનો ત્યાગ કરવા જાઉં છું."

યોગાનંદ સ્વામી હસીને બોલ્યા:—"આ લલિતકુમાર—આ પ્રેમાનંદ બ્રહ્મચારી શું માધુરી—માતાજી મહારાણીનું અનુસરણ કરવા જાય છે?"

લલિત આવેશથી બોલ્યો:—"ગુરુદેવ! હું પણ મૃત્યુ જ શ્રેયસ્કર માનું છું."

યોગાનંદસ્વામી અતિ ગંભીર સ્વરે બોલ્યા:—"આત્મહત્યા મહાપાપ છે. એ મહાપાપમાં લપટાઈ શા માટે નરકવાસી થવું છે? ચાલો હું તમોને મહાયોગમાં દીક્ષિત કરૂં છું."

એટલું બોલી જગદ્ગુરુએ બન્નેનો એક એક હાથ લઈ પોતાના હાથમાં એકત્ર કર્યો, અને પોતાના કંઠમાંથી સુન્દર રૂદ્રાક્ષની માળા

લઈ તે હાથો ઉપર વીંટી દેતાં બોલ્યાઃ-"હું આજે તમને યોગથી પર વિરાજતા મહાયોગમાં દીક્ષિત કરૂં."

ત્યાર પછી માધુરીને લક્ષ્ય કરી બોલ્યાઃ-"વત્સે! સંકુચિત થઈશ માં. જેમનો આવો નિઃસ્સીમ પ્રેમ છે, તેમનો વિવાહ ન થાય તે મહાપાપ છે. એવાં પ્રેમી પાત્રોનું સંમીલન થવાથી પૃથ્વીનો ઉપકાર થાય છે. વિધાતાની એજ ઈચ્છા છે તેથીજ હું વિવાહ રૂપ મહાયોગમાં તમને બન્નેને દીક્ષિત કરૂં છું. પુત્રી માધુરી! તને શો સન્દેહ છે તે હું જાણું છું, ને તે હું દૂર કરી દઈશ. તારો આ દેહ પિતૃદત્ત હોવાથી તેમનો છે એ પૂર્ણ સત્ય છે. તેમણે આ દેહ તારા મૃત પતિને દીધેલો છે, એ પણ સત્ય છે. જ્યાં લગી તારો પતિ જીવતો હતો ત્યાં લગી એ દેહની માલિકી પણ તેની હતી, એ પણ સત્ય વાત છે. પરન્તુ સ્વામીની અવર્ત્તમાન દશામાં તેની સંપત્તિની અધિકારિણી સ્ત્રી જ થાય છે. તારો સ્વામી મૃત્યુ પામવાથી આ દેહ હવે તારો જ થયો છે; એટલે હવે તું તેનું ઈચ્છે તેને દાન કરી શકે. વત્સે! લલિતકુમારને એનું દાન કરવામાં તને વાંધો છે?"

માધુરીનું આખું અંગ થરથર કંપતું હતું, તેને બધી દિશાઓમાં અન્ધકાર દેખાયો. યોગાનંદ સ્વામી ભક્તિપૂર્ણ સ્વરે ધીરે ધીરે બોલ્યાઃ—"ચન્દ્ર, સૂર્ય અને તારાઓ મંડિત ગગનરૂપી છત્રવાળા અને પૃથ્વીના નિમ્નતલવાળા પ્રભુના પવિત્ર સિંહાસન ઉપર બેસાડી, હું આજે તમને બન્નેને શુભ વિવાહ-બન્ધનમાં જોડું છું. લલિત આને ઝાલી રાખ, નહિ તો હમણાં જ તે પડી જશે." આટલું કહી યોગાનંદ સ્વામીએ ત્વરાથી તે સ્થળનો પરિત્યાગ કર્યો. માધુરી ભોંયે પડી જાત, પણ લલિતે તેનો સંજ્ઞાહીન દેહ ઝાલી લીધો, અને તેના ગુલાબ વિનિન્દિત અધરો ઉપર પ્રણયના પ્રથમ ચિહ્નરૂપ ચુમ્બન કર્યું. તેના આ પ્રથમ ચુમ્બનથી માધુરી ચમકી ગઈ, અને આંખો ઉઘાડી સલજ્જપણે લલિતના અંગથી આઘી ખસીને ઉભી રહી અને રૂદ્ધ કંઠે બોલીઃ-"ગુરુદેવ! આ શું કર્યું?"

લલિત બોલ્યોઃ-"પૂર્વ જન્મમાં જે થવાનું હતું તેનું સિદ્ધપુરુષ ગુરુદેવે આપણને આ જીવનમાં જ દાન કર્યું. માધુરી! આપણો વિવાહ થયો છે. તું મારી સ્ત્રી થઈ છે, હવે તું મારૂં સર્વસ્વ છે."

માધુરી બોલીઃ-"મને અન્ધારાં આવે છે, મારૂં માથું ભમે છે. ગુરુદેવ, આ શું કર્યું?"

એ વખતે અંધારામાંથી કોઈ બોલ્યું:—“ વિધાતાની જે ઇચ્છા હતી તે જ કર્યું છે. હું મન વચન કર્મે આશીર્વાદ આપું છું કે તમે ચિરકાલ સુખી રહો. હું શહેરની ધર્મશાળામાં આજે રાતવાસો રહીશ. પ્રાતઃકાળે તમે મને મળજો.”

આટલું કહી યોગાનંદ સ્વામી અન્ધકારમાં અદશ્ય થઈ ગયા, અને લલિત તથા માધુરી ? તેઓ તો એ ગંગાના તીરમાં-જનશૂન્ય સ્થાનમાં ગોઠણભેર બેસી ભગવાનને ભક્તિભાવે સેંકડોવાર ધન્યવાદ આપવા લાગ્યાં.

---

## પરિચ્છેદ સોળમો.

### ઉપદેશ.

બીજે દિવસે પ્રાતઃકાળે લલિત અને માધુરી ધર્મશાળાના દ્વારમાં આવી ઉભાં રહ્યાં. આવું સુંદર જોડું કોઈએ કદિ પણ જોયું નહોતું. માધુરી લાવણ્યની જ મૂર્ત્તિ હતી, અને લલિત બાલ-બ્રહ્મચારી, તેજસ્વી, યોગીપુરુષ હતો. સૌ કહેવા લાગ્યાં:-“ જુઓ, જુઓ, કેવાં અનુપમ દંપતિ ! જાણે કૈલાસ છોડી સાક્ષાત્ ઉમામહેશ્વર જ ભૂતળ-પર પધાર્યાં ! ”

તેમને જોઈ યોગાનંદ સ્વામીએ અન્ય શિષ્યોને જરા બહાર જવાની રજા આપી, અને બોલ્યા કે, “ આ શિષ્ય-શિષ્યા પ્રેમાનંદ બ્રહ્મચારી અને માતાજી-મહારાણી આવેલ છે; તેમની સાથે મારે કંઈક વાત-ચિત કરવાની છે.”

બધા બહાર ગયા પછી ગુરુદેવ બોલ્યા:—“ અહિંયાં બેસો. હવે તમે શું કરશો તેનો વિચાર કર્યો ? ”

લલિત બોલ્યો:—“ ગુરૂદેવ ! આપની પાસે એ વાસ્તે જ આવ્યો છું. આપની અનુમતિ વિના હું શું કરૂં ? ”

માધુરી બોલી:—“ પ્રભો ! આપે સમાજના નિયમોનું ઉલ્લંઘન કરી અમારો વિવાહ કર્યો છે, પણ સમાજમાં અમને સ્થાન મળશે નહિ. રજા હોય તો કોઈ ગાઢ અરણ્યમાં જઈ અમે નિવાસ કરીએ.”

યોગાનંદ સ્વામી ધીરે ધીરે બોલ્યા:-“ લલિતને ત્રણ કર્તવ્યો કરવાનાં છે. પહેલું તારો અપવાદ દૂર કરવો. બીજું તું બહુ દુઃખ પામી છું,

એટલે હવે તને પરમ સુખ આપવું: ત્રીજું પરોપકારમાં જીવન વ્યતીત કરવું. કેમ વત્સ લલિત ! યોગ્ય છે ને ?"

લલિત વિનીત સ્વરે બોલ્યો:–" આપે જે આજ્ઞા કરી તે મારે શિરોધાર્ય છે."

યોગી બોલ્યા:–" માધુરીનો અપવાદ દૂર કરવામાં તથા તેને પરમ સુખી કરવામાં પુષ્કળ દ્રવ્ય અને વિપુલ વૈભવની અવશ્યકતા છે."

લલિત બોલ્યો:–" યથાર્થ કહો છો ગુરુદેવ."

ગુરુજી બોલ્યા:–" જગતમાં ઉપકારી થવાને પણ પુષ્કળ દ્રવ્યની આવશ્યકતા છે. દરિદ્રભિક્ષુક શી રીતે બીજા ઉપર ઉપકાર કરી શકે ?"

લલિત બોલ્યો:–" એ પણ સત્ય."

ગુરુજી બોલ્યા:–" મેં જે મહૌષધ કેવળ તને જ શિખવાડયું હતું તે ઔષધે તેં જહાંગિર પાદશાહની પ્રાણરક્ષા કરી છે."

" એવો મોટો પાદશાહ મરી જતો હતો, એટલે શું કરૂં ?" લલિત બોલ્યો.

ગુરુજી બોલ્યા:–" જે કર્યું છે તે સારૂં જ કર્યું છે. જહાંગિર અકૃતજ્ઞ નથી. નિરોગી થઇને તને શો બદલો આપવા તેણે ઇચ્છયું હતું ?"

લલિત બોલ્યો:–" તેમણે મને એક પ્રદેશનું દાન કરવા ઇચ્છયું હતું; પરન્તુ હું સન્યાસી હતો તેથી રાજ્ય લઇ શું કરૂં ? એમ કહી ચાલી નીકળ્યો હતો."

" હવે તું સન્યાસી નથી. જા પાદશાહની સાથે મુલાકાત કર. તેની પાસેથી રાજ્ય માગી લે. હું દિલ્હી ગયો હતો, ત્યાં મેં બધું સાંભળ્યું છે. તું પાદશાહની પાસે રાજ્ય માગીશ એટલે તે જરૂર તને આપશે." આટલું બોલી યોગાનંદ સ્વામી માધુરી ભણી જોઈ બોલ્યા:–" મેં કહ્યું છે કે માધુરી એક દહાડો મહારાણી થશે; સંન્યાસીની વાત જુઠી પડે નહિ. જાઓ, માધુરી પણ પાદશાહથી અજાણી નથી."

માધુરી બોલી:–" ગુરુજી, આપ બધું જાણો છો. મારૂં ગાન સાંભળી સંતુષ્ટ થઈ પાદશાહે મને એક લાખ અસરફી આપેલી હતી."

સ્વામી બોલ્યા:—" હું બધું જાણું છું, તે જ તને હવે મહારાણી બનાવશે."

માધુરી બોલી:–" ગુરુદેવ, અમારે શું તેમની સન્મુખ ફરી જવું યોગ્ય છે ?"

સ્વામી બોલ્યા:–" સતીના શરીરને સાક્ષાત્ યમ પણ સ્પર્શ કરવા શક્તિમાન નથી, તો પાદશાહ કોણ માત્ર ? નિર્ભયતાથી તારા સ્વામી સાથે તું પાદશાહ પાસે જા. જહાંગિર પાદશાહ ન્યાયી છે, તે તમારૂં ઘણું માન રાખશે. મહારાણી થવાથી તારા બધા અપવાદો દૂર થઈ જશે. સમાજમાં તારા જેવી વિધવાનો વિવાહ કરવામાં કશો જ દોષ નીપજશે નહિ. તું જગતનું સમ્પૂર્ણ ભલું કરી શકશે. જા, દિલ્હી જા. પાદશાહની મુલાકાત થતાં જે હકીકત બને તે મને કાશીમાં જણાવજે. જ્યાં સુધી તમે પાછાં નહિ ફરો, ત્યાં લગી હું " માધુરી–મહિમા "-માં જ વિસામો લઈશ."

માધુરી બોલી:–" ગુરુદેવ ! શું આ વેશે જ દિલ્હી જવું ?"

ગુરુદેવ બોલ્યા:–" હા. જે દહાડે માતા મહાશક્તિ પ્રકટપણે મહા ધામધુમથી તારો વિવાહ કરે તે દિવસે તું માતાજીનો આ પવિત્ર વેશ પરિત્યાગ કરી, રાણીવેશે આભૂષિત થજે. જાઓ, હવે વિલંબનું પ્રયોજન નથી."

તે દિવસે જ લલિત અને માધુરીએ પાદશાહને મળવા દિલ્હી ભણી પ્રયાણ કર્યું. આટલા દહાડા માણસો માતાજી–મહારાણીને એકલી જ જોતાં, અને આજે તેની સાથે એવા જ સુન્દર એક સન્યાસીને જોઈ સૌ વિસ્મિત અને સ્તંભિત થયાં. બહુ દૂર સુધી લોકો તેમને વળાવવા ગયા. સેંકડો સ્ત્રી પુરુષો માતાજીના ચરણમાં આળોટવા લાગ્યાં. તેઓ કોઈ રીતે તેમને રોકી શક્યાં નહિ.

---

## પરિચ્છેદ સત્તરમો.

---

### જહાંગિર પાદશાહ.

જહાંગિર પાદશાહ ત્રીજે પહોરે દિવાને ખાસમાં સભાસદોથી વિંટાઈ બિરાજ્યો છે; તે વખતે એક સભાસદે આવી ત્વરાથી કુરનસ કરી કહ્યું–" જહાંપનાહ, એક સન્યાસી એકવાર હજરતને મળવા ચાહે છે. સાથે એક ભૈરવી પણ છે.

જહાંગિર બોલ્યો–" કયો સન્યાસી ને તે શું ચાહે છે ?"

સભાસદ—" જહાંપનાહ, જે સન્યાસીએ હજરતની દવા કરી હતી તે જ હજરતને મળવા ચાહે છે. હજરતનો હુકમ છે કે આ રાજદ્વાર તેને માટે સદા ખુલ્લું છે."

જહાંગિર બોલ્યો:–" બરાબર, બરાબર. હમણાં જ તેને તેડી લાવો."

સભાસદ–" તેની સાથે એક ભૈરવી છે."

પાદશાહ જરા વિસ્મિત થઈ બોલ્યો:–" ભૈરવી ! તે વળી કોણ ?"

સભાસદ–" એક સ્ત્રી. તેનો પણ વેશ તો સન્યાસિનીનો છે."

જહાંગિર–" એ કોણ છે ?"

સભાસદ–" જહાંપનાહ ! તે હું જાણતો નથી, પણ સન્યાસી કહે છે કે એ બન્નેને હજરતની મુલાકાત કરવી છે. પેલી સ્ત્રી પણ કહે છે કે હજરત તેને સારી રીતે પિછાને છે."

જહાંગિર વિચારમાં પડી બોલ્યો–" સ્ત્રી અને ભૈરવી કે સન્યાસિની ! અને હું તેને પિછાનું છું ? કંઈ સમજાતું નથી. ગમે તે હો; બન્નેને અહિંયાં લઈ આવો."

થોડીવારે માધુરી તથા લલિતે દિવાને ખાસમાં આવી પાદશાહને નમન કર્યું. તે બન્નેનું સૌન્દર્ય તથા વેશ જોઈ બધા સભાસદો સ્તબ્ધ થઈ, લોચન વિકસાવી તાકી રહ્યા. આ સુન્દર જોડલાંને જોઈ પાદશાહ પણ બહુ જ આશ્ચર્યથી બન્નેના મુખ ભણી નિહાળી રહ્યો. પછી અતિ વિનીત સ્વરે લલિત બોલ્યો:–" જહાંપનાહ ! આપે મને એક દેશનું રાજ્ય આપવાની ઇચ્છા પ્રકટ કરી હતી, પરન્તુ તે વખતે મને તેની આવશ્યકતા નહોતી એટલે જ્યારે જરૂર પડે ત્યારે હજરતની પાસે આવવાનું ફરમાન આપે કર્યું હતું, તેથી હું આવ્યો છું."

પાદશાહ બોલ્યો:–" જહાંગિર અકૃતજ્ઞ નથી. આપે મારી પ્રાણ-રક્ષા કરી છે; તો રાજ્ય તો શું પણ આપ જે ચાહો તે દેવા હું તત્પર છું." પછી મન્દ હાસ્ય કરી કહ્યું, " તે દિવસે આપ બોલ્યા હતા કે હું સન્યાસી છું, રાજ્ય લઈ શું કરૂં ? હવે શું આ રત્ન પ્રાપ્ત કરી સંસારી થવા ઇચ્છો છો ?"

લલિત બોલ્યો, " હજરતે જે અનુમાન કર્યું છે તે બરાબર છે. મેં એ રત્ન પ્રાપ્ત કરી સન્યાસ છોડી સંસારી થવાનું નક્કી કર્યું છે. અમારો બન્નેનો વિવાહ થયો છે."

જહાંગિર બોલ્યોઃ-" આપે જ્યારે એ રત્ન પ્રાપ્ત કર્યું છે, ત્યારે ખુદાતાલા આપને સદા સુખમાં રાખે. આપ-"

આટલીવાર લગી માધુરી છાનીમાની ઉભી હતી. તે બોલીઃ "રાજા પાદશાહોનાં ચક્ષુઓ સદાકાળ શું આંધળાં જ હોય છે ? હજરત મને ઓળખી શકતા નથી ? "

બહુ વિસ્મિત થઈ માધુરીના મુખ તરફ પાદશાહ નિહાળી રહ્યો, પણ તેને ઓળખી શકયો નહિ. કેમકે આ વખતે તેનો પહેરવેશ જુદો હતો. તે વખતે માધુરી સર્વાંગે બહુ મોંઘા અલંકારવડે આભૂષિત થયેલી હતી. તે વખતે સુવર્ણ-ખચિત કીનખાબના પાયજામા તથા ઓઢણાથી તે શોભતી હતી, તેનાં ચરણોમાં સુવર્ણના ઘુઘરા ઝણઝણાટ વાગતા હતા, અને આજ તેનાં બધાં અંગો ભસ્મે વિભૂષિત થએલાં, કપાળમાં સિન્દુરનો લાલ ચાંદલો, હાથમાં રૂદ્રાક્ષનાં વલયો, કંઠમાં રૂદ્રાક્ષની માળા અને એક હાથમાં વિશાળ ત્રિશૂલ ! આ વેશમાં જહાંગિર મતિબીબીને ઓળખી શકયો નહિ, એમાં વિસ્મય જેવું કંઈ નથી.

પાદશાહ વિસ્મય પામી તેના મુખ તરફ નિહાળી રહ્યો. એ જોઈ માધુરી ધીરે ધીરે બોલીઃ-" જહાંપનાહ ! હું જ દાસી મતિબીબી. હજરતે મારૂં ગાન સાંભળી એક લાખ અસરફીઓનું ઇનામ આપ્યું હતું ! "

આ સાંભળતાં જ જહાંગિર અતિ વિસ્મયથી બોલ્યોઃ-" તમે કોણ મતિબીબી ? બરાબર, બરાબર. મેં સાંભળ્યું હતું કે તું સન્યાસિની થઈ ચાલી ગઈ છું. આવી ગાયિકાના પલાયનથી આખો દરબાર દીલગીર થયો હતો. તેથી ઝહરબાઇને અમે પૂછપાછ કરી હતી, ને તેની પાસેથી તારો બધો ઇતિહાસ સાંભળ્યો હતો. આ જ તારા લલિત-કુમાર કે ? "

માધુરી અતિ વિનીતભાવે મસ્તક નમાવી પાદશાહને અભિનંદન કરી બોલી, " જહાંપનાહ ! એજ તે. "

પાદશાહ બોલ્યાઃ-" હવે તને મતિબીબી કહીને કોઈ બોલાવશે નહિ, તારૂં ખરેખરૂં નામ લઇનેજ બોલાવશે. માધુરી, આજ હું અંતઃકરણમાં અપાર આનંદ પામ્યો છું. આવો આનંદ હું જીવનમાં ક્વચિત્ જ પામ્યો હોઇશ. આ સન્યાસીએ મારી પ્રાણરક્ષા કરી છે. ઝહર

પાસેથી તમારી બધી વાત સાંભળી તમારા ઉપર મારો ગાઢ ભક્તિભાવ થયો છે. તમારા પ્રેમી જોડાના મીલનથી જહાંગિર પાદશાહે જેવો આનંદ મેળવ્યો છે એવો આનંદ આ જીવનમાં કદિ પણ મેળવી શકશે નહિ. તમે બન્ને મારાં પુત્રપુત્રીસમ છો. આવો, આ ગાદી ઉપર મારી પાસે બેસો."

પાદશાહે ગાદી ઉપરથી ખસી, જાતે બન્નેના હાથ ઝાલી, અતિ આદરથી બન્નેને પોતાની પાસે બેસાડયાં. આવું સન્માન કદિ કોઈના પણ ભાગ્યમાં સંભવે નહિ.

---

## પરિચ્છેદ અઢારમો.

---

### રાજાધિરાજ.

જહાંગિર સભાસદો ભણી જોઈ બોલ્યોઃ "આ બાલિકાનો ઇતિહાસ દિવાને ખાસમાં જાહરે તમારી સૌની આગળ કહ્યો છે એટલે તમને કશું અજાણ્યું નથી. મેં બક્ષિસ આપેલી અસરફીઓથી માધુરીએ કાશીમાં સન્યાસીઓ માટે "માધુરી–મહિમા" નામે ધર્મ ક્ષેત્ર બંધાવેલ છે તે પણ તમે સાંભળ્યું છે. મારો પ્રાણ બચાવનાર આ સન્યાસી તે જ માધુરીના સાચા સ્નેહી લલિતકુમાર છે, એ જાણતાં આજે તમને શું અપાર આનંદ થતો નથી ?"

બધા બોલી ઉઠયાઃ " આવો આનંદ જીવનમાં અમે કદિ પણ પામ્યા નથી, જહાંપનાહ !"

જહાંગિર બોલ્યોઃ—" જો આ બન્નેનો વિવાહ થયો ન હોત, અને જો હું જ એ બન્નેની ભેગો થઈ શકયો હોત તો જોર . કરીને હું જ એ બન્નેનો વિવાહ કરાવત. પાદશાહનું એ પણ શું કર્ત્તવ્ય નથી?"

બધા બોલ્યાઃ–" હજરત, આપ જે કહો છો તેમાં કોઈનો બીજો મત નથી."

પાદશાહ બોલ્યો–" હું આ સન્યાસી–આ લલિતકુમારને રાજ્યદાન કરવા બંધાયો છું, તેથી હું એને આજે મારા દશહજારી ઉમરાવને પદે નીમું છું. હું એને આજે મહારાજા વીરેન્દ્ર કેશરીનો ઇલકાબ આપી આખા તિર્હૂત પ્રદેશનો શાસનભાર આપું છું. વજીર

સાહેબ ! એમને લાયક પોષાક રિયાસત અને સહી સિક્કાવાળું પાદશાહી ફરમાન મળી જાય એવી વ્યવસ્થા કરજો. એક લાખ અસરફી અને દશહજાર લશ્કર સાથે તેમને તિર્હૂત પ્રદેશમાં મોકલવાની ત્વરાથી સગવડ કરજો. ”

લલિતકુમાર પાદશાહની સન્મુખ ગોઠણભેર પડી તેમનું હસ્તચુમ્બન કરી ગદ્‌ગદ કંઠે બોલ્યોઃ—“ આપનો અપાર અનુગ્રહ થયો. જ્યાં લગી આ શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી આ દાસ પાદશાહના કાર્યમાં તિલમાત્ર પણ કસુર કરશે નહિ. ”

પાદશાહ માધુરી તરફ ફરી હસી બોલ્યોઃ—“ એક માટે બંદોબસ્ત કર્યો. હવે માધુરી ! તું શું ચાહે છે ? બોલ. ”

માધુરી હાથ જોડી બોલીઃ—“ જહાંપનાહ, હું હજરતનો ચિરકાલ અનુગ્રહ અને સ્નેહ સિવાય બીજું કંઈજ ઇચ્છતી નથી. સ્વામીથી પત્નીનું જૂદું અસ્તિત્વ છે જ નહિ. હજરતે મારા પતિને રાજાધિરાજ બનાવ્યા છે, તો સાથે સાથે આ દાસી પણ મહારાણી બનેલી જ છે. બીજું હું કંઈજ ઇચ્છતી નથી. ”

જહાંગિર સભાસદો ભણી જોઈને બોલ્યોઃ—“ કાલે જ દિવાને ખાસની સામે આરસપહાણની વેદી ઉપર એક સુવર્ણનો ફુવારો નિર્માણ કરાવો. રાત્રિદિવસ એ ફુવારામાંથી ઉત્તમોત્તમ ગુલાબજળ સિંચાયાં કરે અને એ જળ આરસપહાણની નિર્મેલી નીક દ્વારા અમારી બેગમોના મહેલોમાં વહી તેમને પવિત્ર કરી યમુનામાં પડે. એ ફુવારામાં આરસપહાણ ઉપર આ પ્રમાણે એક લેખ કોતરવોઃ—

માધુરીના પવિત્ર પ્રેમના જેવું આ ફુવારાનું
પવિત્ર જળ બેગમમહેલમાં સદાકાળ
વહ્યાં કરો, અને માધુરીના અનુપમ
સતીત્વ જેવું આ સુવાસિત
જળ આખા જગતમાં
ફેલાઇ છેવટ અનંત
સાગરમાં સંમેલન
પામો.

આ સાંભળી ચારે દિશાઓમાંથી પાદશાહનો જયધ્વનિ બોલાયો. પરંતુ પાદશાહ બોલ્યોઃ—“ ના, આજે મારો જયધ્વનિ ન બોલો.

ચાલો, આપણે બધા સાથે બોલીએ "જય, મહારાજા વીરેન્દ્ર કેશરીનો જય." "જય, મહારાણી માધુરીનો જય." આખા મહેલમાં તુમૂલ જયધ્વનિ ગર્જી રહ્યો. જહાંગિર બોલ્યો–"માધુરી! આ દરબારમાં તમારા આગમનનું એક સ્મૃતિચિહ્ન રહેવું જરૂરનું છે; તો હવે તું આ એક સત્કારની ના નહિ પાડે."

એટલું કહી પાદશાહે પોતાના હાથમાંથી બે મહામૂલ્યવાળી વીંટીઓ કહાડી આદરથી માધુરીના બન્ને હાથમાં પહેરાવી અને બોલ્યો, "જાઓ હવે વિશ્રાન્તિ લો. અહિંથી તિર્હુત જતાં પહેલાં એકવાર જરૂર દર્શન આપજો."

એટલામાં જનાનખાનાના એક ખોજાએ આવી પાદશાહના હાથમાં એક ચિઠ્ઠી આપી. તેમાં સમ્રાટેશ્વરી નુરજહાંને માધુરીનાં દર્શન કરાવવાની પાદશાહ પાસે યાચના કરી હતી. આથી સભાસ્થાનમાંથી જે દ્વારે જનાનખાનામાં જવાતું હતું ત્યાંથી પરિચારિકાઓ સાથે માધુરીને માનપૂર્વક લઈ જવામાં આવી. બેગમ–મહેલમાં હીરા માણિક્યખચિત સુંદર આસન ઉપર માધુરીને બેસાડી, સમ્રાટેશ્વરી નૂરજહાંને અત્યંત ભક્તિભાવે તેનું પાદોદક લીધું. અને ગદ્‌ગદ સ્વરે આદરસત્કાર કરતાં કહ્યું:–"સતીશિરોમણિ માધુરી! ભારતવર્ષમાં હું અત્યારે અપાર ઐશ્વર્યની અધિષ્ટાત્રી મનાઉં છું, પરન્તુ તારો શુદ્ધ પ્રેમ નિહાળતાં હું લજ્જિત થાઉં છું. તારી પવિત્રતાનો અંશ અમારામાં અને અમારી સંતતિમાં પ્રભુ આપે." ત્યાર પછી ઘણો આદરસત્કાર કરી તેને પાદશાહની પાસે વિદાય કરવામાં આવી. છેલ્લે વજીર માધુરી તથા લલિતને લઈ દિવાનેખાસની બહાર નીકળ્યો. તેમને ઉતરવા માટે એક ભવ્ય હવેલી અને ત્યાં પુષ્કળ દાસ દાસી સોંપવામાં આવ્યાં હતાં. છેલ્લે દરબારમાંથી પોશાક, ઈનામ અને સહી સિક્કાવાળું પાદશાહી ફરમાન પણ આવી પહોંચ્યું. તેમાં બહુ મૂલ્યવાળો પાદશાહી દશહજારી સેનાપતિને શોભે તેવો સુવર્ણ મંડિત પોશાક, મણિમુક્તાખચિત બે તલવારો, એક ભવ્ય હાથી અને દશ સુંદર અશ્વો હતા. વળી માધુરીને માટે પણ ઉત્તમ પોશાક, પાલખી, ગજદન્ત નિર્મિત અને હીરા મણિખચિત ઉત્તમ કારીગરીવાળી પેટી, અને બીજી વિવિધ કિંમતી ચીજો હતી. જેની શોભાનું વર્ણન થઈ શકે નહિ.

લલિત, માધુરીને નિર્જનમાં બોલાવીને તેનું મુખ ચુમ્બન કરી બોલ્યો:–"માધુરી! આપણે આવાં સુખી થઈશું એ કદિ તેં સ્વપ્ને પણ ધાર્યું હતું?"

માધુરી બોલી. " એ બધું ભગવાનના હાથમાં છે. જ્યારે જ્યારે દુઃખો પામ્યાં છીએ ત્યારે પણ તેને જ સંભારેલ છે, અને આજે આટલું ઐશ્વર્ય, આટલું સુખ અને આટલો સત્કાર પામ્યાં ત્યારે પણ તેને જ સંભારીએ છીએ."

લલિત બોલ્યો:–" માધુરી! જગતમાં તારી જોડી નથી. તારા જેવો ભગવાન ઉપર જેને અચલ વિશ્વાસ હોય તે મનુષ્ય રહે નહિ પણ દેવ જ થાય!"

## પરિચ્છેદ ઓગણીસમો.

### છેલ્લી કથા.

આટલાં સુખોમાં પણ લલિત અને માધુરીના હૃદયમાં એક શંકા વારંવાર ખટક્યા કરતી હતી. હિન્દુઓની ઉચ્ચ કોમમાં વિધવા-વિવાહ પ્રચલિત નહોતો; આથી તેમના વિવાહથી સમાજના લોકો શું બોલશે, એ સન્દેહ તેના હૃદયમાંથી જતો નહોતો.

માધુરી નવ વર્ષની હતી ત્યારે માત્ર લગ્નને દિવસે એકવાર જ તેણે સ્વામીને જોયો હતો, પરન્તુ તે વખતે પણ સારી રીતે જોએલો તો નહિ જ. તેના બાલક પતિનો ચહેરો કેવો હતો, તે પણ તેને સાંભરતું નહોતું. તે જન્મી ત્યારથી જ લલિત ઉપર સ્નેહ રાખતી. સુખમાં અને દુઃખમાં રાત્રિદહાડો તે માત્ર તેનું જ ધ્યાન ધર્યા કરતી. એટલે જો કોઇ માધુરીનો ખરેખરો સ્વામી હોય તો લલિત જ હતો. આવી દશામાં ગુરુદેવની યોજના શું અયોગ્ય કહેવાય? તેના આ વિવાહ માટે લેશ પણ સન્દેહ કરવો ઉચિત નથી.

બીજે દિવસે બપોરે એકદમ ગુરુદેવ તેમને મકાને આવી પહોંચ્યા. રાત્રે માધુરી તથા લલિતના વિવાહ વિષે તેમણે અનેક આલોચના કરી હતી. અત્યારે લલિત ગુરુદેવને જોઈ બોલ્યો:–" ભગવંત! આવા વિવાહમાં કશું અનુચિત તો થતું નથી ના?"

સ્વામીજી થોડીવાર લલિતના મુખ ભણી તીક્ષ્ણ દૃષ્ટિથી નિહાળી રહી બોલ્યા:–" તમારાં બન્નેનાં મસ્તિષ્ક બાલ્યકાળથી જ કંઈ ભિન્ન પ્રકારનાં છે. તમે શું એમ કહેવા ચાહો છો કે મેં અણસમજુ જનો-ની પેઠે વગર સમજે તમારો વિવાહ કર્યો છે? ના, એમ નથી.

તમારા બન્નેમાં જે અપાર પ્રેમ વિદ્યમાન છે, હજારો વિપત્તિમાં પણ જે પ્રેમ એક તલભાર પણ ચલિત થયો નથી, અને જે પ્રેમ ઉભય-નાં અંતઃકરણોને ઉર્ધ્વમાર્ગમાં લઈ જનારો છે તે પ્રેમીપાત્રોનો વિવાહ થવો, એ ભગવાનનો જ અભિપ્રાય છે. વળી એટલું જ નથી; આવી બાલવિધવાનો વિવાહ કરવો તે શાસ્ત્રાનુસાર છે. અનેક શાસ્ત્રોનાં પ્રમાણો એના ઉપર આપી શકાય. હા, જે સ્ત્રી એક દિવસ પણ સ્વામીસંગનો લાભ લીધા પછી અદૃષ્ટયોગે વૈધવ્ય પામે તેનો ફરી વિવાહ કરવો એ શાસ્ત્રસંમત નથી. એવી વિધવાઓએ બ્રહ્મચર્ય પાલન કરી પરોપકારમાં જીવન અર્પવું, એ જ શાસ્ત્રની આજ્ઞા છે. એટલે આ બાબતમાં તમારે લેશ માત્ર શંકાશીલ થવાનું નથી. ભલા-બાદશાહે શો અનુગ્રહ કર્યો ? ”

લલિત બોલ્યોઃ—“ તેમણે ન ધારેલો અનુગ્રહ કર્યો છે. મને મહારાજા વીરેન્દ્ર કેશરીનો ઈલ્કાબ આપી તિર્હૂતનો રાજ્યભાર અર્પણ કર્યો છે. વળી દરબારમાં દશહજારી ઉમરાવનો હોદ્દો આપ્યો છે. ”

સ્વામી બોલ્યા—“ સારી વાત સાંભળી ખુશી થવાયું. તેણે માધુરી માટે શું કર્યું ? ”

લલિત બોલ્યોઃ—“ માધુરીએ પાદશાહનો ચિરકાલનો અનુગ્રહ અને સ્નેહ સિવાય બીજું કંઈ જ માગ્યું નથી. ”

સ્વામી હસીને બોલ્યાઃ—“ માધુરી તે સદાકાળ માધુરી જ છે. એ પણ ઠીક થયું. ”

લલિતે ગુરુદેવને પાદશાહ તરફથી આવેલ આભૂષણો વગેરે બધું બતાવ્યું અને બોલ્યોઃ—“ આ બધું હું કોઈ દહાડો નજરે પણ જોઈ શકત કે કેમ; તે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. ”

સ્વામી બોલ્યાઃ—“ વત્સ ! આ બધી ભગવાનની લીલા છે. તું સન્યાસી થવા માટે વ્યાકુલ થયો હતો, પરન્તુ તેમાં તું સફળ શી રીતે થાત ? તેને બદલે તું રાજાધિરાજ બન્યો. અને માધુરી કદિ પણ દિલ્હીની નર્તકી થઈ શકત નહિ. આજે તે તારી વિવાહિત ભાર્યા થઈ, તિર્હૂતની મહારાણી બની. તે બધી પ્રભુની જ લીલા છે. તિર્હૂત ક્યારે જશો ? ”

“ આવતે સોમવારે પ્રયાણ થશે એમ લાગે છે. ” લલિત બોલ્યો.

" સારૂં, ત્યાં જઈ મોટી ધામધુમથી માધુરીનો વિવાહ કરવો યોગ્ય છે. પરન્તુ તમારો જે વિવાહ મેં કર્યો તે મહાયોગ છે, તે સામાજિક વિવાહ નથી. સામાજિક વિધિ પ્રમાણે વિવાહ કર્યા વિના માધુરી સાથે ગૃહસ્થાશ્રમમાં જોડાઈ શકાય નહિ, તેટલા માટે તમારે એ કાર્ય કરવું પડશે."

" ગુરુદેવ જે આજ્ઞા કરશે તે આ દાસ જીવનપર્યન્ત-પ્રાણાન્ત લગી પાલન કરશે. " લલિત બોલ્યો.

" વિધિપૂર્વક વિવાહ થયા વિના માધુરીને તારે સાથે લઈ જવી ઉચિત નથી. એથી લોકો ભિન્ન ભિન્ન ચર્ચા કરશે." ગુરુદેવ બોલ્યા.

" ગુરુદેવ ! તે મારાથી સહન પણ થઈ શકશે નહિ, " લલિત બોલ્યો.

" તેથી જ માધુરી અમારી સાથે રહેશે. વિવાહને દહાડે હું તેને વિવાહ-મંડપમાં લેતો આવીશ. " ગુરુજી બોલ્યા.

લલિત બોલ્યો:–" આપની આજ્ઞા હશે તેમ કરીશ. "

" અત્યારે માધુરી તારી સાથે ભલે રહે. હું તિર્હૂતના સીમાડામાં આવું ત્યાં તું તેને મારી પાસે રાખી જજે એટલે હું તેડતો આવીશ. બસ વિદાય થાઓ. તિર્હૂતના સીમાડામાં તમને મારો મેળાપ થશે. "

સ્વામીજી વિદાય થવા ઉભા થતાં થતાં બોલ્યા:–" એ વિવાહ પ્રસંગે નિમંત્રણ કોને કોને કરવાનાં છે ? "

લલિત વિષાદમય સ્વરે બોલ્યો:–" મ્હારે આપના સિવાય બીજું કોણ છે ? હું કોને નિમંત્રણ કરૂં ? "

યોગાનંદ સ્વામી બોલ્યા:–" તો નિમંત્રણનો ભાર પણ હું જ લઉં છું. " પછી હસીને બોલ્યા, " માધુરી જેવી માતાના વિવાહમાં નિમંત્રણ કરવું એ મ્હારા જેવાનું જ કામ છે.

ત્યાર પછી શું થયું તે અમે પૂર્વાભાસના ત્રીજા ખંડમાં દર્શાવ્યું છે. મહારાજા વીરેન્દ્રકેશરી અને મહારાણી માધુરીના પુત્ર પાત્રોના વંશજો હજુ પણ તિર્હૂત પ્રદેશમાં હયાત છે.



# રાજસ્થાનની વીરરમણી-ચંદા.

**ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિ. રૂ. ૧-૧૨-૦**

આમાં ચારસો વર્ષ ઉપર થઈ ગએલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો, ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ સ્વામીદ્રોહી પોતાના પતિનુ જાતેજ ખુન કરી પોતે સતી થઈ હતી. ઇતિહાસમાં આવા બનાવ ક્વચિતજ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્ભુત ને અત્યંત રસિક થઈ છે.

# સુશિક્ષિત સ્ત્રી.

## (બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ.)

ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથા લખવામાં આવી છે. પાકું પુંઠું. **કિંમત** રૂ. એક.

# વિપિન

**સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ-કિં રૂ બે.**

લેખક રા. રા. **રાજેન્દ્રરાવ સોમનારાયણ;** બી. એ.

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે, તીલસ્માતી કે પ્રેમનાં ખોટાં ટાયલાંનો આમાં અંશ પણ નથી; પરંતુ સ્ત્રી-પુરૂષ કે વિદ્યાર્થીઓ સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કોઇને કાંઈ સારો પાઠ શીખવે તેવી છે.

# માયાનો બજાર.

**ચાલુ જમાનાની સામાજીક નવલકથા બે ભાગમાં પુરી.**

**કિંમત**-૧ લા ભાગની રૂ. ૨; બીજા ભાગની રૂ. ૨-૪-૦

સર વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક **હરિનારાયણ આપટે**ની એક નવલ કથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દરામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે. તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદ્રશ્ય ને મનોહર દ્રશ્ય છે. સ્ત્રીઓને પણ વિના સંકોચે વાંચવા લાયક આ પુસ્તક છે.